# શ્રી તીર્થંકર ચરિત્ર

અને

## આનંદઘન કૃત ચોવિશી, દેવચંદ્રજી કૃત ચોવિશી અને વિશી.



રચી પ્રસિદ્ધ કર્ત્તા,


## શા. જેઠાલાલ દલસુખભાઈ.

દેવશાને પાડે-અમદાવાદ.





આવૃત્તિ પહેલી. પ્રત ૧૦૦૦.

સંવત્ ૧૯૭૧. સને ૧૯૧૪.





શ્રી રામકૃષ્ણ પ્રિન્ટિંગ પ્રેસમાં શા. મગનલાલ હરીવલ્લભદાસે છાપ્યું ઠે. કાલુપુર ટંકશાળની પોળ-અમદાવાદ.


કીંમત રૂ. ૧-૪-૦.



શેઠ જમનાદાસ જેઠાભાઇ.

ઝીકાભટની પોળ, **અમદાવાદ.**

The Bombay Art Printing Works, Fort.

# અર્પણ પત્રિકા.

---

## સુરજ્ઞી શેઠ જમનાદાસ જેઠાભાઈ.

આ જગતમાં લક્ષ્મીની પ્રાપ્તિ અનેક માણુસોને થાય છે. પરંતુ તેનાપર અતિશે મોહ નહીં રાખતાં તેનો સન્માર્ગે વ્યય કરનાર કોઇ વિરલાજ પુરૂષો દૃષ્ટિગોચર થાય છે. આપ સાહેબે જૈન બોર્ડીંગને મોટી સખાવત આપી જૈન કોમને આભારી કરી છે. તેમજ બીજાં અનેક પરોપકારનાં કામો કરી જૈન ધર્મ પ્રત્યે અતિશય પ્રેમ દર્શાવ્યો છે. વળી આપ પ્રથમથી મારા પ્રત્યે ઘણો સ્નેહ રાખોછો તેથી મને દરેક કાર્યમાં ઉત્તેજન આપી આભારી કરોછો. તેથી તથા આપની દયાળુ અને પરોપકાર વૃત્તિથી દોરાઇને આ "શ્રી તીર્થંકર ચરિત્ર" નામનું લઘુ પુસ્તક આપને અર્પણ કરૂં છું તે સ્વિકારશોજી.

લી. સેવક,

**શા. જેઠાલાલ દલસુખભાઈ.**

# પ્રસ્તાવના.

આ લઘુ પુસ્તક વાંચકગણની સમક્ષ મૂકતાં નિવેદન કરવાનું કે હાલમાં આપણી કોમમાં તેમજ અન્ય કોમમાં સર્વ સ્થળે વાંચવાનો શોખ વધતો જાય છે. તેથી આ અવસર્પિણી કાળમાં ત્રીજા આરાના અંતથી માંડી ચોથા આરાના અંત સુધીમાં ચોવીશ તીર્થંકર ભગવાન્ થઇ ગયા તેમનું ચરિત્ર દરેક જૈને અવસ્ય જાણવું જોઇએ વળી તે ચતુર્વિંશ તીર્થંકર ભગવાનોના સમયમાં બાર ચક્રવર્તી, નવ વાસુદેવ, નવ બળદેવ અને નવ પ્રતિ વાસુદેવ એમ ત્રેસઠ શ્લાઘનીય પુરૂષો થઇ ગયા તેમનું ચરિત્ર કળિકાળ સર્વજ્ઞ શ્રીમદ્ હેમચંદ્રાચાર્યે સંસ્કૃતમાં રચેલું તેનું ભાષાન્તર શ્રી ભાવનગર જૈન ધર્મ પ્રસારક સભાએ બહાર પાડેલું છે. અને તેનાં જૂદાં જૂદાં દશ પર્વ છે પણ આ પુસ્તકમાં ચોવીશ તીર્થંકરોનું ચરિત્ર આપવામાં આવેલું છે. તેમાં પહેલા શ્રી ઋષભદેવ ભગવાનના ચરિત્ર સાથે ભરત ચક્રીનો સંબંધ હોવાથી ભરતચક્રીનું, તેમજ બાવીશમા શ્રીઅરિષ્ટ નેમિનાથ ચરિત્ર સાથે કૃષ્ણ વાસુદેવ, બળદેવ, પાંડવો, જરાસંધ વિગેરેનો સંબંધ હોવાથી તેમનાં ચરિત્ર પણ ટુંકામાં આપેલાં છે. શ્રી પાર્શ્વનાથ સ્વામી તથા શ્રી મહાવીર સ્વામીનાં ચરિત્ર કંઇક વિસ્તારથી આપવામાં આવેલાં છે.

વળી આ ગ્રંથની સાથે **શ્રી આનંદઘન કૃત ચોવિશી, દેવચંદ્રજીકૃત ચોવિશી તથા દેવચંદ્રજી કૃત વિશી** મુકવાની કેટલાક સદ્ગૃહસ્થોની પ્રેરણાથી તે પણ દાખલ કરવામાં આવી છે આ ગ્રંથ આદિથી અંત સુધી વાંચનાર ભવિજનોનાં અંતઃકરણ નિર્મળ થાય છે. વળી એવા મહાન્ પુરૂષો સંસારિક સુખની અનેક સામગ્રીઓ પ્રાપ્ત થયા છતાં તે સર્વે અસાર જાણી દિક્ષા લઇને મોક્ષ પદને પામ્યા તો આપણે પણ શક્તિ પ્રમાણે ધર્મ સાધન કરી સદ્ગતિ મેળવવાનો પ્રયત્ન કરવો જોઇએ.

આ ગ્રંથમાં દૃષ્ટિ દોષથી અથવા મતિ કલ્પનાથી કાંઇ ભૂલ થઇ હોય તો વાંચકવૃંદ મને જણાવવા કૃપા કરશે કે જેથી તે બીજી આવૃત્તિમાં સુધારી શકાય.

લી. પ્રસિદ્ધ કર્ત્તા.

# ચાંદી, સોનાના દાગીનાની પ્રખ્યાત પેઢી.



અમારે ત્યાં ચાંદીના દાગીના સૌથી કીફાયત ભાવથી ઉત્તમ પ્રકારની બનાવટના મળશે.

દરેક જાતનો ફેન્શી બનાવટનો માલ મળશે.

અમારા દાગીના જ્યારે બદલાવવામાં આવશે ત્યારે ચાંદીના ભાવથી પાછા લેવામાં આવશે.

દેશાવર ખાતે વી. પી. થી સેમ્પલ પ્રમાણે મોકલવામાં આવશે.

સોનાના દાગીના ઓર્ડર મળેથી મનપસંદ બનાવી આપીશું.

એકવાર મુલાકાત લઈ ખાત્રી કરો.

## ગંગારામ મંછારામ પંચાલ.

ઠે. રતનપોળના નાકે દુ. નં. ૫૨૯૬.

**અમદાવાદ.**



# શ્રી તીર્થંકર ચરિત્ર.



## ૧ શ્રી રૂષભદેવ ચરિત્ર.





જંબુદ્વિપમાં મેરૂ પર્વતની પશ્ચિમમાં વિદેહ ક્ષેત્રને વિષે ક્ષિતિપ્રતિષ્ટિત નામના નગરમાં પ્રસન્નચંદ રાજા રાજ્ય કરતો હતો. તે નગરને વિષે ઘણો ધનાઢય એવો ધન નામે શેઠ રહેતો હતો તે એક વખત ઘણા માણસો સાથે વેપારાર્થે વસન્તપુર જવા નીકળ્યો, તે વખતે ધર્મઘોષ નામના આચાર્યે પણ ઘણા સાધુઓ સાથે તેમની જોડે જવાની ઇચ્છા જણાવી. શેઠે ઘણા હર્ષ સાથે આચાર્યને સાથે લીધા, માર્ગમાં ચોમાસુ આવી પહોંચવાથી એક અટવીને વિષે તંબુ નાંખી ચોમાસુ રહ્યા. આચાર્યને માટે પણ નિર્જીવ જગ્યા જોઇ આશ્રમ બનાવી આપ્યો. પછી ચોમાસાના ચાર માસ ગયા ત્યાં સુધી શેઠ

આચાર્યને ભુલી ગયા. અને તેમની કાંઇ ખબર લીધી નહીં. ચોમાસુ પુરૂ થયે શેઠ આચાર્ય પાસે જઇ પોતાની ભુલનો પશ્ચાત્તાપ કરી તેમને આહાર વહોરાવવા માટે તેડી લાવ્યા. બીજી કાંઇ વહોરવા યોગ્ય વસ્તુ નહીં હોવાથી શેઠે ઘણા ઉત્કૃષ્ટ ભાવપૂર્વક તાજું ઘી વહોરાવી વંદના કરી સમકિત પ્રાપ્ત કર્યું. મુનીએ ધર્મલાભ આપી શેઠને નીચે પ્રમાણે દેશના દીધી.

આ સંસાર સર્વ દુઃખમય છે. તેમાંથી તરવાને ધર્મ શિવાય બીજું કોઈ પણ સાધન નથી. ધર્મથી ઇચ્છિત વસ્તુ મળે છે. ધર્મથી ઇંદ્ર, ચક્રવર્તિ, વાસુદેવ, બળદેવ વિગેરેની પદ્વિ મેળવી શકાય છે. અને મોક્ષ પણ મેળવી શકાય છે. તે ધર્મ, દાન, શિળ, તપ અને ભાવ એમ ચાર પ્રકારનો છે. તેમાં દાન ત્રણ પ્રકારેછે. જ્ઞાન દાન, અભયદાન અને ધર્મોપગ્રહે દાન. તેમાં સાવદ્ય યોગનું જે પ્રત્યાખ્યાન કરવું તે શિળ કહેવાય તેના બે ભેદ એક દેશવિરતિ અને બીજું સર્વવિરતિ. છ બાહ્ય અને છ અભ્યંતર એમ બાર ભેદે તપ અને બાર પ્રકારે ભાવના ભાવી સંસારની નિંદા કરવી તે ભાવ. એમ ચાર પ્રકારે ધર્મ છે. એવી રીતે મુનીએ ધર્મદેશના દીધી. ત્યાર પછી કેટલાક દિવસે આચાર્યે ત્યાંથી વિહાર કર્યો. અને શેઠ વસન્તપુર જઇ ઘણું દ્રવ્ય ઉપાર્જન કરી ક્ષિતિ પ્રતિષ્ઠિત નગરે પાછા આવ્યા. અનુક્રમે આયુષ્ય પુરૂ થયે કાળ કરી મુનીદાનના પ્રભાવે ઉત્તર કુરૂ ક્ષેત્રમાં યુગલીયારૂપે ઉત્પન્ન થયા. ત્યાંથી આયુષ્ય પુરૂ થએ કાળ કરી ધન શેઠનો જીવ પેહેલા સૌધર્મ દેવ લોકે દેવતા થયો. ત્યાંથી ચ્યવી પશ્ચિમ માહાવિદેહમાં ગંધીલાવતી વિજયમાં વૈતાઢય પર્વતની ઉપર ગંધાર

દેશમાં ગંધ સમૃદ્ધિ નામના નગરને વિષે વિદ્યાધર શિરોમણી શતબળ નામના રાજાની રાણી ચંદ્રકાન્તા નામની ભાર્યાની કુખે પુત્રપણે ઉત્પન્ન થયો તેનું માહાબળ એવું નામ પાડ્યું. કુંવર મોટો થયા પછી એક દિવસે શતબળ રાજાએ આ શરીર ક્ષણભંગુર જાણી માહાબળને રાજ્ય સોંપી દિક્ષા લીધી.

માહાબળે ઘણા વર્ષ પર્યંત સારી રીતે પ્રજાને પાળી રાજ્ય ચલાવ્યું. એક દિવસ સ્વયંબુદ્ધ નામે રાજાના એક મંત્રીએ રાજાને વિનંતિ કરી કે હે મંહારાજ ! જેમ કાષ્ટથી અગ્નિ, નદીયોથી સમુદ્ર, સમુદ્રના જળથી વડવાનળ અને જંતુઓથી યમરાજ તૃપ્તિ પામતા નથી. તેમ આ જીવ વિષયોથી તૃપ્તિ પામતો નથી. જે માણુસ ઉત્તમ કુળમાં જન્મ પામી ધર્મોપાર્જન નથી કરતા તે બીજા ભવમાં બીડાલ, સર્પ વિગેરે નીચ યોનિમાં જાય છે. માટે આપ સુજ્ઞ છો તો સંસારની વાસનાઓમાં મોહ નહીં પામતાં ધર્મનો આશ્રય કરો.

આ પ્રમાણે સ્વયંબુદ્ધ મંત્રીએ કહ્યા પછી મિથ્યાત્વરૂપી અંધકારની ખાણરૂપ અને વિષ સરખી વિષમ મતીવાળો સંભીન્નમતી નામનો બીજો મંત્રી બોલ્યો. અરે સ્વયંબુદ્ધ ! તને અકાળે માહારાજાને વજ્રપાત જેવાં વચનો કહ્યાં તે ઘણું ખોટું કર્યું જેઓ આ ભવ સંબંધી ભોગને છોડી દઇ પરલોકને માટે યત્ન કરે છે તેઓ હથેળીમાં રહેલા લેહ્ય પદાર્થને છોડી કોણી ચાટવા જેવું કરે છે. ધર્મથી પરલોકમાં ફળ મળે છે. એમ જે કહેવાય છે તે અસંગત છે. કેમકે પરલોકી જનોનો અભાવ છે તેથી પરલોક પણ નથી જ એમ ગોળપીષ્ટ અને જળ વિગેરે પદાર્થોથી મંદ શક્તિ

ઉત્પન્ન થાય છે. તેમ પૃથ્વિ, અપ, તેજ અને વાયુથી ચેતના ઉત્પન્ન થાય છે. શરીરથી જુદો કોઇ શરીરધારી પ્રાણી નથી કે જે આ શરીરને છોડી પરલોકમાં જાય. માટે વિષયનું સુખ નિઃશંકપણે ભોગવવું અને પોતાના આત્માને ઠગવો નહીં. કારણ કે સ્વાર્થભ્રંશ કરવો તે મુર્ખતા છે. ધર્મ અને અધર્મની શંકાજ કરવી નહીં. કારણ કે સુખાદિક માટે વિઘ્નકારક છે. અને ધર્મ અધર્મ ગધેડાના શિંગડાની પેઠે વિદ્યમાન જ નથી. સ્નાન વિલેપન પુષ્પ અને વસ્ત્રાભુષણથી એક પાષાણુની પૂજા કરાય છે તો તેણે શું પુન્ય કર્યું અને બીજા પાષાણુપર બેશી માણસો મળ મૂત્ર કરે છે તો તેણે શું પાપ કર્યું. જો પ્રાણીઓ કર્મથી ઉત્પન્ન થતા હોય અને મૃત્યુ પામતા હોય તો પાણીના પરપોટા કયા કર્મથી ઉત્પન્ન થાય છે, અને નાશ પામે છે જ્યાં સુધી ઇચ્છાવડે ચેષ્ટા કરે છે ત્યાં સુધી ચેતન કહેવાય છે અને નાશ થયેલા ચેતનનો પુનર્ભવ નથી. જે પ્રાણી મૃત્યુ પામે છે તેજ ફરી ઉત્પન્ન થાય છે. એમ માનવું એ ખોટું છે. માટે જ્યાં સુધી જીવવું ત્યાં સુધી વિષય સુખ ભોગવવું અને ધર્મ કાર્યની ઝંખના કરવી નહીં. કારણ કે ધર્મ અધર્મનું કંઇ ફળ જ નથી.

એવાં તેનાં વચનો સાંભળી સ્વયંબુદ્ધે કહ્યું અરે ! પોતાના અને પરના શત્રુરૂપ નાસ્તિક લોકોને ધિક્કાર છે કે જેઓ અન્ધ માણસ જેમ અન્ધ ટોળાને દોરી જેમ કુવામાં પાડે તેમ માણસોને આકર્ષણ કરી અધોગતિ વિષે પાડે છે. જેમ સુખ દુઃખ સ્વસંવેદનથી જાણી શકાય છે તેમ આત્મા પણ સ્વસંવેદનથી જ જાણવા યોગ્ય છે. તે સ્વસંવેદનમાં બાધાનો અભાવ હોવાથી આ-

ત્માનો નિષેધ કરવાને કોઇ પણ શક્તિમાન નથી. હું સુખી છું, હું દુઃખી છું. એવી અબાધિત પ્રતીતિ આત્મા શિવાય કોઇને કયારે પણ થઇ શકતી નથી. એ પ્રમાણેના જ્ઞાનથી પોતાના શરીરને વિષે આત્માની સિદ્ધિ થાય છે. જે પ્રાણી મૃત્યુ પામે છે. તે જ ફરી ઉત્પન્ન થાય છે તેથી ચેતનને પરલોક પણ છે. એવું સંશયરહિત જણાય છે. પૂર્વ ભવની અનુવૃત્તિ શિવાય તરતનો જન્મેલો બાળક પણ કેમ ધાવી શકે. ધર્મ અને અધર્મ માટે પાષાણનું દ્દષ્ટાંત ખોટું છે કેમકે પાષાણ અચેતન છે તેથી તેને સુખ દુઃખાદિનો અનુભવ જ નથી. માટે આ દેહથી ભિન્ન એવો પરલોકવાન્ આત્મા છે. અને ધર્મ અધર્મ છે કારણ જેનું એવો પરલોક પણ છે. એમ સિદ્ધ થાય છે. અગ્નિના તાપથી જેમ માખણ ઓગળી જાય છે. તેમ સ્ત્રીના આલિંગનથી મનુષ્યોનો વિવેક નાશ પામે છે. માટે હે સ્વામી! નરકમાં લઇ જનાર વિષયોથી દુર જ રહો. અને ધર્મને ગ્રહણ કરો.

એવી રીતે વાદવિવાદ સાંભળી રાજા બોલ્યો, હે સ્વયંબુદ્ધ! તમે ધર્મ ગ્રહણ કરવાનું કહ્યું તે યુક્ત છે. પણ યોગ્ય અવસરે ધર્મનું ગ્રહણ કરવું જોઇએ. યૌવન વયની યોગ્ય પ્રતિપતી કર્યા વિના કોણ ઉપેક્ષા કરે. તમે જે ધર્મોપદેશ કર્યો તે અયોગ્ય અવસરે કર્યો છે. ધર્મનું ફળ પરલોક છે. તે સંદેહવાળું છે. માટે તમે આ લોકના સુખ ભોગવવાનો કેમ નિષેધ કરો છો.

સ્વયંબુદ્ધ બોલ્યો હે માહારાજ! આવશ્યક એવા ધર્મના ફળમાં કયારે પણ શંકા કરવી એ યુક્ત નથી. આપને યાદ છે કે બાલ્યાવસ્થામાં આપણે એક દિવસ નંદનવનમાં ગયા હતા ત્યાં

આપણે એક સુંદર કાન્તિવાન દેવને જોયા હતા. તે વખતે તે દેવતાએ આપને કહ્યું હતું કે હું અતિબળ નામે તમારો પિતામહ છું. મેં વિષય સુખથી ઉદ્વેગ પામીને તૃણની પેઠે રાજ્ય છોડી દીધું હતું તેના પ્રભાવથી હું લાન્તકાધિપતિ દેવતા થયોછું. માટે તમારે પણ અસાર સંસારને વિષે પ્રમાદી થઇને રહેવું નહીં. એવી રીતે કહી તે દેવ અન્તર્ધ્યાન થઇ ગયા હતા.

રાજાએ કહ્યું, તમે મને પિતામહનું વચન યાદ કરાવ્યું તે બહુ સારૂ કર્યું. હવે હું પરલોકને માનુંછું. આવું સાંભળી સ્વયંબુદ્ધ મંત્રી ખુશી થઇને રાજાને નીચે પ્રમાણે કહેવા લાગ્યો.

હે રાજા ! તમારા વંશમાં પૂર્વે કુરૂચંદ્ર નામે રાજા થયો તે રાજા ઘણો અન્યાયી હતો, તો પણ ઘણા કાળ સુધી રાજ્ય ભોગવ્યું પછી છેવટે તેને ધાતુ વિપર્ય્યયનો રોગ થયો અને તેથી જે જે સુખની વસ્તુઓ હતી તે સઘળી દુઃખમય થઈ પડી. અને રૌદ્ર ધ્યાને મૃત્યુ પામ્યો ત્યાર પછી તેનો પુત્ર હરિશ્ચંદ્ર ગાદીએ બેઠો તે સદ્ગુણી હતો તેણે એક વખત પોતાના મંત્રીને આજ્ઞા કરી કે તમારે હમેશાં ગુરૂ પાસેથી ધર્મ સાંભળી મને કહેવો. સુબુદ્ધિ મંત્રી હમેશાં તે પ્રમાણે કરવા લાગ્યો. અને રાજા પણ તેનાપર વિશ્વાસ રાખતો હતો.

એક વખતે નગરની બહાર ઉદ્યાનમાં શીલંધર નામે માહામુનીને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું તેથી દેવતાઓ તેમને વંદન કરવાને જતા હતા આ વૃત્તાંત હરિશ્ચંદ્રને સુબુદ્ધિએ કહ્યું. એટલે શુદ્ધ મનવાળો તે રાજા મુની પાસે આવી નમસ્કાર કરીને ધર્મોપદેશ સાંભળવા બેઠો દેશનાને અંતે રાજાએ હાથ જોડી પુછયું.માહા-

રાજ ! મ્હારા પીતા મૃત્યુ પામી કઈ ગતીમાં ગયા છે. કેવળજ્ઞાની મુનીએ કહ્યું. હે રાજા ! ત્હારો પીતા સાતમી નરકે ગયેલ છે તેના જેવાને બીજું સ્થાન નજ હોય. તે સાંભળી રાજાને વૈરાગ્ય ઉત્પન્ન થયો. અને મંત્રીની સાથે દીક્ષા ગ્રહણ કરી.

આ પ્રમાણે દૃષ્ટાંત આપી સ્વયંબુદ્ધ બોલ્યો હે રાજન્ ! તેજ હરિશ્ચંદ્રના વંશમાં આપ ઉત્પન્ન થયેલાછો અને હું સુબુદ્ધિના વંશમાં ઉત્પન્ન થયેલોછું માટે ક્રમથી ચાલતા આવેલા આ પ્રભાવથી તમે ધર્મને વિષે પ્રવર્ત્તો હવે મેં તમને અવસર શિવાય ધર્મ કરવાની વિનંતિ કરી તેનું કારણ કે આજે નંદન વનમાં મેં બે ચારણ મુનીઓને જોયા. તે અપૂર્વ જ્ઞાનથી શોભતા માહાત્માઓ ધર્મદેશના આપતા હતા તે વખતે મેં તેઓને આપના આયુષ્યનું પ્રમાણ પુછ્યું ત્યારે તમારૂં માત્ર એક માસનું આયુષ્ય બાકી છે એમ તેમણે કહ્યું તે ઉપરથી આજે હું આપને ધર્મ સાધન કરવાની ઉતાવળ કરૂં છું.

માહાબળ રાજાએ કહ્યું હે સ્વયંબુદ્ધ ! હે બુદ્ધિના સમુદ્ર ! મારો ખરો બંધુ તો તુંજ છે. કે જેણે મને મોહનિદ્રાથી જાગૃત કર્યો હવે મને કહો કે હું કેવી રીતે ધર્મસાધન કરૂં. આયુષ્ય થોડું રહ્યું છે તો તેટલા વખતમાં માહારે કેટલો ધર્મ સાધવો અગ્નિ લાગ્યા પછી તત્કાળ કુવો ખોદવો તે કેમ બને. સ્વયંબુદ્ધે કહ્યું માહારાજ ! ખેદ ન કરો. એક દિવસની પણ દિક્ષા પાળનારો માણસ મોક્ષ પ્રાપ્ત કરી શકેછે તો હજુ એક માસ તો ઘણો છે પછી માહાબળ રાજાએ તેનું કહેવું માન્ય કરી પોતાના પુત્રને ગાદીપર બેસારી દીક્ષા ગ્રહણ કરી. બાવીશ દિવસનું અન-

શન પાળી સમાધિમાં પંચ પરમેષ્ટિ નમસ્કારનું સ્મરણ કરતાં તેમણે કાળ કર્યો. અને પોતે મેળવેલા પુન્યવડે ઇશાન દેવલોકને વિષે શ્રીપ્રભ નામના વિમાનમાં ઉત્પન્ન થયા જેમ સુનેલો માણુ-સ જાગી ઉઠે તેમ તે લલિતાંગ દેવ ઉઠીને અત્યંત વૈભવ જોઇ વિચારવા લાગ્યો કે શું આ ઇંદ્રજાળછે, સ્વપ્ન છે કે માયાછે. તે-વામાં પ્રતિહારે તેની પાસે આવી બે હાથ જોડી વિનંતી કરી કે હે નાથ ! આજ આપના જેવા સ્વામિથી અમે ધન્ય થયા છીએ આ બીજા દેવલોકને વિષે શ્રીપ્રભ નામે વિમાન આપે પુન્યયોગે પ્રાપ્ત કર્યુંછે. અને આપની સભાના મંડનરૂપ આ સરવે સામાનિક દેવતાઓ છે. એ સાંભળી લલિતાંગ દેવને અવધિ જ્ઞાનથી પૂર્વ જન્મનું સ્મરણ થયું. અહો ! હું પૂર્વે વિદ્યાધરોનો સ્વામિ હતો મને ધર્મ મિત્ર એવા સ્વયંબુદ્ધ મંત્રીએ જન ધર્મનો બોધ કર્યો હતો તેથી દિક્ષા લઇને મેં અનશન કર્યું હતું તેનું આ ફળ મને પ્રાપ્ત થયું છે. આવો ધર્મનો અચિંત્ય વૈભવછે. એવી રીતે પૂર્વ જન્મનું સ્મરણ કરી ત્યાંથી ઉઠી તે દેવ સિંહાસન ઉપર બેઠા. પછી ચૈત્યમાં જઇ શાશ્વતી અરિહંત પ્રતિમાની પૂજા કરી તે પછી સ્વયંપ્રભા દેવીની સાથે અનેક પ્રકારનાં સુખ વૈભવો ભોગ-વતાં એક કળામાત્રની પેઠે ઘણો કાળ નિર્ગમન કર્યો. પછી આયુ પૂર્ણ થવાથી સ્વયંપ્રભા દેવી ત્યાંથી ચ્યવી ગઇ. સ્ત્રીના વિયોગથી તે દેવતા મૂર્છા પામ્યો. થોડીવારે સાવધ થઇ ઘણો વિલાપ ક-રવા લાગ્યો. અને હે પ્રિયા ! હે પ્રિયા ! તું કયાંછું. એમ બોલી આમ તેમ ચોતરફ ફરવા લાગ્યો.

હવે આંહી સ્વયંબુદ્ધ મંત્રીએ પોતાના સ્વામિના મૃત્યુથી

વૈરાગ્ય પામી દીક્ષા અંગીકાર કરી. અને ઘણા કાળપર્યંત અતિચારરહિત વ્રત પાળીને કાળ કરી ઇશાન દેવલોકમાં ઇંદ્રનો દૃઢધર્મા નામે સામાનિક દેવ થયો. તે લલિતાંગ દેવને આવી રીતે ફરતો જોઇ આશ્વાસન પમાડવાને કહ્યું કે હે દેવ! ફક્ત સ્ત્રીના માટે આમ કેમ મોહ પામોછો ધીર પુરૂષો પ્રાણ ત્યાગનો સમય આવે તો પણ આવી દશાને પ્રાપ્ત થતા નથી. લલિતાંગે કહ્યું હે બંધુ! તમે આમ કેમ બોલોછો. પ્રાણ ત્યાગ સહન થઇ શકે પણ સ્ત્રીનો વિરહ દુઃસહ છે. તેના વિના સર્વ સંપત્તિઓ અસાર થઇ ગઇછે. આવી રીતના વિલાપથી સ્વયંબુદ્ધ મંત્રીનો જીવ દૃઢધર્માદેવ પણ દુઃખી થઇ ગયો. પછી અવધિજ્ઞાનના ઉપયોગથી તેણે કહ્યું કે હે મહાભાગ! તમે ખેદ કરો નહીં મેં જ્ઞાનવડે તમારી પ્રિયા ક્યાંછે તે જાણ્યું છે. માટે સ્વસ્થ થઇને સાંભળો.

પૃથ્વિ ઉપર ધાતકી ખંડના પૂર્વ વિદેહ ક્ષેત્રને વિષે નંદી નામે ગામમાં દરિદ્ર સ્થિતિવાળો નાગીલ નામે ગૃહપતિ રહેછે. તે ગુજરાનને માટે નિરંતર ભૂતની પેઠે ભમેછે તો પણ ભૂખ્યો, તરસ્યો સુએછે અને તેવોજ ઉઠેછે. એને મંદ ભાગ્યમાં શિરોમણી એવી નાગશ્રી નામે સ્ત્રીછે. “ ખસના દરદવાળાને જેમ ઉપરા ઉપરી ફોલ્લીઓ થાયછે ” તેમ નાગિલને ઉપરાઉપર છ પુત્રીઓ થઇ તે પુત્રીઓ પણ કુરૂપા, ઘણું ખાનારી અને નિંદા પામનારી થઇ પછી ફરીથી પણ તેની સ્ત્રી નાગશ્રી સગર્ભા થઈ “ પ્રાયે દરિદ્રીને શિઘ્ર ગર્ભ ધારણ કરે તેવી સ્ત્રી હોયછે ” ત્યારે નાગિલ મનમાં વિચાર કરવા લાગ્યો કે માહારાં કર્મને લીધે આ કન્યાઓથી હું ઘણો પીડાઉંછું. અને હવે જો છોકીનો જન્મ થશે તો

આ કુટુંબનો ત્યાગ કરી દેશાન્તરમાં જતો રહીશ એમ ચિંતા કર્યા કરેછે. એવામાં કાનમાં સોયના પ્રવેશ જેવો છોડીનો જન્મ તેણે સાંભળ્યો એટલે તુરતજ તે નાગિલ કુટુંબને છોડીને ચાલ્યો ગયો. તેની સ્ત્રીને પ્રસવના દુઃખ ઉપર પતિના જવાની વાત સાંભળી ઘા ઉપર ખાર પડયા જેવો ખેદ થયો. અતી દુઃખીત થએલી નાગશ્રીએ તે કન્યાનું નામ પાડયું નહીં તેથી લોકો તેનું નિર્નામિકા એવું નામ કહેવા લાગ્યા. નાગશ્રીએ તેનું સારી રીતે પાલન ન કર્યું તોપણ તે બાળા વૃદ્ધિ પામવા લાગી અત્યંત ભાગ્યહીન અને માતાને ઉદ્વેગ કરાવનારી તે બાળિકા બીજાને ઘેર હલકાં કામ કરી કાળ નિર્ગમન કરવા લાગી એકદા ઉત્સવને દિવસે કોઇ ધનાઢયના બાળકના હાથમાં લાડુ જોઇ તે બાળિકા પોતાની મા પાસે મોદક માગવા લાગી તે વખત તેની માતાએ ગુસ્સે થઇને કહ્યું કે લાડુ શું તારા બાપ–બાપ થાય છે કે તે તું માગે છે. જો તાહારે લાડુ ખાવાની ઈચ્છા હોય તો અંબરતિલક પર્વત ઉપર કાષ્ટનો ભારો લેવા દોરડી લઇને જા. પોતાની માતાની આવી અગ્નિ જેવી દહન કરનારી વાણી સાંભળીને રૂદન કરતી તે બાળા દોરડું લઇને પર્વત ભણી ચાલી તે સમયે એ પર્વતના શિખર ઉપર યુગંધર નામે મુનિને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું હતું તેના કેવળજ્ઞાનના ઉત્સવમાં લોકોને જતા જોઇ નિર્નામિકા પણ કાષ્ટના ભારાને છોડી દઇ ત્યાં ગઈ અને મુનિની દેશના સાંભળવા બેઠી દેશના સાંભળી બે હાથ જોડી નિર્નામિકા બોલી હે ભગવાન્! મારાથી કોઈ વધારે દુઃખી છે? ભગવાને કહ્યું કે હે દુઃખી બાળા! જે જીવો પોતાના દુઃષ્કર્મના પરિણામથી નારકીમાં ઉત્પન્ન થાય

૫૩૫૬
૮૮



છે. તે જીવોનાં શરીર ભેદાય છે, અંગ છેદાય છે, મસ્તક જુદાં પડે છે. અને અનેક પ્રકારના માર પરમાધામી દેવતાઓ મારે છે. વળી તલ પીલવાની પેઠે ઘાણીમાં પીલાય છે, કરવતોથી વહેરાય છે, લોઢાના ઘણુથી કુટાય છે. વિગેરે અનેક પ્રકારનાં દુઃખો થાય છે. તે સર્વનું વર્ણન પણ માણસોને દુઃખ ઉત્પન્ન કરેછે. તે શિવાય આપણે નજરે દેખીએ છીએ તેવા જળચર, થળચર અને ખેચર પ્રાણીઓ તથા આંધળાં, બહેરાં અને પાંગળાં મનુષ્યોને પણ પીડાતા જોઇએ છીએ. માટે આ અસાર સંસારમાં દુઃખનો પાર નથી માત્ર જિનેંદ્રનો ધર્મ સંસારના દુઃખ મર્મનો પાર પમાડનાર છે. અનેક જીવો હિંસાથી, અસત્યથી, ચોરીથી, પરદારાગમનથી અને પરિગ્રહના વશાથી દુઃખમાં ડુબી જાય છે. જેઓ હિંસા વિગેરે પાંચ અવ્રતનો દેશથી પણ ત્યાગ કરે છે તેઓ ઉત્તરોત્તર કલ્યાણ સંપત્તિના પાત્ર થાય છે.

કેવળી ભગવાનના મુખથી આવી હકીકત સાંભળીને નિર્નામિકાને વૈરાગ્ય ઉત્પન્ન થયો અને લોહના ગોળાની પેઠે તેની કર્મગ્રંથી ભેદાણી તેણીએ મુનીશ્વર પાસે શ્રાવક ધર્મ અંગીકાર કર્યો પછી કાષ્ટનો ભારો લઈ પોતાના ઘેર ગઈ. અને નાના પ્રકારનાં તપ કરવા માંડયાં હવે તે કન્યા યૌવનવતી થઈ તોઃ પણ તે દુર્ભાગીને કોઇ પરણ્યું નહીં. કારણ કે " કડવું તુંબડું પાકી ગયું હોય તો પણ તેનું કોઈ ભક્ષણ કરતું નથી." હાલમાં ઘણા વૈરાગ્યથી તે નિર્નામિકા યુગંધર મુનિની પાસે અનશન વ્રત ગ્રહણ કરીને રહેલી છે. માટે હે લલિતાંગ દેવ ! તમે ત્યાં જાઓ અને તેને તમારૂં દર્શન કરાવો જેથી તમારામાં આસક્ત થએલી તે મૃત્યુ

પામીને તમારી પત્ની થાય. કહ્યું છે કે " અંતે જેવી મતી તેવી ગતી થાય છે." પછી લલિતાંગ દેવે તેમ કર્યું અને તેના ઉપર રાગવતી થએલી તે સતી મૃત્યુ પામીને સ્વયંપ્રભા નામે તેની પત્નિ થઈ. જાણે ઘણા ક્રોધથી નાશી ગએલી પાછી પ્રાપ્ત થઇ હોય તેમ પોતાની પ્રિયાને પ્રાપ્ત કરી લલિતાંગ દેવ અધિક ક્રિડા કરવા લાગ્યો.

હવે અનુક્રમે આયુષ્ય પુરૂ થએ જંબુદ્વીપમાં પૂર્વ વિદેહમાં પુષ્કલાવતી નામની વિજયને વિષે લોહાર્ગલ નામના મોટા નગરના સુવર્ણજંઘ રાજાની લક્ષ્મિ નામે સ્ત્રીની કુક્ષીને વિષે તે લલિતાંગ દેવનો જીવ પુત્રપણે ઉત્પન્ન થયો. અને તેનું વજ્રજંઘ એવું નામ પાડયું. અને સ્વયપ્રભા દેવી કેટલેક કાળે ત્યાંથી ચ્યવી તેજ વિજયમાં પુંડરીકીની નગરીના વજ્રસેન રાજાની ગુણવતી નામે સ્ત્રીથી પુત્રીપણે ઉત્પન્ન થઈ તેનું શ્રીમતી એવું નામ પાડયું. એક દિવસ તે મેહેલ ઉપર ચઢી તેવામાં મનોરમ નામે ઉદ્યાનમાં કોઈ મુનીશ્વરને કેવળજ્ઞાન ઉત્પન્ન થવાથી દેવતાઓ ત્યાં જતા હતા તે તેના જોવામાં આવ્યા. તેઓને જોઇ આવું મેં પૂર્વે જોએલું છે. એમ વિચાર કરતાં તે બાળાને પૂર્વ જન્મનું સ્મરણ થયું. અને મૂર્છા પામીને પૃથ્વીપર પડી ગઇ. સખીઓએ ચંદનાદિકવડે ઉપચાર કરવાથી સંજ્ઞા આવી એટલે ઉડીને પોતાના ચિત્તમાં વિચારવા લાગી, કે પૂર્વ જન્મમાં લલિતાંગ નામે દેવ મારા પતી હતા. તે સ્વર્ગથી ચ્યવેલા છે. પણ તે હાલ કયાં અવતરેલા છે તેની ખબર ન હોવાથી મને પીડા થાય છે. તે માહારા પ્રાણપતી જો મળે તો બીજાની સાથે આલાપ કરવાથી સર્યું. એમ વિચારી તેને મૌન

ગૃહણ કર્યું. જ્યારે કાંઇ બોલવાની જરૂર પડે ત્યારે લખીને અથવા સંજ્ઞાથી સમજાવે એક વખતે શ્રીમતી તેની પંડિતા નામે ધાત્રીની સાથે ક્રીડા કરવાને બાગમાં ગઇ. ત્યાં એકાંત જાણીને ધાત્રીએ પૂછ્યું તું માહારા પ્રાણથી પણ વ્હાલીછું અને હું તાહારી માતા સમાનછું. તો વિશ્વાસ રાખીને તું મને કહે કે તેં શા હેતુથી મૌન ધારણ કર્યું છે કારણ કે દુઃખ જાણ્યા વિના ઉપાય શી રીતે થઈ શકે ત્યારે શ્રીમતીએ પોતાના પૂર્વ જન્મનો યથાર્થ વૃત્તાંત પંડિતાને સંભળાવ્યો. એટલે તે સર્વ વૃત્તાંત એક પટમાં ચિતરાવીને તે પટ લેઇને પંડિતા બાહાર ચાલી અને ગામને વિષે આવી. એવામાં વજ્રસેન ચક્રવર્તિની વર્ષગાંઠ આવેલી હોવાથી તે પ્રસ્તાવ ઉપર ઘણા રાજાઓ અને રાજકુમારો ત્યાં આવવા લાગ્યા. તે વખતે પંડિતા તે પટ લેઇને રાજમાર્ગમાં ઉભી રહી. સઘળા રાજાઓ તથા રાજકુમારો અનેક રીતે તે પટનાં વખાણ કરતા ચાલ્યા જાય છે. તેવામાં દુર્દર્શન રાજાનો દુર્દાંત નામનો પુત્ર ત્યાં આવી ચઢયો. તે ક્ષણવાર પટને જોઈ કપટમૂર્ચ્છાએ પૃથ્વિપર પડયો. અને પછી જાણે સંજ્ઞા પ્રાપ્ત થઇ હોય તેમ ઉઠયો. ઉઠયા પછી લોકોએ તેને મૂર્ચ્છાનું કારણ પૂછ્યું એટલે કપટ નાટકવડે પોતાનો વૃત્તાંત કહેવા લાગ્યો કે આ પટમાં કોઇએ મારૂં પૂર્વ જન્મનું ચરિત્ર આલેખ્યું છે. હું લલિતાંગ દેવછું. અને આ મારી સ્વયંપ્રભા દેવીછે. એવી રીતે તેમાં જે જે લખ્યું હતું તે પ્રમાણે તેણે કહ્યું. પછી પંડિતાએ તેને કહ્યું કે જો એવી રીતે હોય. તો આ પટમાં સ્થાન કયાં કયાં છે તે આંગળીવડે બતાવ. દુર્દાંતે કહ્યું કે આ મેરૂ પર્વત છે. અને આ પુંડરીકીણી નગરી છે. ફરી પંડિતાએ મુનીનું નામ પુછ્યુ

ત્યારે તેણે કહ્યું કે મુનીનું નામ હું વિસ્મૃત થઈ ગયો છું. ફરી પુછ્યું કે આ રાજાનું નામ શું ? અને આ તપસ્વિની કોણ છે. ત્યારે તેણે કહ્યું કે તેઓનાં નામ જાણતો નથી. ત્યારે પંડિતાએ કપટી જાણી તેનું હાસ્ય કર્યું. તેથી તે વિલખો થઇને ચાલ્યો ગયો. ત્યાર કેડે થોડીવાર પછી વજ્રજંઘ કુમાર આવ્યો. તે પટ જોતાં મૂર્છા પામ્યો. શીતોપચારથી તે ઉઠયો. ત્યારે પંડિતાએ પુછયું કે હે કુમાર ! તમને કેમ મૂર્છા આવી. ત્યારે તેણે સઘળા ઉત્તર યથાર્થ દીધા. એટલે પંડિતાએ શ્રીમતી પાસે આવીને સઘળી હકીકત કહી. તે સાંભળવાથી રોમાંચિત થઇ. અને પંડિતાના મોંઢે પોતાના પિતાને વિજ્ઞપ્તિ કરાવી. " રાજાએ ખુશીથી વજ્રજંઘ કુમારને બોલાવી શ્રીમતીનું પાણિગ્રહણ કરાવ્યું. થોડા દિવસ ત્યાં રહી રાજાની આજ્ઞા લઈ પોતાના નગરમાં ગયા. ત્યાં સુવર્ણજંઘ રાજાએ પુત્રને યોગ્ય જાણી રાજ્ય ઉપર બેસારી પોતે દીક્ષા ગ્રહણ કરી.

અહીં વજ્રસેન ચક્રવર્તિએ પોતાના પુષ્કળપાળ પુત્રને રાજ્ય લક્ષ્મી આપી દિક્ષા અંગીકાર કરી તેઓ તીર્થંકર થયા. પોતાની પ્રિયા શ્રીમતી સાથે વિલાસ ભોગવતાં વજ્રજંઘ રાજાને એક પુત્ર ઉત્પન્ન થયો. એક વખતે સીમાઢાના સઘળા રાજાઓ પુષ્કળપાળની સામે થયા. ત્યારે તેઓને વશ કરવા તેણે વજ્રજંઘને બોલાવ્યો. ત્યારે રસ્તામાં દૃષ્ટિવિષ નામનો સર્પ હોવાથી બીજે રસ્તે થઈ તે ત્યાં ગયો. અને પોતાના બળથી બધા રાજાઓને વશ કર્યા. ત્યાંથી આવતાં માર્ગમાં સાગરસેન અને મુનીસેન નામના મુનીઓને કેવળજ્ઞાન થવાથી ત્યાં આવીને વંદના કરી. પછી મનમાં વિચાર

કરવા લાગ્યો કે અહો ! સહોદર ભાવમાં સમાન એવા આ બન્ને મુનિઓને ધન્ય છે. હું પણ તેમની પેઠે દીક્ષા ગ્રહણ કરૂં. માટે અહીંથી નગરમાં જઇ પુત્રને રાજ્ય આપી પીતાના પગલે ચાલું. અહીં તેના છોકરાએ રાજ્યના લોભથી પ્રધાન મંડળને ફોડી પોતાના પીતાને મારી નાંખવાનો ઘાટ રચી મુકયો હતો. રાજા સવારમાં વ્રત લેવાનો અને પુત્રને રાજ્ય આપવાનો નિશ્ચય કરી સુઇ રહ્યો. પણ તેજ રાત્રીએ તેના પુત્રે વિષનો ધુપ કર્યો. તેની ધુણી રાજા રાણીના નાકમાં પેશી જવાથી મરણ પામ્યાં અને ત્યાંથી ઉત્તર કુરૂક્ષેત્રમાં યુગલીયાપણે ઉત્પન્ન થયાં. "એક ચીંતાથી મરણ પામેલાની એક સરખીજ ગતી થાય છે." એમ ક્ષેત્રને યોગ્ય આયુષ્ય પૂર્ણ કરી તેઓ સૌધર્મ દેવલોકે સ્નેહવાળા દેવતા થયા. ત્યાંથી આયુષ્ય પૂર્ણ થયે વજ્રજંઘનો જીવ ચ્યવીને જંબુદ્વીપના વિદેહક્ષેત્રમાં ક્ષિતિપ્રતિષ્ટિત નગરને વિષે સુવિધિ વૈદ્યને ઘેર જીવાનંદ નામે પુત્રપણે ઉત્પન્ન થયો. તે વખતે નગરમાં બીજા ચાર બાળકો ઉત્પન્ન થયા. તેમાં પ્રથમ ઇશાનચંદ્ર રાજાની કનકવતી નામે સ્ત્રીથી મહીધર નામે પુત્ર થયો. બીજો સુનાશીર નામે મંત્રીની લક્ષ્મિ નામની સ્ત્રીથી સુબુદ્ધિ નામે પુત્ર થયો. ત્રીજો સાગરદત્ત નામના શેઠની અભયમતિ નામની સ્ત્રીથી પૂર્ણભદ્ર નામે પુત્ર થયો. અને ચોથો ધનશ્રેષ્ટિની શીરમતી નામની સ્ત્રીથી ગુણાકર નામે પુત્રપણે ઉત્પન્ન થયો. હવે શ્રીમતીનો જીવ પણ દેવલોકથી ચ્યવી તેજ નગરમાં ઇશ્વરદત્ત શેઠનો કેશવ નામે પુત્રપણે ઉત્પન્ન થયો. તે છએ માંહોમાંહે મિત્ર થયા. એક વખતે વૈદ્યપુત્ર જીવાનંદને ઘેર તેઓ બેઠા હતા તેવામાં એક સાધુ વોહોરવા

આવ્યા. તે સાધુ પૃથ્વિપાળ રાજાના ગુણાકર નામે પુત્ર હતા. તેમનું શરીર તપથી સુકાઇ ગયું હતું. અને શરીરે કોડનો રોગ થયો હતો. તો પણ તે ઔષધની યાચના કરતા નહોતા. તેવા સાધુને આવતા જોઇ જીવાનંદને મહીધર કુમારે કાંઇક પરિહાસ પૂર્વક કહ્યું કે તમને વ્યાધિનું જ્ઞાન છે, ઔષધનું વિજ્ઞાનછે. અને ચિકિત્સામાં પણ કુશળ છો. પરંતુ તમારામાં એક દયા નથી. વેશ્યા જેમ દ્રવ્ય વિના સામું જોતી નથી તેમ નિરંતર પ્રાર્થના કરનારા પીડિત જનોની સામું તમે પણ જોતા નથી. વિવેકીએ તો એકાંત અર્થલુબ્ધ ન થવું જોઇએ. અને કોઇ વખતે ધર્મને અંગીકાર કરીને પણ ચિકિત્સા કરવી જોઇએ. નિદાન અને ચિકિત્સામાં તમારૂં કુશળપણું છે તેને ધિક્કાર છે કે આવા રોગી મુનીની તમે ઉપેક્ષા કરોછો એવું સાંભળી વિજ્ઞાન રત્નના રત્નાકર એવા જીવાનંદે કહ્યું કે તમે મને સ્મરણ કરાવ્યું તે બહુ સારૂં થયું. જગતમાં પ્રાયે બ્રાહ્મણો દ્વેષરહિત જોવામાં આવતા નથી, વણિક અવંચક હોતા નથી, દેહધારી નિરોગી હોતા નથી, મિત્રો ઇર્ષ્યારહિત હોતા નથી, વિદ્વાન ધનાઢ્ય હોતા નથી, ગુણી ગર્વ વિનાના હોતા નથી, સ્ત્રી ચાપલ્યરહિત હોતી નથી. અને રાજપુત્ર સારા ચરિત્રવાળા હોતા નથી. એ માહા મુની અવશ્ય ચિકિત્સા કરવા લાયક છે. પણ હાલ માહારી પાસે ઔષધની સામગ્રી નથી. તે અંતરાય રૂપછે. તે વ્યાધિને લાયક ઔષધ મારી પાસે લક્ષપાક તૈલછે પણ ગોશીર્ષ ચંદન અને રત્નકંબળ નથી તે તમે લાવી આપો. ત્યારે બીજા પાંચે જણા બોલ્યા કે તે બન્ને વસ્તુ અમે લાવીશું. એમ કહી તે પાંચે જણા ચૌટામાં ગયા. અને મુની સ્વસ્થાને ગયા. તે

પાંચે મિત્રોએ પોતાની પાસેથી દ્રવ્ય એકઠું કરી ચોટામાં કોઈ વૃદ્ધ વણિક પાસે જઇને કહ્યું કે અમને ગોશીર્ષ ચંદન અને રત્નકંબળ મુલ્ય લેઇને આપો ત્યારે તે વણિકે કહ્યું કે તે દરેક વસ્તુનું મુલ્ય લાખ સોનેયા છે તે આપીને લઇ જાઓ પરંતુ તે પેહેલાં તેનું તમારે શું કામ છે તે કહો તેઓએ કહ્યું કે જે મુલ્ય હોય તે લ્યો પણ બન્ને વસ્તુ અમને આપો અમારે તેવડે એક મુનીરાજના રોગની દવા કરવાની છે. તે સાંભળી શેઠનાં લોચન ફરી ગયાં. અને હૃદયનો આનંદ સુચવી વિચાર કરવા લાગ્યા કે અહો ! આ છોકરાઓ દેખાયછે નાના, પરંતુ વૃદ્ધ માણુસ કરતાં પણ ઘણાજ વિવેકવાળા છે. માહારા જેવા ઘરડા માણુસનું કરવા લાયક કામ આ લોકો કરે છે. એમ વિચારી તે શેઠે કહ્યું કે, હે બાળકો ? આ બે વસ્તુ લઈ જાઓ. અને તમારૂં કલ્યાણ થાઓ. માહારે મુલ્યની કંઈ જરૂર નથી. તમારા લીધે આવું ઉત્કૃષ્ટ પુન્ય બાંધવાને હું ભાગ્યશાળી થયો એમ કહી તે બે વસ્તુઓ આપી અને પછી તે શેઠ દિક્ષા લઇને પરમ પદને પામ્યા. પેલા પાંચે મિત્રો ગોશીર્ષ ચંદન અને રત્નકંબળ લેઈને જીવાનંદની પાસે ગયા અને ત્યાંથી ઔષધી લેઇને મુની પાસે ગયા. તે મુની માહારાજા તો વડના ઝાડ નીચે કાઉસ્સગ્ગે રહ્યા હતા. તેમને નમસ્કાર કરી તેમણે વિનંતિ કરી કે હે ભગવંત ! અમો દવા લાવ્યા છીએ. તેનો અનુગ્રહ કરો. મુનીએ ચિકિત્સા કરવાની આજ્ઞા આપી એટલે તેમણે મુનીના અંગમાં લક્ષપાક તેલવડે મર્દન કર્યું. તેથી તે તેલ મુનીની દરેક નસોમાં વ્યાપી

ગયું. અને મુની બેભાન થઈ ગયા, તે તેલના પ્રભાવથી અંદરના કીડાઓ શરીરમાંથી બાહાર નીકળ્યા. એટલે જીવાનંદ વૈદ્યે રત્નકંબળથી મુનીને ઢાંકી દીધા. તે રત્નકંબળમાં શીતળપણું હોવાથી સર્વ કીડાઓ ગ્રીષ્મ ઋતુના મધ્યાન્હ સમયે તપેલાં માછલાં જેમ શેવાળમાં લીન થઈ જાય તેમ તેમાં લીન થઇ ગયા. પછી તે રત્નકંબળ ધીમેથી લેઈને એક ગાયનું મૃતક લાવી તેના ઉપર મુક્યું. સત્પુરૂષો સર્વ ઠેકાણે દયાયુક્ત હોય છે. પછી જીવાનંદે અમૃતરસ સમાન પ્રાણીને જીવાડનાર ગોશીર્ષ ચંદનના વિલેપનથી મુનીની આશ્વાસના કરી પછી પાછું ફરી તેલનું મર્દન કર્યું, એટલે ફરીથી પાછા જંતુઓ નીકળ્યા. તેને પણ પ્રથમની માફક રત્નકંબળથી કાઢીને ગાયના મૃતક ઉપર મુક્યા એવી રીતે ત્રણ વખત કર્યું. એટલે મુની નિરોગી અને કાન્તિવાન થયા. અને ત્યાંથી વિહાર કરી ગયા પછી તે છ મિત્રોએ બાકી રહેલું ગોશીર્ષ ચંદન અને રત્નકંબળ વેચીને એક દેહેરાસર કરાવ્યું. કેટલેક કાળે તે છએ મિત્રોએ વૈરાગ્ય પામી દિક્ષા ગ્રહણ કરી. અને અનશન વૃત ગ્રહણ કરી પોતાનો દેહ છોડયો.

તે છએ જણના જીવ ત્યાંથી અચ્યુત નામના બારમા દેવલોકમાં ઇંદ્રના સામાનિક દેવ થયા. ત્યાંથી બાવીશ સાગરોપમનું આયુષ્ય પૂર્ણ કરિ તેમાંના પાંચ જણ જંબુદ્વિપના પૂર્વ વિદેહમાં પુષ્કરાવતી વિજયને-વિશે લવણ સમુદ્ર નજીક પુંડરીકીણી નામે નગરીના વજ્રસેન નામના રાજાની રાણી ધારિણીની કુક્ષીને વિષે અનુક્રમે પુત્રપણે ઉત્પન્ન થયા. તેમાં જીવા-

નંદ વૈદ્યનો જીવ ચૌદ માહા સ્વપ્ને સુચિત વજ્રનાભ નામે પેહેલો પુત્ર થયો રાજપુત્રનો જીવ બીજો બાહુ નામે થયો, ત્રીજો મંત્રીપુત્રનો જીવ સુબાહુ નામે થયો. અને શ્રેષ્ઠી પુત્ર તથા સાર્થેશ પુત્રના જીવ પીઠ અને માહાપીઠ નામે થયા. અને છઠ્ઠો કેશવનો જીવ સુયશા નામે અન્ય રાજપુત્ર થયો તે સુયશા બાળપણથીજ વજ્રનાભનો આશ્રય કરવા લાગ્યો. કહ્યું છે કે, પૂર્વ ભવથી સંબંધ થએલો સ્નેહ બંધુપણાનેજ પામે છે. તે છએ પુત્રો માહા બળવાન થયા. એવામાં લોકાન્તિક દેવતાઓએ આવીને વજસેન રાજાને વિનંતી કરી કે, હે સ્વામિન્! ધર્મ તીર્થ પ્રવર્ત્તાવો. પછી વજસેન રાજાએ વજનાભને ગાદીએ બેસારી સંવત્સરીક દાન આપવા માંડયું. અને ઉદ્યાનને વિષે જઇ દિક્ષા અંગીકાર કરી. તેજ સમયે તેમને મનઃપર્યવ જ્ઞાન ઉત્પન્ન થયું.

અહીં વજનાભે પોતાના દરેક ભાઇને જુદા જુદા દેશ આપ્યા અને સુયશા તેનો સારથી થયો કારણ કે માહારથી પુરૂષોએ સારથી પણ પોતાના યોગ્યજ રાખવો જોઇએ. વજસેન ભગવાનને પૃથ્વિ ઉપર વિહાર કરતાં ઘાતી કર્મરૂપી મળનો ક્ષય થવાથી કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. તેજ વખતે વજનાભ રાજાની આયુધશાળામાં ચક્રરત્ન ઉત્પન્ન થયું અને બીજાં પણ તેર રત્ન ઉત્પન્ન થયાં પછી તેણે આખી પુષ્કળાવતી વિજય સાધી એટલે સર્વ રાજાઓએ તેમને ચક્રવર્તિપણાનો અભિષેક કર્યો. એકદા વિહાર કરતાં કરતાં વજસેન ભગવાન્ ત્યાં આવી સમવસર્યા પ્રભુનું આગમન સાંભળી પોતાના ભાઈઓ સાથે વજ્-

નાભ ચક્રવર્ત્તિ ઘણા હર્ષસહિત ભગવાન્ પાસે આવ્યા. અને ત્રણ પ્રદક્ષિણા દઇ પ્રભુને વંદના કરી ઇંદ્રની પાછળ બેઠા પ્રભુની દેશના સાંભળી વિચાર કરવા લાગ્યા કે, આ અસાર સંસાર સમુદ્રની પેઠે દુસ્તર છે, તેમાંથી તારનાર ત્રણ ભુવનના અધિપતિ આ માહારા પિતાજ છે. અહો ! આવા સ્વામી છતાં પણ મેં મોહથી પ્રમાદી થઈ કેટલાએક કાળ સુધી માહારા આત્માને છેતર્યો. એમ વિચારી તેણે પ્રભુને વિનંતી કરી કે હે ભગવાન્ વિષયમાં લોલુપ બનેલા મેં માહારા આત્માને નટની પેઠે ઘણીવાર નચાવ્યો. આપ જેવા પિતાને પુત્ર થઇને જો હું સંસાર સમુદ્રમાં ભ્રમણ કરૂં તો બીજા સાધારણ મનુષ્ય અને માહારામાં શો ફેર માટે મને દિક્ષા આપો. પછી પોતાના પુત્રને રાજ્ય સોંપી ભગવાનની પાસે દિક્ષા લીધી. સુયશા સારથીએ પણ તેની સાથે દિક્ષા લીધી. ને બાહુ, સુબાહુ વિગેરે બંધુઓએ પણ દિક્ષા ગ્રહણ કરી. પછી ભગવાન્ વજ્રસેન તીર્થંકર શુક્લ ધ્યાનને આશ્રિત થઇ નિર્વાણ પદને પામ્યા.

હવે વજ્રનાભ મુનીને વિહાર કરતાં કરતાં ખેલૌષધિ, જલ્લૌષધિ, આમર્ષૌષધિ, સર્વૌષધિ, વૈક્રિય, કોષ્ટબુદ્ધિ, પદાનુસારિણી, મનોબળી, વાગબળી, કાયબળી, અમૃતક્ષીર મધ્વાજ્યાશ્રવી, અક્ષીણ મહાનશિ, સંભિન્ન શ્રોત, આશીવિષ વિગેરે અનેક લબ્ધિઓ ઉત્પન્ન થઇ એ લબ્ધિઓનો ઉપયોગ તેઓ કરતા નહોતા કારણ કે મુમુક્ષુ પુરૂષો આપ્ત થએલી વસ્તુમાં પણ આકાંક્ષારહિત હોય છે. ત્યારે પછી વજ્રનાભ સ્વામીએ વિશ સ્થાનકના આરાધનવડે તીર્થંકર નામ ગોત્ર કર્મ દૃઢ

રીતે ઉપાર્જન કર્યું ૧ અરિહંત, ૨ સિદ્ધ, ૩ પ્રવચન, ૪ આચાર્ય, ૫ સ્થવિર, ૬ ઉપાધ્યાય, ૭ સાધુ, ૮ જ્ઞાન, ૯ દર્શન, ૧૦ વિનય, ૧૧ ચારિત્ર, ૧૨ બ્રહ્મચર્ય, ૧૩ સમાધિ, ૧૪ તપ, ૧૫ દાન, ૧૬ વૈયાવચ, ૧૭ સંયમ, ૧૮ અભિનવ જ્ઞાન, ૧૯ શ્રુતપદ, અને વીશમું તીર્થપદ, એ વીશમાંથી એકેક પદનું આરાધન કરવું તે પણ તિર્થંકર નામ કર્મના બંધનું કારણ છે. પરંતુ વજ્રનાભ ભગવાને તો એ સર્વ પદનું આરાધન કરીને તીર્થંકર નામ કર્મનો બંધ કર્યો. બાહુમુનીએ સાધુઓની વૈયાવચ કરવાથી ચક્રવર્તિના ભોગ ફળને આપનારૂં કર્મ ઉપાજન કર્યું. તપસ્વિ મુનીઓની સારવાર કરનારા સુબાહુ મુનીએ લોકોત્તર એવું બાહુબળ ઉપાર્જન કર્યું તેવારે વજ્રનાભ મુનીએ કહ્યું કે, અહો ! સાધુઓની વૈયાવચ અને વિશ્રામણા કરનારા આ બાહુ અને સુબાહુ મુનીને ધન્ય છે. તેઓની એવી પ્રશંસાથી પીઠ અને માહાપીઠ મુની વિચારવા લાગ્યા કે, જે ઉપકાર કરનારા છે તેજ અહીં પ્રશંસા પામે છે, આપણે બન્ને આગમનું અધ્યયન અને ધ્યાનમાં તત્પર હોવાથી કાંઈ પણ ઉપકારી થયા નથી. તેથી આપણી કોણ પ્રશંસા કરે. એવી રીતે તે બન્ને ઇર્ષા કરવાથી અને તેથી બાંધેલા દુષ્કૃતનું આલોયણ નહીં કરવાથી સ્ત્રી નામ કર્મ ઉપાજન કર્યું, તે છ મહર્ષિઓએ ચાદ લાખ પૂર્વ સુધી દિક્ષા પાળી બન્ને પ્રકારની સંલેખનાપૂર્વક પાદોપગમન અનશન અંગીકાર કરી સર્વાર્થસિદ્ધ નામના પાંચમા અનુત્તર વિમાનને વિષે તેત્રીશ સાગરોપમના આયુષ્યવાળા દેવતા થયા.

એવી રીતે પ્રથમ ભવમાં ધનસાર્થવાહ, બીજા ભવમાં યુગલિયા, ત્રીજા ભવમાં સૌધર્મ દેવલોકે દેવતા, ચોથા ભવમાં માહાબળ, પાંચમા ભવમાં ઈશાન દેવલોકે દેવતા, છઠ્ઠા ભવમાં વજ્રજંઘ રાજા, સાતમા ભવમાં કુરૂક્ષેત્રમાં યુગલિયા, આઠમા ભવમાં સોધર્મ દેવલોકે દેવતા, નવમા ભવમાં જીવાનંદ વૈદ્ય, દશમા ભવમાં બારમા દેવલોકે દેવતા, અગીયારમા ભવમાં વજ્રનાભ ચક્રવર્તિ, અને બારમા ભવમાં સર્વાર્થસિધ્ધે દેવતા.

આ જંબુદ્વિપમાં પશ્ચિમ માહાવિદેહ ક્ષેત્રને વિષે અપરાજિતા નામે નગરી હતી. તે નગરીમાં ઇશાનચંદ્ર નામે રાજા હતો અને ચંદનદાસ નામે એક ધનાઢય શેઠ રહેતો હતો. તેને સાગરચંદ નામે પુત્ર હતો તે એક દિવસ રાજાના દર્શનાર્થે રાજ્યભુવનમાં ગયો ત્યાં રાજાએ તેને ઘણુા સત્કારપૂર્વક બેસાર્યો તેવામાં એક મંગળપાઠક આવી કહેવા લાગ્યો કે, હે રાજન ! આજે તમારા ઉદ્યાનમાં વસંતઋતુ ખીલી રહી છે. માટે આપ પધારો. તે સાંભળી રાજાએ દ્વારપાળને આજ્ઞા કરી કે આપણા નગરમાં એવી ઉદ્દઘોષણા કરાવો કે કાલે પ્રાતઃકાળે સર્વ લોકોએ આપણા ઉદ્યાનમાં જવું સાગરચંદ્રને પણ આદેશ કર્યો કે, તમારે પણ આવવું. પછી સાગરચંદ્ર ત્યાંથી ઘેર આવ્યા અને અશોકદત્ત નામના પોતાના મિત્રને રાજાની આજ્ઞા સંબંધી સર્વ વાત કરી બીજે દીવસે નગરના સર્વ લોકો સાથે રાજા ઉદ્યાનમાં ગયા અને વસંતની ક્રીડા કરવા લાગ્યા તેવામાં નજીકના કોઇ વૃક્ષની ગુફામાંથી “ રક્ષા કરો રક્ષા કરો” એવો કોઇ સ્રીનો સ્વર સંભળાયો તે સાંભળતાં સાગરચંદ્ર આ શું છે ?

એમ સંભ્રમ પામીને દોડયો ત્યાં જઇને જુએ છે તો વાઘ જેમ મૃગલીને પકડે તેમ પૂર્ણભદ્ર શેઠની પ્રિયદર્શના નામે કન્યાને બંધીવાનોએ પકડેલી દીઠી. સાગરચંદ્રે જતાં વારને એક બંધીવાનના હાથમાંથી છરી ખેંચી લીધી. એવું તેનું પરાક્રમ જોઇ બીજા બંધીવાનો તે કન્યાને છોડીને નાશી ગયા તે સમયે પ્રિયદર્શનાને વિચાર થયો કે, આ પરોપકારી તથા કામદેવના રૂપને તિરસ્કાર કરનાર પુરૂષ મારો ભરથાર થાઓ. એમ ચિંતવન કરતી પોતાના મંદિર તરફ ગઈ. સાગરચંદ્ર પણ તેના ઉપર મોહિત થઈ તેનું સ્મરણ કરતો પોતાના અશોકદત્ત મિત્રની સાથે ઘેર ગયો. તેનો પિતા ચંદનદાસ પ્રિયદર્શના ઉપર અનુરાગી થયાનો વૃત્તાંત જાણી વિચારવા લાગ્યો કે તે વાત તો યુક્ત છે. પરંતુ સાગરચંદ્રે જે આવું પરાક્રમ બતાવ્યું તે વણિકને ઘટતું કામ કર્યું નથી વળી માયાવી અશોકદત્તની સાથે તેને મિત્રાઇ છે. તે પણ જોખમકારી છે. એમ વિચારી પોતાના પુત્રને શિખામણ દેવા લાગ્યો કે, હે સાગરચંદ્ર ! તું વ્યવહારને સારી રીતે જાણે છે. તોપણ માહારે તને કહેવું જોઇએ છીએ કે આપણે કળા કૌશલ્યથી જીવનારા છીએ તેથી આપણે ઉદ્ભટપણું રાખીંએ તો આપણી નિંદા થાય આપણે આપણું પરાક્રમ, સંપત્તિ, વિષય, ક્રિડા, અને દાન એ સર્વે ગુપ્તજ રાખવાનાં છે. માટે હે પુત્ર ! તાહારે અશોકદત્તની મિત્રતાઇ છોડી દેવી. સાગરચંદ્ર સમજ્યો કે, પ્રિયદર્શના સંબંધી વૃત્તાંત પિતાજીના જાણવામાં આવેલો છે, તેથી મને આ પ્રમાણે કહે છે. પછી સાગરચંદ્ર ઘણી નમ્ર વાણીથી બોલ્યો કે, હે

પિતાજી ! હું તમારી આજ્ઞામાં છું. અને હવેથી આપને લજ્જા પમાડે તેવું કાર્ય નહીં કરૂં, અને અશોકદત્ત સાથે મિત્રતાઇ છે. પણ તેનામાં હું કાંઇ કપટ જોતો નથી પરંતુ આપને કોઇ દ્રેષીએ અવળું સમજાવેલું છે.

પછી શેઠે પૂર્ણભદ્ર શેઠ પાસે પ્રિયદર્શનાની માગણી કરી. તે માગણી પૂર્ણભદ્ર શેઠે ખુશીથી કબુલ કરી. શુભ મુહુર્ત્તે લગ્ન કર્યું. તે બન્ને સમાન અંતઃકરણવાળાં હોવાથી પરસ્પર અતી સ્નેહ ધરવા લાગ્યાં એક વખત સાગરચંદ્ર બાહાર ગયો હતો તેવામાં અશોકદત્ત તેને ઘેર આવી પ્રિયદર્શનાને કહેવા લાગ્યો કે, સાગરચંદ્ર હમેશાં ધનદત્ત શેઠની સ્ત્રી સાથે એકાંત કરે છે. તેનું શું કારણ હશે. સ્વભાવથી સરળ એવી પ્રિયદર્શના બોલી. કે તે વાતમાં હું શું જાણું. અશોકદત્તે કહ્યું કે, તે હું જાણું છું પણ શી રીતે કહિ શકાય. ત્યારે પ્રિયદર્શનાએ કહ્યું કે, માહારે તમારી સાથે જે પ્રયોજન છે. તેજ પ્રયોજન સાગરચંદ્રને ધનદત્ત શેઠની સ્ત્રી સાથે છે. આવી રીતે તેણે કહ્યું તો પણ તેના કપટભાવને નહીં સમજનારી સરળ આશયવાળી પ્રિયદર્શના બોલી કે, તમારે મારી સાથે શું પ્રયોજન છે ? ત્યારે તેણે કહ્યું કે, તારા પતી શિવાય રસજ્ઞ એવા બીજા કયા સચેતન પુરૂષને તાહારી સાથે પ્રયોજન ન હોય. આ દુષ્ટ વચન સાંભળતાં પ્રિયદર્શના ગુસ્સે થઇ બોલી કે, અરે ! અધમ તાહારાં વચનને ધિક્કાર છે. માહારા માહાત્મા પતીના વિશ્વાસનો અવળો ઉપયોગ કરે છે. હે પાપી તાહારા જેવા શત્રુ મિત્રને ધિક્કાર છે. તાહારા દર્શનથી મને પાપ થાય છે. માટે

તું અહીંથી સત્વર ચાલ્યો જા. તે સાંભળતાં ઝંખવાણો પડી ચોરની માફક ત્યાંથી ચાલતો થયો. રસ્તામાં સાગરચંદ્ર તેને મળ્યો તેણે અશોકદત્તને પુછયું કે, હે મિત્ર ! તમે કેમ દિલગીર જણાઓ છો, તે સાંભળી જેમ કોઇ ઘણો દુઃખીઆરો હોય તેમ ઉંડો નિશ્વાસ મુકી આંખમાં કપટ આંસુ લાવ્યો તે જોઈ સાગરચંદ્ર પણ ફરિને ગદ્દગદ્દ સ્વરે તેને કહેવા લાગ્યો કે, હે બંધુ ! તે કેહેવા લાયક હોય તો મને હમણાંજ કહી સંભળાવો. અશોકદત્ત બોલ્યો હે મિત્ર ! તાહારાથી બીજું શું છાનું હોય તું જાણેછે કે સંસારમાં સ્ત્રીઓ અનર્થને ઉત્પન્ન કરનારી છે. સાગરચંદ્રે કહ્યું કે, હમણાં તમે કઇ સ્ત્રીના સંકટમાં છો. અશોકદત્ત શરમાવા જેવું ડોળ કરી કહેવા લાગ્યો કે પ્રિયદર્શના મને ઘણા વખતથી અયોગ્ય વાત કહ્યા કરતી હતી પણ કોઇ વખત પોતાની મેળેજ લજ્જા પામીને રહેશે એમ ધારીને મેં કેટલાક વખત સુધી તેની અવજ્ઞાપૂર્વક ઉપેક્ષા કરી. આજે હું તમારે ઘેર ગયો હતો તે વખતે તેણે મને કપટથી રોકયો પણ માહા મુશ્કેલીથી છુટો થઈ હું ત્યાંથી નીકળી આવ્યો. માર્ગમાં મેં વિચાર્યું કે આ સ્ત્રી મને જીવતાં સુધી છોડશે નહીં માટે મારે આપઘાત કરવો કે કેમ ? તે વિચારમાં હું ચાલ્યો આવું છું. એવામાં તમે મને જોયો. એજ મારા ઉદ્દવેગનું કારણ જાણવું અશોકદત્તનાં વચન સાંભળી જાણે હળાહળ ઝેર પીધું હોય તેમ સાગરચંદ્ર સ્થિર થઇ ગયો. થોડી વાર પછી સાગરચંદ્રે કહ્યું હે મિત્ર ! હવે ખેદ ન કરો કારણ કે સ્ત્રીઓ પ્રાયે એવીજ હોય છે. હે ભ્રાત ! તે ગમે તેવી

છે. પરંતુ આપણી પ્રિતિમાં તેથી કાંઇ વિઘ્ન થશે નહીં તે સાંભળી અશોકદત્ત ખુશી થયો ખરેખર માયાવી લોકો અપરાધ કરીને પણુ પોતાના આત્માનાં વખાણુ કરાવે છે.

હવે તે દિવસથી સાગરચંદ્ર પ્રિયદર્શના ઉપર નિઃસ્નેહ થઇ ગયો. પરંતુ પોતાના મનનો સંદેહ પ્રિયદર્શનાને જણાવ્યો નહીં પ્રિયદર્શનાએ પણુ તે બે મિત્રોને કલહ થશે એમ ધારી અશોકદત્ત સંબંધી વૃત્તાંત પોતાના પતિને કહ્યો નહીં સાગરચંદ્ર સંસારને કેદખાના જેવો સમજી પોતાની સઘળી લક્ષ્મી અનાથ લોકોને દાન આપવામાં વાપરવા લાગ્યો. અને આયુ પૂર્ણુ થયો કાળ કરી બન્ને જણાં જંબુદ્વીપના દક્ષિણુ ભરતમાં ગંગા સીંધુના મધ્ય પ્રદેશમાં આ અવસર્પીણીના ત્રીજા આરામાં પલ્યોપમનો આઠમો ભાગ બાકી રહ્યો હતો તે સમયે યુગલિયારૂપે ઉત્પન્ન થયાં. અહીંયાં કાલ સંબંધી કેટલીક હકીકત જાણુવા યોગ્ય હોવાથી તે નીચે જણાવીયે છીએ.

પાંચ ભરત અને પાંચ ઐરવ્રત ક્ષેત્રમાં કાળની વ્યવસ્થા કરવામાં કારણુરૂપ બાર આરાનું કાળચક્ર ગણુાય છે. તે કાળ અવસર્પીણી અને ઉત્સર્પીણી એમ બે પ્રકારના છે. અવસર્પીણી એટલે ઉતરતો અને ઉત્સર્પીણી એટલે ચઢતો તે દરેકના છ છ આરા છે અવસર્પીણીનો પેહેલો આરો સુખંસુખા નામે ચાર કોડા કોડી સાગરોપમનો છે. બીજો સુખં નામે આરો ત્રણુ કોડી સાગરોપમનો છે. ત્રીજો સુખં–દુઃખા નામે બે કોડા કોડી સાગરોપમનો છે. ચોથો દુખં–સુખં નામે આરો બેતાળીશ હજાર વર્ષે ન્યુન એક કોડા કોડી સાગરોપમનો છે. પાંચમો

દુખં નામે આરો એકવીશ હજાર વર્ષનો છે. અને છો દુખં-દુઃખા નામે આરો પણ એકવીશ હજાર વર્ષનો છે. આ અવસર્પીણીના જે પ્રમાણે છ આરા કહ્યા તેજ પ્રમાણે ઉલટા ક્રમથી ઉત્સર્પીણીના પણ છ આરા જાણી લેવા તે અવસર્પીણી અને ઉત્સર્પીણી કાળની એકંદર સંખ્યા વીશ કોડા કોડી સાગરોપમની થાય છે. પેહેલા આરામાં મનુષ્યો ત્રણ પલ્યોપમના આયુષ્યવાળા, ત્રણ ગાઉ ઉંચા શરીરવાળા અને ચોથે દિવસે ભોજન કરનારા હોય છે તેઓ સમચતુરસ્ર સંસ્થાનવાળા, વજ્ર ઋષભ નારાચ સંઘયણવાળા સદા સુખી, કષાય રહિત હોય છે. તેમને ઇચ્છિત મનોરથ પૂર્ણ કરનાર દશ પ્રકારનાં કલ્પવૃક્ષ હોય છે. મદ્યાંગ નામે કલ્પવૃક્ષો સ્વાદિષ્ટ મધને આપે છે ભૃતાંગ નામનાં કલ્પવૃક્ષો પાત્રો આપે છે, તુર્યંગિ નામનાં કલ્પવૃક્ષો ત્રણ પ્રકારનાં વાજિંત્રો આપે છે, દિપશિખા અને જ્યોતિષ શિખા નામે કલ્પવૃક્ષો અત્યંત અજવાળું આપે છે. ચિત્રાંગ નામે કલ્પવૃક્ષો વિચિત્ર ફુલોની માળાઓ આપે છે. ચિત્રરસ નામે કલ્પવૃક્ષો વિવિધ જાતનાં ભોજન આપે છે. મણ્યંગ નામનાં કલ્પવૃક્ષો ઘરેણાં આપે છે, ગીહાકાર નામનાં કલ્પવૃક્ષો સારાં ઘર આપે છે. અને અનગ્ન નામનાં કલ્પવૃક્ષો વસ્ત્ર આપે છે, એમ દરેક કલ્પવૃક્ષો બીજાં પણ અનેક ઇચ્છિત અર્થ આપે છે. વળી તે કાળે સઘળી ભુમી સાકરના જેવા સ્વાદવાળી હોય છે. નદિ વિગેરેનાં પાણી અમૃત સમાન મીઠાં હોય છે. પરંતુ દિવસે દિવસે આયુષ્ય, સંઘયણ અને કલ્પવૃક્ષોનો પ્રભાવ ઘટતો જાય છે. બીજા આરામાં મનુષ્યો બે પલ્યો-

પમના આયુષ્યવાળા, બે કોશ ઉંચા અને ત્રીજે દીવસે ભોજન કરનારા હોય છે. પૃથ્વી સાકરથી કંઈક ઓછા સ્વાદવાળી જળ પણ પ્રથમથી જરા ઉતરતું એમ પેહેલા આરાની પેઠે બીજા આરામાં પણ સર્વ બાબતો થોડી થોડી ઘટતી જાય છે. ત્રીજા આરામાં એક ગાઉનું શરીર, એક પલ્યોપમનું આયુષ્ય અને બીજે દિવસે ભોજન કરનારા હોય છે. અને પૃથ્વી તથા પાણી ઓછી મીઠાશવાળાં હોય છે. ચોથા આરામાં પૃથ્વિ તથા જળ મીઠાશ સહિત હોય છે. મનુષ્યો કોડી પૂર્વના આયુષ્યવાળા, અને પાંચસેં ધનુષ્ય ઉંચા શરીરવાળા હોય છે. પાંચમા આરામાં મનુષ્યો સો વર્ષના આયુષ્યવાળા અને સાત હાથ ઉંચા હોય છે. અને છઠ્ઠા આરામાં તો ફક્ત સોળ વર્ષના આયુષ્યવાળા અને એક હાથ ઉંચા શરીરવાળા હોય છે· તેથી ઉલટા ક્રમે એટલે ઉત્સર્પિણી કાળમાં દુખંદુખા નામે પેહેલો આરો તે અવસર્પિણી કાળના છઠ્ઠા આરા જેવો હોય છે. બીજો આરો પાંચમા આરા જેવો, ત્રીજો આરો ચોથા આરા જેવો હોય છે. ચોથો આરો ત્રીજા આરા જેવો હોય છે. પાંચમો આરો બીજા આરા જેવો હોય છે. અને છઠ્ઠો આરો પેહેલા આરા જેવો હોયછે.

તે સાગરચંદ્ર અને પ્રિયદર્શનાનો જીવ અવસર્પિણી કાળના ત્રીજા આરાના અંતમાં ઉત્પન્ન થયો તેથી તેઓ નવસેં ધનુષ્યના શરીરવાળા, અને પલ્યોપમના દશમા ભાગના આયુષ્યવાળા યુગલિયા થયા તેઓનું શરીર વજ્રઋષભનારાચ સંઘયણવાળું અને સમચતુરસ્ર સંસ્થાનવાળું હતું. અશોકદત્ત પણ પૂર્વ જન્મમાં કરેલા કપટથી તેજ ઠેકાણે શ્વેતવર્ણવાળો, ચાર

દાંતવાળો અને દેવહસ્તિ જેવો હસ્તિ થયો. એક વખત તે હસ્તિ સ્વઇચ્છાએ ફરતો હતો તેવામાં તેણે સાગરચંદ્રના જીવને જોયો તે વખતે તેને સ્નેહ ઉત્પન્ન થયો તેથી તેણે પોતાની સુંઢથી તેને સુખ થાય તેવી રીતે આલીંગન કરી તેની ઇચ્છા નહીં છતાં પણ તેને પોતાના સ્કંધ ઉપર બેસાર્યો પરસ્પર દર્શનના અભ્યાસથી તે બન્ને મિત્રોને પૂર્વ જન્મનું સ્મરણ થયું. તે વખતે ચાર દાંતવાળા હસ્તિના સ્કંધ ઉપર બેઠેલા સાગરચંદ્રના યુગલિયા જીવને વિસ્મયથી ઉત્તાન લોચનવાળા બીજા યુગલિયાઓ ઇંદ્રની પેઠે જોવા લાગ્યા. શંખ, ડોલર, પુષ્પ અને ચંદ્ર જેવા બિમળ હાથીપર તે બેઠો હતો તેથી યુગલિયાઓ તેને વિમલવાહન એવા નામથી બોલાવવા લાગ્યા. જાતિ સ્મરણવડે સર્વ પ્રકારની જાતિને જાણનારો વિમળ હસ્તિના વાહનવાળો અને પ્રકૃતિથી સ્વરૂપવાન તે સર્વથી અધિક થયો. કેટલોએક કાળ ગયા પછી કલ્પવૃક્ષોનો પ્રભાવ મંદ થવા લાગ્યો તેથી યુગલિયાઓને કલ્પવૃક્ષો ઉપર મમતા થવા લાગી. એક યુગલિયાએ સ્વિકાર કરેલા કલ્પવૃક્ષનો બીજો યુગલિક આશ્રય કરે તો પ્રથમ સ્વિકાર કરનારને મોટો પરીભવ થવા લાગ્યો તેથી પરસ્પર તેવો પરાભવ સહન કરવાને અસમર્થ યુગલિયાઓ પોતાથી અધિક એવા વિમળવાહનને સ્વામીપણે અંગીકાર કર્યો. જાતિ સ્મરણથી નીતિને જાણનારા એવા વિમળવાહને યુગલિયાઓને કલ્પવૃક્ષ વેહેંચી આપ્યાં, જો કોઇ બીજાના કલ્પવૃક્ષની ઈચ્છાએ મર્યાદાનો ત્યાગ કરે તો તેને શિક્ષા કરવાને માટે હાકારજાતિ પ્રકટ કરી હા ! તેં દુષ્કૃત કર્યું એવા

શબ્દથી શિક્ષા કરેલા યુગલિયાઓ તેની મર્યાદાનું ઉલ્લંઘન કરતા નહોતા. દંડાદિકનો ઘાત સહન કરવો સારો પણ હાકાર શબ્દવડે કરેલો તિરસ્કાર સારો નહીં એમ તેઓ માનવા લાગ્યા. તે વિમલવાહનનું છમાસ આયુષ્ય બાકી રહ્યું એટલે તેની ચંદ્રયશા નામે સ્રીથી એક યુગ્મનો ( જોડલું ) જન્મ થયો. માતા પિતાએ તેનાં ચક્ષુસમાન અને ચંદ્રકાન્તી એવાં નામ પાડયાં. છ માસ સુધી પોતાનાં બન્ને બાળકોને પાળી વિમળવાહન સુવર્ણકુમાર દેવલોકમાં અને ચંદ્રયશા નાગકુમાર દેવલોકમાં ઉત્પન્ન થઇ. અને તે હસ્તિ પણ પોતાનું આયુ પૂર્ણ કરી નાગકુમાર નિકાયમાં દેવપણે ઉત્પન્ન થયો ત્યાર પછી ચક્ષુષ્માન પણ વિમળવાહનની પેઠે હાકાર જાતિથીજ યુગલિયાઓની મર્યાદા ચલાવવા લાગ્યો. અંત સમય નજીક આવ્યો એટલે ચંદ્રકાન્તાને યશસ્વી અને સુરૂપા નામે જોડેલું ઉત્પન્ન થયું. અને તે બન્ને કાળ કરીને, ચક્ષુષ્માન સુવર્ણકુમારમાં અને ચંદ્રકાન્તાનો જીવ નાગકુમારમાં ઉત્પન્ન થયો. હવે યુગલિયાઓ હાકાર દંડનું ઉલ્લંઘન કરવા લાગ્યા. ત્યારે માહામતી યશસ્વિ અલ્પ અપરાધવાળાને હાકારનીતિ અને મધ્યમ અપરાધવાળાને માહાકારનીતિ તથા મોટા અપરાધવાળાને તે બન્ને નીતિ વાપરવા લાગ્યો. તે યશસ્વિને સુરૂપા સ્રીથી અભિચંદ્ર અને પ્રતિરૂપા નામે જોડલું થયું અને યશસ્વિ આયુષ્ય પૂર્ણ કરી ઉદધીકુમારમાં તથા સુરૂપા નાગકુમારમાં ઉત્પન્ન થઇ.

અભિચંદ્રને પ્રસેનજિત્ અને ચક્ષુઃકાન્તા નામે જોડલું ઉત્પન્ન થયું પ્રસેનજિત્ના વખતમાં યુગલિયાઓ હાકાર અને

માકાર નીતિનું ઉલ્લંઘન કરવા લાગ્યા તે વારે ત્રીજી ધિક્કાર જાતિનો ઉપયોગ કરવો પડયો પ્રયોગમાં કુશળ એવો તે પ્રસેનજિત્ ત્રણ અંકુશથી જેમ હાથીને શિક્ષા કરે તેમ સર્વ યુગલિયાઓને શિક્ષા કરવા લાગ્યો તે પ્રસેનજિત્‌ને મરૂદેવ અને શ્રીકાન્તા નામે જોડલું ઉત્પન્ન થયું તેમણે પણ તેજ નીતિના ક્રમથી રાજ્યકારભાર ચલાવ્યો તેમને નાભિ અને મરૂદેવા નામે જોડલું ઉત્પન્ન થયું મરૂદેવા કાળ કરીને દ્વીપકુમારમાં ઉત્પન્ન થયો અને શ્રીકાન્તા કાળ કરીને નાગકુમારમાં ઉત્પન્ન થઇ. તેઓના મૃત્યુ પામ્યા પછી નાભિ રાજા યુગલિયાઓના સાતમા રાજા થયા.

હવે ત્રીજા આરાનાં ચોરાશી લાખ પુરવ, ત્રણ વર્ષ અને સાડા આઠ મહીના બાકી રહ્યા હતા તે સમયે અશાડ માસની કૃષ્ણ ચતુર્દશીના દિવસે ઉત્તરાષાઢા નક્ષત્રમાં ચંદ્રમાનો યોગ આવતાં વજ્રનાભનો જીવ સર્વાર્થસિદ્ધને વિષેથી તેત્રીશ સાગરોપમનું આયુષ્ય ભોગવી જેમ માનસરોવરથી ગંગાના તટમાં હંસ ઉતરે તેમ નાભિ કુળકરની સ્ત્રી મરૂદેવાના ઉદરમાં ઉત્પન્ન થયો પ્રભુ ગર્ભમાં આવ્યા તે સમયે પ્રાણી માત્રના દુખનો ઉચ્છેદ થવાથી ત્રણ લોકમાં સુખ થયું અને સર્વ સ્થાનકે મોટો ઉચ્છેદ થયો જે રાત્રીએ દેવ લોકમાંથી ચ્યવીને પ્રભુ માતાના ઉદરમાં આવ્યા તેજ રાત્રિએ મરૂદેવા માતાએ ચૌદ માહા સ્વપ્ન દીઠાં તે નીચે પ્રમાણે.

—પેહેલે સ્વપ્ને ઉજળો પુષ્ટ સ્કંધવાળો દીર્ઘ પુચ્છવાળો અને સુવર્ણની ઘુઘરમાળવાળો વૃષભ જોયો, બીજે સ્વપ્ને

શ્વેત ઉંચો અને મદથી ઝરતો કૈલાસ પર્વત જેવો ચાર દાંતવાળો હસ્તિ જોયો. ત્રીજે સ્વપ્ને પીળા નેત્રવાળો, મોટી જીભવાળો અને ચપળ કેશવાળો પુંછડાને ઉલાળતો કેશરીસીંહ દીઠો. ચોથે સ્વપ્ને પદ્મ જેવા લોચનવાળી, અને હાથીઓએ સુંઢોથી ઉપાડેલા પૂર્ણ કુંભોથી શોભતી લક્ષ્મીદેવી દીઠી. પાંચમે સ્વપ્ને નાના પ્રકારના દેવ વૃક્ષોના પુષ્પથી ગુંથેલી લાંબી ફુલની માળા દીઠી. છઠ્ઠે સ્વપ્ને કાન્તિના સમુહથી દિશાઓને પ્રકાશ કરનારૂ ચંદ્રમંડળ દીઠું. સાતમા સ્વપ્ને સર્વ અંધકારનો નાશ કરનાર અને વિસ્તાર પામતી કાન્તિવાળો સૂર્ય જોયો આઠમા સ્વપ્ને ચલાયમાન એવી પતાકાવડે શોભતો મહાધ્વજ દીઠો. નવમા સ્વપ્ને જળથી ભરેલો સુવર્ણનો કળશ દીઠો. દશમા સ્વપ્ને અનેક કમળોથી શોભતું પદ્મ સરોવર દીઠું. અગીયારમા સ્વપ્ને ઉંચા તરંગોના સમુહથી ચિત્તને આનંદ કરનાર ક્ષીર સમુદ્ર દીઠો. બારમા સ્વપ્ને ઘણી કાન્તિવાળું વિમાન દીઠું. તેરમા સ્વપ્ને નિર્મળ કાન્તિના સમુહવાળો રત્નનો ઢગલો આકાશમાં રહેલો દીઠો. અને ચૌદમા સ્વપ્ને ધુમાડા વિનાનો અગ્નિ મુખમાં પ્રવેશ કરતો દીઠો.

આવી રીતે ચૌદ સ્વપ્ન જોઇ મરૂદેવા માતા જાગૃત થયાં. અને સર્વ વૃત્તાંત નાભિ રાજાને કહી સંભળાવ્યો નાભિ રાજાએ સ્વપ્નનો વિચાર કરી કહ્યું કે, તને ઉત્તમ કુળકર પુત્ર થશે. તે વખતે ઇંદ્રનાં આસનો કંપાયમાન થયાં. એટલે તેઓને ઉપયોગ દેતાં ભગવાનના ચ્યવનની ખબર પડી અને તત્કાળ સર્વ ઇંદ્રો એકઠા થઈ ભગવાનની માતાને સ્વપ્નના અર્થ કહેવા

માટે ત્યાં આવ્યા પછી બે હાથ જોડી વિનયપૂર્વક સ્વપ્નના અર્થ કહેવા લાગ્યા.

હે સ્વામિની ! તમે પહેલા સ્વપ્ને વૃષભ જોયો તેથી તમારો પુત્ર મોહરૂપી કાદવમાં ખુંચી ગયેલા ધર્મરૂપી રથનો ઉદ્ધાર કરવામાં સમર્થ થશે. હસ્તિના દર્શનથી તમારો પુત્ર ઘણા બળના એક સ્થાનરૂપ થશે. સીંહના દર્શનથી પુરૂષોમાં સીંહ જેવા પરાક્રમવાળો થશે. લક્ષ્મીદેવીના દર્શનથી તમારો પુત્ર ત્રૈલોકયની સામ્રાજ્ય લક્ષ્મીનો પ્રભ થશે. પુષ્પમાળા જોઇ તેથી તમારા પુત્રની આજ્ઞા માળાની પેઠે આખું જગત્ મસ્તક ઉપર વહન કરશે. ચંદ્ર દીઠો તેથી મનોહર અને નેત્રને આનંદ આપનાર થશે. સૂર્ય દીઠો તેથી તમારો પુત્ર મોહરૂપી અંધકારનો નાશ કરી જગત્‌માં ઉદ્યોત કરનાર થશે. મહાધ્વજ દીઠો તેથી તમારો પુત્ર આપના વંશમાં મોટી પ્રતિષ્ઠાવાળો ધર્મધ્વજ થશે. તમે પૂર્ણકુંભ જોયો તેથી તમારો પુત્ર સર્વ અતિશયોને ધારણ કરનાર થશે. પદ્મ સરોવર જોયું તેથી સંસાર રૂપ અટવીમાં પડેલા મનુષ્યોના પાપરૂપ તાપને હરશે. સમુદ્ર જોયો તેથી તમારો પુત્ર જેની સમીપે નહીં જઈ શકાય તેમની સમીપે પણ અવશ્ય જવા યોગ્ય થશે. તમે વિમાન જોયું તે તમારા પુત્રની વૈમાનિક દેવો પણ શેવા કરશે. રત્નનો જોયો તેથી તમારો પુત્ર સર્વ ગુણરૂપ રત્નોની ખાણ ( અને મોંમાં પ્રવેશ કરતો અગ્નિ જોયો તેથી તમારે તેજસ્વિઓના તેજને દુર કરનારો થશે. હે માત સ્વપ્ન જોયાં તે એવું સુચવે છે કે, તમારો પુ

કનો સ્વામી થશે. આવી રીતે સ્વપ્નના અર્થ કહીને તેમજ મરૂદેવી માતાને પ્રણામ કરીને સર્વ દેવતાઓ પોત પોતના સ્થાનકે ગયા.

હવે મરૂદેવી માતા સૂર્યથી જેમ મેઘમાળા શોભે, મુક્તાફળથી જેમ છીંપ શોભે, અને સાંહથી જેમ પર્વતની ગુફા શોભે તેમ શોભવા લાગ્યાં ગર્ભના પ્રભાવથી તેમનું લાવણ્ય વિશેષ વૃદ્ધિ પામવા લાગ્યું. એ પ્રમાણે નવ માસ અને સાડા આઠ દીવસ થયા પછી ચૈત્ર માસની કૃષ્ણ પક્ષની અષ્ટમીના દિવસે અર્ધરાત્રિએ સર્વ ગ્રહો ઉપસ્થાનમાં આવ્યા હતા અને ચંદ્રનો યોગ ઉત્તરાષાઢા નક્ષત્રમાં આવ્યો હતો તેવારે મરૂદેવી માતા જરાયુ અને રૂધિર વિગેરે કલંકથી રહિત યુગલધર્મિ પુત્રને સુખે કરી પ્રસવતાં હવાં. તે વખતે વિજળીના જેવો ત્રણ જગત્માં ઉદ્યોત થઈ રહ્યો. આકાશમાં દેવતાનાં દુદુંભિ વાગવા લાગ્યાં.

તે સમયે છપન દિગકુમારીકાઓએ આવી ભગવાન્ના જન્મનો મહોત્સવ શરૂ કર્યો. અધો લોકમાંથી ભોગકરા, ભોગવતી, સુભોગા, ભોગમાલિની, તોયધરા, વિચિત્ર, પુષ્પમાળા અને અનિંદિતા એ નામની આઠ દિગકુમારીકાઓ ભગવાનના સુતિકા ગૃહ પ્રત્યે આવી તિર્થંકરની માતાને ત્રણવાર પ્રદક્ષિણા કરી વંદના કરીને કહેવા લાગી કે હે માતા ! અમે તમને પ્રણામ કરીએ છીએ. અમે અધોલોકના વિષે રહેનારી એવી આઠ દિગકુમરીઓ તિર્થંકરના જન્મને અવધિજ્ઞાને જાણી તેમના પ્રભાવથી તેમનો મહિમા કરવા માટે અહિંયાં આવી છીએ. તેથી તમે

અમારાથી ભય પામશો નહીં એમ કહી ઇશાન ભાગમાં રહેલી તે દિગકુમરીઓએ ત્યાં પૂર્વ દિશા તરફ મુખવાળું અને એક હજાર થાંભલાવાળું સુતિકાગૃહ રચ્યું પછી સંવર્ત્ત નામના વાયુથી સુતિકાગૃહની ચોતરફ એક યોજન સુધી કાંકરા અને કાંટા દુર કરી સંવર્ત્ત વાયુને સંહરી ભગવાનને પ્રણામ કરી ગીત ગાતી તેમની નજીક બેઠી. તેવી રીતે મેરૂ પર્વત ઉપર રહેનારી મેઘંકરા, મેઘવતી, સુમેઘા, મેઘમાલિની, તોયધરા, વિચિત્રા, અને બલાહિકા નામની આઠ ઉર્ધ્વ લોકવાશી દિગકુમરીઓ ત્યાં આવી. તેમણે સુગંધિ જળની વૃષ્ટિ કરીને એક યોજન સુધી છંટકાવ કર્યો. અને ઢીંચણ સુધી પચરંગી પુષ્પોથી પૃથ્વિને શોભીત કરી. પછી પૂર્વ રૂચક પર્વત ઉપર રહેનારી નંદા, નંદોતરા, આનંદા, નંદીવર્ધના, વિજયા, વૈજયંતી, જયંતી અને અપરાજિતા નામની આઠ દિગકુમરીઓ ત્યાં આવી પોતાના હાથમાં દર્પણ રાખી મંગલિક ગીત ગાતી પૂર્વ દિશામાં ઉભી રહી. તે પછી દક્ષિણ રૂચક પર્વતમાં રહેનારી સમાહારા, સુપ્રદત્તા, સુપ્રબુદ્ધા, યશોધરા, લક્ષ્મીવતી, શેષવતી, ચિત્રગુપ્તા અને વસુંધરા નામની આઠ દિગકુમરીઓ હાથમાં કળશ ધારણ કરી ગીત ગાતી દક્ષિણ દિશામાં ઉભી રહી. પશ્ચિમ રૂચક પર્વતમાં રહેનારી ઈલાદેવી, સુરાદેવી, પૃથ્વિી, પદ્મવતી, એકનાસા, અનવમિકા, ભદ્રા, અને યશોદા નામની આઠ દિગકુમરીઓ હાથમાં પંખા ધારણ કરી ગીત ગાતી પશ્ચિમ દિશામાં ઉભી રહી. ઉત્તર રૂચકની અલંબુશા, મિશ્રકેશી, પુંડરિકા, વારૂણિ, હાસા, સર્વપ્રભા, શ્રી અને હ્રી એ

આઠ દિગકુમરીઓ હાથમાં ચામર લેઈ ગીત ગાતી ઉત્તર દિશામાં ઉભી રહી. વિદિશીમાં રહેલા રૂચક પર્વતની ચિત્રા, ચિત્રકનકા, સતેરા અને સુત્રાયણા નામની ચાર દિગકુમરીઓ હાથમાં દીવા રાખી ઈશાન વિગેરે દિશાઓમાં ગીત ગાતી ઉભી રહી. રૂચર દ્વીપથી રૂપા, રૂપાશિકા, સુરૂપા અને રૂપકાવતી નામની ચાર દિગકુમરીઓએ આવી ભગવાનના નાભી નાળને ચાર આંગળ રાખી છેદન કર્યું અને એક ખાડો ખોદી તેમાં તે નાંખી ખાડાને રત્ન અને વજ્રથી પુરી દીધો; અને તેના ઉપર દ્રોથી પીઠિકા બાંધી. પછી ભગવાનના જન્મગૃહને લગતાં પૂર્વ, દક્ષિણ અને ઉત્તર દિશામાં ત્રણ કદલીગૃહ કર્યા તે દરેક ગૃહમાં મોટા અને સિંહાસનોથી શોભાયમાન ચોક રચ્યા, પછી જિનેશ્વરને પોતાના હાથમાં લઇ જિનમાતાને ટેકો આપી દક્ષિણ દિશાના ચોકમાં લઈ ગઇ ત્યાં બંનેને સિંહાસન ઉપર બેસારીને સુગંધિ લક્ષપાક તેલથી મર્દન કરવા લાગી. પછી દિવ્ય ઉદ્દવર્ત્તન ( પીઠી ) થી તેમણે બંનેને ઉદ્દવર્ત્તન કર્યું અને પૂર્વ દિશાના ચોકમાં લઇ જઈ સિંહાસન ઉપર બેસારી નિર્મળ જળથી બંનેને સ્નાન કરાવ્યું. પછી સુગંધિ વસ્ત્રોથી અંગ લુછીને ગોશીર્ષ ચંદનના રસથી તેમને અર્ચીત કર્યા. અને આભરણો પહેરાવી ઉત્તર દિશાના ચોકમાં જઈ સિંહાસન ઉપર બેસાર્યા ત્યાં અરણીના બે કાષ્ટથી અગ્નિ ઉત્પન્ન કરી ગોશીર્ષ ચંદનના કાષ્ટથી હોમ કર્યો અને તેની ભસ્મની રક્ષાપોટલી કરી બંનેને હાથે બાંધી. જો કે ભગવાન્ મોટા પ્રભાવવાળા હતા. તોપણ તે દિગકુમરીઓનો એવો ભક્તિક્રમ છે. પછી

ત્રમે પર્વતના જેવા આયુષ્યવાળા થાઓ. એવું પ્રભુના કાનમાં કહી પાષાણના બે ગોળા અફાળ્યા પછી પ્રભુને અને માતાને સુતિકાગૃહમાં શય્યા ઉપર સુવારી તેઓ માંગલીક ગીત ગાવા લાગી.

હવે તે સમયે સૌધર્મ દેવલોકના ઈંદ્રનું આસન ચલાયમાન થવાથી અવધીજ્ઞાનવડે તેણે જોયું તો આદિ પ્રભુનો જન્મ તેના જાણવામાં આવ્યો તત્કાળ સિંહાસન ઉપરથી ઉઠી સાત આઠ પગલાં પ્રભુના સામાં ચાલી પ્રભુને પંચાંગ નમસ્કાર કરી ભગવાનની સ્તુતિ કરી. બધા દેવતાઓને ભગવાનના જન્મ સ્નાત્રના મહોત્સવ માટે બોલાવવાની પોતાના નૈગમિષી નામના સેનાધિપતિ દેવને આજ્ઞા કરી. તે સેનાધિપતિએ એક યોજનના વિસ્તારવાળી સુઘોષા નામની ઘંટા ત્રણ વખત વગાડી તેનો અવાજ થતાં બીજા સર્વ વિમાનોની ઘંટાઓનો અવાજ થવા લાગ્યો. અને તેથી બત્રીશ લાખ વિમાનોના દેવતાઓ સાવધાન થઇ ત્યાં આવ્યા. તેમને ઈંદ્રના સેનાધિપતિએ કહ્યું કે હે દેવતાઓ ! ઈંદ્ર આજ્ઞા કરે છે કે દેવી વિગેરે પરિવાર સહિત જંબુદ્વિપના દક્ષિણ ભરતની મધ્યમાં નાભિરાજાના કુળને વિષે આદિ તીર્થંકર ઉત્પન્ન થયા છે તેમના જન્મ કલ્યાણનો મહોત્સવ કરવાને જવા સારૂં ચાલો. તત્કાળ ઈંદ્રનો હુકમ થતાં સર્વ દેવતાઓ ઘણા હર્ષથી તૈયાર થઇ ત્યાં આવ્યા. એટલે ઈંદ્રપાલક નામના આભિયોગીક દેવને એક અનુપમ વિમાન રચવાની આજ્ઞા કરી. તરતજ તે દેવે ૫૦૦ યોજન ઉંચું અને લાખ યોજનના વિસ્તારવાળું ઇચ્છાનુગામી વિમાન રચ્યું. તે

વિમાનમાં ઈંદ્ર પોતાની આઠ પટરાણીઓ સહિત સિંહાસનને પ્રદક્ષિણા દેઇ પૂર્વ તરફના પગથીએથી સિંહાસન ઉપર ચઢયો અને પૂર્વાભિમુખ થઇને પોતાના આસનપર બેઠો. એટલે બીજા દેવતાઓ પણ પોતે પોતાના આસન ઉપર બેઠા. વિમાનની આગળ પતાકાઓથી શોભતો અઢાર યોજન ઊંચો એક ઇંદ્રધ્વજ ફરકી રહ્યો હતો. નદીઓના પ્રવાહથી વીંટાએલો જેમ સાગર શોભે તેમ સામાનિક વિગેરે કરોડો દેવતાઓથી વીંટાએલો ઇંદ્ર શોભવા લાગ્યો. દુદુંભિના અવાજોથી અને ગંધર્વોના તથા નાટકના વાજીંત્રોના અવાજથી ગર્જનાવાળું તે વિમાન ઇંદ્રની ઇચ્છાથી સૌધર્મ દેવલોકના મધ્યમાં થઇને વાયુ વેગે ચાલ્યું. થોડીવારમાં અસંખ્ય દ્વીપ સમુદ્રને ઉલ્લંઘન કરીને નંદીશ્વર દ્વીપે આવ્યું. તે દ્વીપના દક્ષિણ પૂર્વના મધ્ય ભાગમાં રતિકર પર્વતની ઉપર ઇંદ્રે તે વિમાનને સંક્ષિપ્ત કર્યું. ત્યાંથી આગળ કેટલાએક દ્વીપ સમુદ્રને ઉલ્લંઘી તે વિમાનો તે અનુક્રમે તેથી પણ સંક્ષેપી કરતો ઇંદ્ર જંબુદ્વીપના દક્ષિણ ભરતમાં આદિ તીર્થંકરના જન્મ ભુવનને વિષે આવી પહોંચ્યો. ત્યાં તેણે તે વિમાનથી પ્રભુના સુતિકાગૃહની પ્રદક્ષિણા કરી. ઇશાન ખુણામાં તે વિમાનનું સ્થાપન કર્યું. પછી વિમાનમાંથી ઉતરીને તે શકેંદ્ર પ્રભુની પાસે આવ્યો. પછી માતા સહિત પ્રભુને પ્રદક્ષિણા કરીને ફરીથી પ્રણામ કરી મસ્તક ઉપર અંજલી જોડી મરૂદેવા માતાને કહેવા લાગ્યો કે હે જગત્ર માતા ! રત્નરૂપ જગદીપક પુત્રને જન્મ આપનાર એવાં તમને હું નમસ્કાર કરૂંછું. હે દેવી ! તમને ધન્ય છે. હું સૌધર્મ દેવલોકનો ઇંદ્ર છું. તમારા પુત્ર અરિહંતનો જન્મોત્સવ કરવાને

છું અહીં આવેલો છું. માટે તમારે ભય રાખવો નહિ. એવી રીતે કહી મરૂદેવા માતાને અવસ્વાપિનીકા નામની નિંદ્રા આપી પ્રભુનું એક પ્રતિબિંબ કરીને તેમના પાસામાં મુકયું, અને પોતાનાં પાંચ રૂપ વિકુર્વી એકરૂપે ભગવંતની સમીપે આવી પ્રણામ કરી વિનયથી નમ્ર થઇ બોલ્યો કે હે ભગવાન્ આજ્ઞા આપો. એમ કહી ભગવાન્‌ને પોતાના બે હાથથી ગ્રહણ કર્યા. એક રૂપે ભગવાન્‌ને છત્ર ધર્યું. બે રૂપે સુંદર ચામરો ધારણ કર્યા. અને એક રૂપે ભગવાન્‌ની આગળ વજ્ર ધારણ કરીને આકાશના જેવા નિર્મળ ચિત્તવાળો ઇંદ્ર પાંચ રૂપે આકાશ માર્ગે ચાલ્યો.

—પછી દેવતાઓનો પતિ ઇંદ્ર ભગવાનને લેઇને મેરૂ પર્વત ઉપર ગયો. ત્યાં પાંડુક વનમાં દક્ષિણ ચૂલિકાની ઉપર અતી પાંડુ કંબાલા નામની શિલાની ઉપર અર્હંત્ સ્નાત્રને યોગ્ય સિંહાસન ઉપર હર્ષ સહિત પ્રભુને પોતાના ખોળામાં લેઇને બેઠો. જે વખતે સૌધર્મેંદ્ર મેરૂ ઉપર આવ્યો તેજ વખતે માહાઘોષા ઘંટાના નાદથી પ્રબોધિત થએલા અઠ્ઠાવીસ લાખ વિમાનવાશી દેવતાઓથી પરવરેલો ત્રિશુળધારી વૃષભના વાહનવાળો ઇશાન દેવલોકનો અધિપતિ પોતાના પુષ્પક નામના વિમાનમાં બેશી સૌધર્મેંદ્રની પેઠે ત્યાં આવ્યો. સનત્ કુમાર ઇંદ્ર પણ બાર લાખ વિમાનવાસી દેવતાઓને લેઇ સુમન નામના વિમાનમાં, મહેંદ્ર નામે ઇંદ્ર આઠ લાખ વિમાનવાસી દેવતાઓ સહિત શ્રીવત્સ નામના વિમાનમાં, બ્રહ્મેંદ્ર નામે ઇંદ્ર ચાર લાખ દેવતાઓ સહિત નંદાવર્ત્ત નામના વિમાનમાં, લાંતક નામે ઇંદ્ર પચાસ હજાર દેવતાઓ સહિત કામગવ વિમાનમાં, શુક્ર નામે ઇંદ્ર ચાળીસ હજાર દેવતાઓ સહિત પ્રીતીગમ નામે વિમાનમાં,

સહસ્રાર નામે ઇંદ્ર છ હજાર દેવતાઓ સહિત મનોરમ નામે વિમાનમાં, આનત, પ્રાનત દેવલોકનો ઈંદ્ર ચારસેં દેવો સહિત વિમળ નામના વિમાનમાં, અને આરણ્યું તથા અચ્યુત દેવલોકનો ઇંદ્ર ત્રણસેં દેવતાઓ સહિત સર્વતોભદ્ર નામના વિમાનમાં બેશી ત્યાં આવ્યા. તેજ વખતે ભુવનપતિ અને વ્યંતરના ઇંદ્રોનાં આસન કંપાયમાન થયાં. તેમાંના ચમરેંદ્રે અવધિજ્ઞાનથી ભગવાનૂનો જન્મ જાણી સર્વ દેવતાઓને જણાવવા માટે પોતાના દ્રુમ નામના સેનાધિપતિ પાસે ઓઘ ઘોષા નામે ઘંટા વગડાવી. પછી પોતાના ચોસઠ હજાર સામાનિક દેવતાઓ તેત્રીસ ગુરૂસ્થાનને યોગ્ય દેવો, ચાર લોકપાળ, પાંચ અગ્ર મહિષીઓ, અભ્યંતર, મધ્ય અને બાહ્ય એ ત્રણ પર્ષદાના દેવો એમ સાત પ્રકારનું સૈન્ય, સાત સેનાધિપતિઓ અને ચારે દિશાએ ચોસઠ ચોસઠ હજાર આત્મ રક્ષક દેવો તથા બીજા ઉત્તમ ઋદ્ધિવાળા, અસુર કુમાર દેવોથી પરવરેલો તે અભિયોગિક દેવે તત્કાળ રચેલા પાંચશે યોજન ઉંચા મોટા ધ્વજથી શોભિત અને પચાસ હજાર યોજન વિસ્તારવાળા વિમાનમાં બેશીને ભગવાનૂનો જન્મોત્સવ કરવાની ઇચ્છાથી તે ચમરેંદ્ર પણ શક્રેંદ્રની પેઠે મેરૂ પર્વત ઉપર આવ્યો. તેવી રીતે બલેંદ્ર પોતાની મહૌઘસ્વરા નામની ઘંટા પોતાના મહાદ્રુમ નામના સેનાપતિ પાસે વગડાવી સાઠ હજાર સામાનિક દેવતાઓ, ચારગણા અંગરક્ષિક દેવતાઓ તથા બીજા ઘણા દેવતાઓ સહિત ચમરેંદ્રની પેઠે મેરૂ પર્વત ઉપર આવ્યો. તેવીજ રીતે નાગકુમાર દેવલોકનો ધરણેંદ્ર તથા ભુતાનંદ નામે નાગેંદ્ર, વિદ્યુત્ કુમારના ઇંદ્ર હરિ અને હરિસિંહ, સુવર્ણ કુમા-

રના ઈંદ્ર વેણુદેવ અને વેણુદારી, અગ્નિકુમારના ઈંદ્ર અગ્નિશીખ અને અગ્નિમાણુવ, વાયુકુમારના ઈંદ્ર વેલંબ, અને પ્રભંજન, સ્તનિત કુમારના ઈંદ્ર સુઘોષ અને મહાઘોષ, ઉદ્ધિત કુમારના ઈંદ્ર જલકાંત અને જલપ્રભ, દ્વીપકુમારના ઈંદ્ર પૂર્ણ અને અત્રશિષ્ટ, દિશિકુમારના ઈંદ્ર અમીત અને અમીત વાહન એ રીતે દશ ભુવનપતિના વીશ ઈંદ્ર ત્યાં આવ્યા. તથા વ્યંતરોમાં પિશાચના ઈંદ્રકાળ અને મહાકાળ, ભુતના ઈંદ્ર સરૂપ અને પ્રતિરૂપ યક્ષના ઈંદ્ર પૂર્ણભદ્ર અને મણીભદ્ર, રાક્ષસના ઈંદ્ર ભીમ અને માહાભીમ, કીન્નરોના ઈંદ્ર કીન્નર અને કીમપુરૂષ, કીમપુરૂષના ઈંદ્ર સત્પુરૂષ અને માહાપુરૂષ, મહોરગના ઈંદ્ર અતિકાય અને મહાકાય, ગંધર્વોના ઈંદ્ર ગીત રતી અને ગીતયશા, એમ આઠ વ્યંતર નિકાયના સોળ ઈંદ્રો તથા અપ્રજ્ઞપ્તિ નામે વાણુ વ્યંતર નિકાયના ઈંદ્ર સનિહિત અને સામાનક, પંચ પ્રજ્ઞપ્તિના ઈંદ્ર ધાતા અને વિધાતા, ઋષિવાહિતના ઈંદ્ર ઋષિ અને ઋષિ પાલક, ભુતવાદિતના ઈંદ્ર ઈશ્વર અને મહેશ્વર, કહિતના ઈંદ્ર સુવત્સક અને વિશાલક, મહા કાંદિતના ઈંદ્ર હાસ અને હાસરતિ, કુષ્માંડના ઈંદ્ર સ્વેત અને મહાસ્વેત, પાકના ઈંદ્ર પકવ અને પકવપતિ, એ રીતે સોળ ઈંદ્ર વાણુ વ્યંતરના તથા જ્યોતિષીના અસંખ્યાતા સૂર્ય અને ચંદ્ર એ બે નામનાજ ઈંદ્રો એમ કુલ ચોસઠ ઈંદ્રો એકી સાથે મેરૂપર્વત ઉપર આવ્યા.

પછી અચ્યુત ઈંદ્રના હુકમથી અભિયોગીક દેવતાઓએ એક યોજન ઉંચા એવા સોનાના, રૂપાના, રત્નના, સોના રૂપાના, સોનું અને રત્નોના, સોનું, રૂપું અને રત્નના, રૂપાના અને રત્નના

અને મૃતિકાના એમ આઠ જાતના એવી રીતે હરેક જાતના એક હજારને આઠ આઠ સુંદર કળશો બનાવ્યા. અને તેટલીજ સંખ્યાએ સુવર્ણાદિ વસ્તુઓથી ઝારીયો, દર્પણ, રત્નના કરંડિયા, ડાબડા, થાળ, પાત્રિકા અને ફુલની ચંગેરીઓ એ સર્વ તત્કાળ ત્યાં લાવ્યા. પછી ક્ષીર સમુદ્રમાંથી તે સઘળા કળશો ભરી લીધા. તેમ પુષ્કરાર્ધ સમુદ્રમાંથી, માગધાદિ તીર્થોમાંથી તથા ગંગા વિગેરે મહા નદીમાંથી જળ લીધું. તથા ક્ષુદ્ર હીમવંત પર્વત ઉપરથી સિદ્ધાર્થ ( સરસવ ) પુષ્પ, શ્રેષ્ટ, ગંધ, દ્રવ્ય, અને સર્વોષધી ગ્રહણ કરી તથા ત્યાંથી પણ પદ્મનામના દ્રહમાંથી સુગંધિ અને પવિત્ર જળ લીધું. તેમ વળી બીજા વર્ષધર પર્વત ઉપરના દ્રહોમાંથી, સર્વ ક્ષેત્રોમાંથી, વૈતાઢ્ય પર્વત ઉપરથી તથા સર્વ વિજયોમાંથી જળ, પુષ્પો અને સુગંધિ વસ્તુઓ ગ્રહણ કરી મેરૂ પર્વત ઉપર લાવ્યા.

હવે હાલના અચ્યુત દેવલોકનો ઇંદ્ર પવિત્ર થઇને ભગવાનને સ્નાન કરાવવાને ઉદ્યમવંત થયો. તેણે ઉત્તરાસંગ કરી પારીજાત વિગેરે પુલોની કુસુમાંજલી ગ્રહણ કરી સુગંધિ ધુપના ધુમ્રથી ધુપીત કરી પ્રભુની પાસે તે કુસુમાંજલી મુકી. એટલે દેવતાઓએ પુષ્પમાળાઓથી અર્ચિત કરેલા સુગંધિ જળના કળશો ત્યાં લાવીને મુક્યા. તે કળશો લઇ અચ્યુત ઇંદ્રે ભગવાન્‌ને સ્નાન કરાવવાનો આરંભ કર્યો. તે વખતે દેવતાઓ દુંદુભિના નાદ કરવા લાગ્યા. તે અનેક પ્રકારના નાદથી સર્વ આકાશ ગાજીરહ્યું. અને હે જગન્નાથ ! હે કૃપાસાગર ! તમે જય પામો. તમે આનંદ પામો એમ ચારણ મુનિઓ બોલવા લાગ્યા. અને અનેક રાગરાગણીથી

ભગવાનની સ્તુતી કરવા લાગ્યા. એવી રીતે અચ્યુત ઇંદ્ર અત્યંત ભક્તિપૂર્વક ભગવાનને કુંભોના જળથી સ્નાન કરાવવા લાગ્યો. તે વખતે અભિયોગિક દેવતાઓ તે કુંભોને બીજા કુંભોના જળથી પૂરતા હતા. એમ વારંવાર ખાલી થતા અને ભરાતા કરોડો કુંભોથી અચ્યુત ઇંદ્રે પ્રભુને સ્નાન કરાવ્યું. પછી દિવ્ય વસ્ત્ર-વડે પ્રભુના અંગને લુછયું. તે સાથે પોતાના આત્માને પણ પવિત્ર કર્યો તે સ્નાત્રના જળમાંથી કેટલુંક દેવતાઓ પોતાના મસ્તક ઉપર સીંચન કરવા લાગ્યા અને બાકીનું પાંડુક, સુમનસ, નંદન તથાં ભદ્રશાલ ઉદ્યાનમાં નદીઓ પેઠે પ્રસાર વહેવા લાગ્યું. પછી ગોશીર્ષ ચંદનના રસથી પ્રભુના અંગ ઉપર વિલેપન કર્યું. તે વખતે કેટલાક દેવતાઓ ઉત્તરાસન ધારણ કરીને ધુપધાણા હાથમાં રાખીને ઉભા રહ્યા કેટલાક છત્ર ધારણ કરવા લાગ્યા. કેટલાક ચામર ઓઢાડવા લાગ્યા. કેટલાક મણી અને સુવર્ણમય પંખાવડે પવન નાંખવા લાગ્યા. કેટલાક દિવ્ય પુષ્પોની વૃષ્ટિ કરવા લાગ્યા. કેટલાક સુવર્ણની વૃષ્ટિ કરવા લાગ્યા. અને કેટલાક મધુર સ્વરથી ભગવાનનું સ્તવન કરવા લાગ્યા. કેટલાએક નાચવા લાગ્યા. કોઇ કુદવા લાગ્યા. એવી રીતે અનેક પ્રકારથી દેવતાઓ પોતાનો હર્ષ પ્રદર્શિત કરી રહ્યા. તે વખતે અચ્યુત ઇંદ્રે પ્રભુને વિલે-પન કર્યું. ત્યાર પછી બીજા બાશઠ ઇંદ્રોએ પણ તેવીજ રીતે ભગવાનની સ્નાત્ર અને વિલેપનથી પૂજા કરી. પછી સુધર્મ ઇંદ્રના પેઠે ઇશાન ઇંદ્રે પોતાનાં પાંચરૂપ કર્યા. તેમાંના એક રૂપે ભગવાનને ઉત્સંગમાં ગ્રહણ કર્યા. એક રૂપથી છત્ર ધારણ કર્યું બે રૂપે બે બાજુએ પ્રભુ ઉપર ચામર વિંજવા લાગ્યો. અને

એક રૂપે હાથમાં ત્રિશુળ રાખી પ્રભુની આગળ ઉભો રહ્યો પછી સૌધર્મેંદ્રે પ્રભુની ચારે દિશાએ ચાર સ્ફાટિક મણીના ઉંચા વૃષભ બનાવ્યા. તેમના સુંગમાંથી જળની ધારાઓ ચાલવા લાગી તે જળની ધારાઓ ઉંચે જઈ ભેગી થઈને પ્રભુ ઉપર પડવા લાગી. તેવડે શક્રેંદ્રે પ્રભુને સ્નાન કરાવ્યું. પછી ઇંદ્રે વૃષભોને સંહરી લીધા. પ્રભુના શરીરને દેવદુષ્ય વસ્ત્રથી લુછયું. અને ઉત્તમ અંગરાગથી વિલેપન કર્યું. અને દિવ્ય વસ્ત્રોથી પૂજા કરી. પછી પ્રભુના મસ્તક ઉપર જગતના મુખ્યપણાના ચિન્હરૂપ વજ્ર માણેકનો સુંદર મુગટ, કાનને વિષે કુંડળો, કંઠને વિષે દિવ્ય મોતીની માળા, હાથને વિષે બે બાજુબંધ, કાંડાને વિષે કંકણ, કમરને વિષે સોનાનો કંદોરો, તથા ચરણને વિષે સોનાનાં માણીકયમય તોડા વિગેરે આભુષણોથી પ્રભુને અલંકૃત કર્યા. પછી તે અતિ ભક્તિવાળા ઇંદ્રે પારીજાતનાં પુલોની માળા પહેરાવી. પછી પ્રભુની સન્મુખ ઉભા રહી જરા પાછા ખશી ત્રણવાર આરતી ઉતારી શક્રસ્તવવડે વંદન કરી પ્રભુની નીચે પ્રમાણે સ્તુતિ કરી.

—હે જગત્પતિ ! હે ત્રણ લોકને વિષે સૂર્ય સમાન એવા હે પ્રભુ ! હું તમને નમસ્કાર કરૂં છું. હે પ્રભુ ! આપના જન્મ મુહુર્ત્તને પણ હું વંદન કરૂં છું. હે નાથ ! તમારા જન્માભિષેકના જળથી આ રત્નપ્રભા પૃથ્વિ પવિત્ર થઇ છે. હે પ્રભુ ! જે મનુષ્યો તમારૂં હમેશાં દર્શન કરશે તેઓને ધન્ય છે. અમે તો અવસરેજ આપનું દર્શન કરનારા છીએ. હે સ્વામી ! ભરતક્ષેત્રના જંતુઓનો મોક્ષમાર્ગ બંધ થઇ ગએલો છે. તેને આપ ઉઘાડો કરશો. હે પ્રભુ ! તમારા દર્શનથી પ્રાણીઆનું શ્રેય થાય

છે. હે પ્રભુ ! તમોને કોઈની ઉપમા આપી શકાય તેમ નથી. એટલે હવે વધારે સ્તુતિ કેવી રીતે કરવી. હે પ્રભુ ! તમારા અલ્પ ગુણોનું વર્ણન કરવાને પણ હું શક્તિવાન્ નથી. તો સ્વયંભુ રમણ સમુદ્રના જળસમાન તમારા ગુણોને કેવી રીતે વર્ણવી શકું.

—એ પ્રમાણે ભગવાન્‌ની ઘણા હર્ષ સહિત સ્તુતિ કરી પાંચ રૂપ કરી શક્રેંદ્ર આકાશ માર્ગે ચાલી મરૂદેવા માતાના મંદિર પ્રત્યે આવ્યો. અને પ્રથમ મુકેલું તીર્થંકરનું પ્રતિબિંબ લઇને તે સ્થાનકે માતાની પાસે પ્રભુને મુકયા, અને મરૂદેવા માતાની અવસ્વાપીની નિદ્રા દુર કરી. પછી દિવ્ય અને રેશમી વસ્ત્ર યુગલ અને રત્નમય કુંડલ યુગલ પ્રભુના ઓશીકે મુકયું અને રત્નજડિત સોનાનો ગેડી-દડો ત્યાં મુકયો. પછી ઇંદ્રે કુબેરને આજ્ઞા કરી કે, બત્રીશ કોટી હિરણ્ય, તેટલુંજ સુવર્ણ, બત્રીશ બત્રીશ નંદાસન, ભદ્રાસન તથા બીજાં અતી મનોહર વસ્ત્ર વિગેરે સંસારિક સુખને આપનારી વસ્તુઓ લાવીને પ્રભુના ભુવનમાં મુકો. કુબેરે તુરતજ તે પ્રમાણે જંભક નામના દેવતા પાસે સર્વ વસ્તુઓ મુકાવી. પછી ઇંદ્રે અભિયોગીક દેવતાઓને આજ્ઞા કરી કે તમે ચારે નિકાયના દેવોમાં ઉદ્દઘોષણા કરો કે અર્હંતનું અને તેમની માતાનું જે કોઈ અશુભ ચિંતવશે તેનું મસ્તક અર્જક મંજરીની પેઠે સાત પ્રકારે ભેદાશે. પછી તે અભિયોગીક દેવતાઓએ ઇંદ્રના કહેવા પ્રમાણે ભુવનપતિ, વ્યંતર, જયોતિષી, અને વૈમાનીક દેવતાઓને વિષે તે પ્રમાણે ઉદ્દઘોષણા કરી. પછી ઇંદ્રે ભગવાનૂના અંગુઠામાં અમૃતનો સંચાર કર્યો. કારણ કે અર્હંતો

સ્તનપાન કરતા નથી તેથી જ્યારે તેમને ભુખ લાગે ત્યારે મુખમાં અંગુઠો રાખીને ચુસે. પછી છેવટે ઇંદ્રે પ્રભુનું સર્વ પ્રકારનું ધાત્રી કર્મ કરવાને પાંચ અપ્સરાઓ મોકલી.

—જિન સ્નાત્ર થઈ રહ્યા પછી ઈંદ્ર ભગવંતને મુકવા આવ્યા તે સમયે ઘણા દેવતાઓ મેરૂ શિખરથી નંદીશ્વર દ્વીપે ગયા. અને ત્યાં જુદા જુદા અંજનગીરી પર્વતો ઉપર શાશ્વતી પ્રતિમાઓનો ઉત્સવ કર્યો. ત્યાર પછી સર્વ દેવતાઓ જેમ આવ્યા હતા તેમ પોત-પોતાના સ્થાનકે ગયા.

—હવે અહીં મરૂદેવા માતા પ્રભાતકાળે જાગ્યાં એટલે તેમણે દેવતાઓના આવાગમન સંબંધી રાત્રીનું વૃત્તાંત નાભિ-રાજાને કહ્યું. પ્રભુના ઉરૂને વિષે ઋષભનું ચિન્હ હતું. તેમજ માતાએ સર્વ સ્વપ્નોમાં પ્રથમ ઋષભ જોયો હતો તેથી ઋષભ એવું નામ પાડયું. તે સાથે યુગ્મધર્મ પ્રસવેલી કન્યાનું સુમંગલા એવું નામ પાડયું. અનુક્રમે પ્રભુ પાંચ ધાવમાતાઓથી લાલન પાલન કરતા એક વર્ષના થવા આવ્યા. એટલે પહેલા દેવલોકનો ઈંદ્ર વંશ સ્થાપન કરવાને ત્યાં આવ્યો. તે વખતે તે પોતાની સાથે એક શેર-ડીનો સાંઠો લેતો આવ્યો. નાભીરાજાના ખોળામાં બેઠેલા પ્રભુએ અવધિજ્ઞાનથી ઈંદ્રનો વિચાર જાણી લઈ તે શેરડીનો સાંઠો લે-વાને હાથ લાંબો કર્યો. ઇંદ્રે પણ પ્રભુનો ભાવ જાણી લઇ મસ્તકવડે પ્રણામ કરી તે ઇક્ષુદંડ ( શેરડી ) પ્રભુને આપ્યો. તે ‘ ઇક્ષુ ” પ્રભુએ ગ્રહણ કરી તેથી તેમનો ઇક્ષ્વાકુ એવા નામનો વંશ સ્થાપન કરી ઇંદ્ર પોતાના સ્થાનકે ગયો.

તિર્થંકરને જે ચાર અતિશય જન્મથી હોયછે તે પ્રમાણે

ભગવાનનો દેહ રોગ, મળ તથા પરસેવાથી રહિત સુગંધી અને સુંદર આકારવાળો સુવર્ણ જેવો શોભતો હતો. વળી તેમના શરીરમાં માંસ અને રૂધિર ગાયના દુધની ધારા જેવાં ઉજ્વળ અને દુર્ગંધ રહિત હતાં તેમનો આહાર નિહાર પણ ચર્મ-ચક્ષુવાળાની દૃષ્ટિએ પડતો નહીં અને તેમના શ્વાસની સુગંધી કમળની વાસના સમાન હતી. એ ચાર અતિશય પ્રભુને જન્મ-થીજ પ્રાપ્ત થએલા હતા. તેમનું શરીર સમ ચતુરસ્ર અને વજ્ર ઋષભ નારાચ સંઘયણવાળું હતું.

પોતાની સમાન વયવાળા થઈ આવેલા દેવ કુમારોની સાથે પ્રભુ બાળપણની રમત રમતા હતા. દેવતાઓ પણ પ્રભુની સાથે ઘણા પ્રીતિ ભાવથી પ્રભુને હરેક પ્રકારે આનંદ પમાડવાનો ઉદ્યમ કરતા હતા.

બાળપણની અવસ્થા વ્યતીત થયા પછી બીજી અવસ્થાને પ્રાપ્ત થએલા અર્હંતો રાંધેલા અન્નનું ભોજન કરે છે, પરંતુ નાભિનંદન ભગવાન્ તો ઉત્તર કુરૂક્ષેત્રથી દેવતાઓએ લાવેલા કલ્પવૃક્ષના ફળો આરોગતા હતા, અને ક્ષીર સમુદ્રના જળનું પાન કરતા હતા. અનુક્રમે બાળવયનું ઉલ્લંઘન કરી પ્રભુ યૌવનાવસ્થાને પ્રાપ્ત થયા. ભગવાનનું શરીર અનેક રત્નોથી રત્નાગરની પેઠે નાના પ્રકારના અનેક અસાધારણ લક્ષણથી શોભતું હતું ઇંદ્ર તેમને હસ્તાવલંબન આપતો, યક્ષો ચામર વીંજતા, ધરણેંદ્ર તેમનો દ્વારપાળ થતો, વરૂણ છત્ર ધરતો અને બીજા અસંખ્ય દેવતાઓ ઘણું જીવો ઘણું જીવો એમ બોલતા ચોતરફ વીંટાઇને રહેતા અને પ્રભુની આગળ દેવતાઓ તથા અપ્સરાઓ અનેક પ્રકારનાં

સંગીત તથા નાટક વિગેરે કરી ભગવાનને ખુશી કરતા હતા તે સઘળું ભગવાન્ અનાસક્તપણે જોતા હતા. એક દિવસ બાળપણને યોગ્ય પરસ્પર ક્રીડા કરતું કોઈ યુગલીયાનું જોડું તાડ વૃક્ષ નીચે ગયું. તે વખતે કર્મયોગે તાડવૃક્ષનું મોટું ફળ તેની ઉપર તુટી પડયું તેનો મસ્તક ઉપર પ્રહાર થતાં તેમાંનો બાળક પુરૂષ મરણ પામ્યો અને બાળીકાને તેનો માત પિતા ઘેર લઇ આવ્યાં પછી તેને ઉછેરી મોટી કરી. અને સુનંદા એવું નામ પાડયું. કેટલેક દિવસે તેનાં માત પિતા મરણ પામ્યાં કારણ કે યુગલિયા અપત્ય થયા પછી માત્ર થોડા દિવસ જીવે છે તે પ્રમાણે માત પિતા મરણ પામતાં એકલી પડેલી તે બાલિકા વનમાં ભ્રમણ કરવા લાગી. તે જોઇ કેટલાક યુગલિઆ તેને નાભિરાજા પાસે લાવી સર્વ હકીકત કહી. નાભીરાજાએ આ બાળિકા ઋષભની ધર્મ પત્ની થાઓ એમ કહિ તે બાળિકા પોતાના ત્યાં રાખી. ત્યાર પછી એકદા સૌધર્મેંદ્ર પ્રભુના વિવાહ સમયને અવધિજ્ઞાનથી જાણીને ત્યાં આવ્યા, અને પ્રભુને વિનંતિ કરી કે, હે નાથ ! હું આપનો અભિપ્રાય જાણ્યા શિવાય કહુંછું તેથી આપ મારા ઉપર અપ્રીતિ કરશો નહિ. હું જાણુંછું કે આપ ગર્ભવાસથીજ વિતરાગછો અને અન્ય પુરૂષાર્થની અપેક્ષા નહિ હોવાથી ચોથો પુરૂષાર્થ જે મોક્ષ તેને માટે સજજ થએલાછો. તથાપિ હે નાથ ! મોક્ષમાર્ગની પેઠે લોકોનો વ્યવહાર માર્ગ પણ આપનાથીજ પ્રગટ થવાનો છે. તેથી તે લોક વ્યવહારના પ્રવર્ત્તન માટે હું આપનું પાણિગ્રહણ મહોત્સવ કરવાની ઇચ્છા રાખુંછું. આપ પ્રસન્ન થાઓ. હે સ્વામિ ? ભુવ-

નમાં ભૂષણરૂપ રૂપવતી અને આપને યોગ્ય એવી સુનંદા અને સુમંડળીને આપ પરણવાને યોગ્ય છે. તે વખતે ઋષભદેવ સ્વામીએ અવધિજ્ઞાનવડે પોતાને ત્યાંશી લાખ પુરવસુધી ભોગવવાનું દૃઢ ભોગ કર્મ છે. અને તે અવશ્ય ભોગવવુંજ પડશે. એમ જાણી નીચું જોઇ રહ્યા. ઇંદ્રે સ્વામીનો અભિપ્રાય જાણીને. લગ્નનો આરંભ કરવા માટે દેવતાઓને બોલાવ્યા. તુરતજ દેવતાઓએ હાજર થઇ એક સુંદર મંડપ રચ્યો અને તેને સુધર્મા સભાના જેવો શણગાર્યો. અને દેવીઓ તથા અપ્સરાઓ તે મંડપને વિષે આવી ઘણા હર્ષથી લગ્નની સામગ્રીઓ તૈયાર કરવા લાગી. કેટલીક દેવીઓએ સુનંદા અને સુમંગળાને મધુર ધવળ મંગળ ગાતાં ગાતાં અનેક ઉત્તમ દ્રવ્યોથી અભ્યંગ તથા ઉદ્વર્ત્તન કરી સ્નાન કરાવ્યું. ત્યાર પછી દિવ્ય વસ્ત્રાભરણો પહેરાવી તે દેવીઓએ તેમને તેડી માતૃભુવનની અંદર સોનાના આસન ઉપર બેસાડી. એક તરફ દેવતાઓ પ્રભુને સ્નાન વિલેપન કરી આભુષણોથી શણગારી દિવ્ય વાહનમાં બેસાડી મંડપ સમીપ આવ્યા. એટલે પોતેજ વિધિ જાણનારા એવા પ્રભુ વાહનમાંથી ઉતરી મંડપદ્વાર પાસે આવીને ઉભા રહ્યા. તુરતજ મંડપની સ્ત્રીઓમાંથી કોઇએ અગ્નિ અને મીઠું અંદર હોવાથી તડતડાટ કરતું એક સરાવ સંપુટ દ્વારના મધ્ય ભાગમાં મુકયું. તેમજ દુર્વા વિગેરે મંગળ પદાર્થોવડે લાંછીત કરેલો રૂપાનો થાળ પ્રભુની આગળ મુકયો. એક સ્ત્રી કસુંબી વસ્ત્ર પહેરીને જાણે પ્રત્યક્ષ મંગળ હોય એવા પંચ શાખે યુક્ત રવૈયાને ઊંચો કરી અર્ઘ આપવા માટે ઉભી રહી. હે અર્ઘ આપનારી આ

અર્ઘ આપવા લાયક વરને અર્ઘ આપ. ક્ષણુવાર માખણુ ઉછાળ. થાળમાંથી દહીં લાવીને ફેંક. આ વરરાજા તોરણુ દ્વારમાં આવી ઉભા છે. તેમના દેહને ઉત્તરીય વસ્ત્રના અંતરપટથી આચ્છાદિત કર્યો છે. હે સુંદરી! વાયુથી પુષ્પો ખરી પડે છે, અને ચંદન સુકાઈ જાય છે. માટે હવે વરને ઘણીવાર રોકી ના રાખ. એવી મતલબનાં ધવળ મંગળ ગાતાં ગાતાં વરરાજાને અર્ઘ આપ્યો. અને તે દેવીએ ધવળ મંગળની પેઠે શબ્દ કરતા પોતાના કંકણુસહિત પ્રભુના કપાળને ત્રણુવાર રવૈયાથી ચુંબન કર્યું. પછી પ્રભુએ પોતાની વામ પાદુકાવડે સરાવ સંપુટને ભાગી નાંખ્યું અને ત્યાંથી અર્ઘ દેનારી દેવી કંઠમાં કસુંબી વસ્ત્ર નાંખીને પ્રભુને માતૃભુવનમાં ખેંચી જઈ સિંહાસન ઉપર બેસાર્યો. સુંદરીઓએ શમીવૃક્ષ અને પીંપળાની છાલનું ચૂર્ણ કરી તેનો લેપ બન્ને કન્યાના હાથમાં કર્યો. જ્યારે લગ્ન સમય થયો ત્યારે સાવધાન થએલા પ્રભુએ શુભ મુહુર્ત્તે બન્ને બાળાઓના હાથ પોતાના હસ્તથી ગ્રહણુ કર્યા. તે વેળા ઇંદ્રે બન્નેના હસ્ત સંપુટમાં એક વીંટી નાંખી. લગ્નની ક્રિયા ચાલતી વખતે સામાનિક દેવતાઓ ભગવાન્‌ની પાસે અણુવર થઇને રહ્યા હતા કન્યા તરફની સ્ત્રીઓમાં જે મશ્કરી કરવામાં ચતુર હતી તેઓ અણુવર ઉપર કૌતુક ધવળ ગાવા મંડી તે સાંભળી દેવતાઓ સ્થિર થઈ ગયા. લોકને વિષે આ વ્યવહાર બતાવવો યોગ્ય છે. એમ ધારીને વિવાદમાં નીમાયલા મધ્યસ્થ માણુસની પેઠે પ્રભુ તેની ઉપેક્ષા કરતા હતા. પછી પ્રભુના છેડા સાથે બન્ને વધુના છેડા ઇંદ્રે બાંધ્યા. ત્યાર પછી ઇંદ્ર પોતે ભક્તિથી પ્રભુને

કેડે બેસારી વેદી ગૃહમાં લઇ જવા ચાલ્યા. એટલે બે ઇંદ્રાણીઓએ આવી તુરતજ બે કન્યાઓને તેડી હાથેવાળો છુટો પાડયા શિવાય સ્વામીની સાથે ચાલી. ત્રણ જગતના શિરોમણીરૂપ તે વરવહુએ પૂર્વ તરફના દ્વારથી વેદિવાળા સ્થાન વચ્ચે પ્રવેશ કર્યો. એટલે તુરતજ કોઇ ત્રાયસ્ત્રીંશ એટલે ગુરૂસ્થાન કાયા દેવતાએ અગ્નિ પ્રગટ કર્યો. પછી સ્ત્રીઓ મંગળ ગીત ગાતી હતિ. તે વખતે પ્રભુએ સુનંદા અને સુમંગળાની સાથે અષ્ટ મંગળ પુરા થતાં સુધી અગ્નિની પ્રદક્ષિણા કરી. પછી આશીષનાં ગીત ગવાતાંની સાથે ઇંદ્રે હાથેવાળો છોડતાંની સાથે છેડાછેડી પણ છોડી. પછી પ્રભુના લગ્નોત્સવનો હર્ષ દેખાડવા ઇંદ્રે ઇંદ્રાણીઓ સહિત નાચવા માંડયું. તેની પછવાડે બીજા દેવતાઓ પણ નૃત્ય કરવા લાગ્યા. કોઇ જય જય શબ્દ કરવા લાગ્યા. કોઇ ગાવા, કોઈ વાજિંત્ર વગાડવા, કોઇ કુદવા, અને કોઇ પ્રતિહારની પેઠે લોકોને દૂર ખસેડવા લાગ્યા. ત્યાર પછી પ્રભુ સુનંદા અને સુમંગળાની સાથે દિવ્ય વાહનમાં બેશી સ્વસ્થાને ગયા. દેવતાઓ પણ પોત પોતાના સ્થાને ગયા. એવી રીતે પ્રભુએ બતાવેલી વિવાહની રીતિ લોકમાં પ્રવર્ત્તી. કેમકે 'મોટા લોકોની સ્થિતિ પરને માટે હોય છે.'

—હવે સુનંદા અને સુમંગળાની સાથે પ્રભુને વિલાસ કરતાં જરા ન્યુન છ લાખ પૂર્વ વીતી ગયાં. તે સમયમાં બાહુ અને પીઠના જીવ સર્વાર્થ સિદ્ધ વિમાનથી ચ્યવીને સુમંગળાની કુક્ષીમાં યુગ્મરૂપે ઉત્પન્ન થયા. અને સુબાહુ તથા મહાપીઠના જીવ પણ તેજ સર્વાર્થસિદ્ધ વિમાનથી ચ્યવીને

સુનંદાની કુક્ષીને વિષે યુગ્મરૂપે ઉત્પન્ન થયા. સુમંગળાએ ગર્ભના માહાત્મ્યને સુચવનારા ચૌદ માહા સ્વપ્ન જોયાં. તે સ્વપ્નો પ્રભુ આગળ તેમણે નિવેદન કર્યાં. પ્રભુએ કહ્યું કે તમારે ચક્રવાર્ધિ પુત્ર થશે. અનુક્રમે સુમંગળાએ ભરત અને બ્રાહ્મી એ બેનાં જોડલાંને જન્મ આપ્યો. અને સુનંદાએ બાહુબળી અને સુંદરીને જન્મ આપ્યો. ત્યાર પછી સુમંગળાને બીજાં ઓગણુપચાશ જોડલાં એટલે અઠ્ઠાણું પુત્ર થયા. તે વખતે કલ્પવૃક્ષનો પ્રવાહ ઓછો થવા લાગ્યો. અને યુગલીઆઓમાં કષાય ઉંત્પન્ન થવા લાગ્યા. અને હાકાર, માકાર અને ધિઃક્કાર એ ત્રણ પ્રકારની નીતિનું ઉલ્લંઘન કરવા લાગ્યા. ત્યારે યુગલીઆઓ એકઠા થઈ પ્રભુ પાસે આવ્યા. અને સર્વ બનાવો નિવેદન કર્યા તે સાંભળી પ્રભુએ કહ્યું કે, લોકોમાં જે આજ્ઞા તોડે છે તેને શિક્ષા કરનાર રાજાઓ છે તેને પ્રથમ ઊંચા આસનપર બેસાડી અભિષેક કરવામાં આવે છે. વળી તે ચાર પ્રકારના સૈન્યવાળો અને અખંડિત શાસનવાળો હોય છે. ત્યારે તે યુગલીઆઓએ કહ્યું કે, હે પ્રભુ ! તમે અમારા રાજા થાઓ આપની સમાન બીજો કોઈ અમારા જોવામાં આવતો નથી. માટે અમારા ઉપર કૃપા કરી અમારા સ્વામી થાઓ. ત્યારે ઋષભદેવજીએ કહ્યું કે, તે વાતની તમે નાભિકુળકર પાસે જઇ પ્રાર્થના કરો. તે તમને રાજા આપશે. તે સાંભળી સઘળા યુગલીયાઓએ નાભિકુળની પાસે જઇ યાચના કરી એટલે તેમણે કહ્યું કે, ઋષભ તમારો રાજા થાઓ. પછી સર્વ યુગલીયાઓ પ્રભુ પાસે કહેવા લાગ્યા કે નાભિકુળકરે તમોનેજ અમારા રાજા ઠરાવ્યા છે. એમ કહી સર્વ યુગલીઆઓ

પ્રભુનો રાજ્યાભિષેક કરવા માટે જળ લેવા ગયા. તે વખતે ઈંદ્રનું આસન કંપ્યું. એટલે ઈંદ્ર પ્રભુનો રાજ્યાભિષેક જાણી ક્ષણુવારમાં ત્યાં આવ્યો. ત્યાં સિંહાસન રચી રાજ્યાભિષેક કર્યો. અને કુબેરે બાર યોજન લાંબી અને નવ યોજન પોહોળી એવી વિનીતા નગરી બનાવી. અને તેનું અયોધ્યા એવું નામ આપ્યું પછી તે યક્ષના પતિ કુબેરે તે નગરીને ધન ધાન્યોથી ભરપુર કરી. તે નગરીમાં એવા તો ધનાઢ્ય લોકો હતા કે જેઓમાંથી એક વ્યાપારીના પુત્રને જોઇને પણ જાણે ધન પોતેજ વ્યાપાર કરવાને આવેલ હોય એમ જણાતું હતું. જન્મથી વીશ લક્ષ પુર્વ ગયા ત્યારે પ્રભુ પ્રજાને પાળવા માટે તે નગરીના રાજા થયા સર્વ રાજાઓમાં પ્રથમ રાજા એવા ઋષભ પ્રભુ પોતાના અપત્યની પેઠે પ્રજાને પાળવા લાગ્યા. તેમણે અસત્ પુરૂષોને શિક્ષા આપવાને માટે અને સત્ પુરૂષોને પાળવાને માટે ઉદ્યમ કરનારા અને પોતાના અંગીભુત હોય તેવા મંત્રીયો નિમ્યા. ઈંદ્રના લોકપાળોની પેઠે મહારાજા ઋષભદેવે પોતાના રાજ્યમાં ચોરી વિગેરેથી રક્ષા કરવામાં દક્ષ એવા આરક્ષકોની નીમણુંક કરી. નવીન સામ્રાજ્યરૂપી મહેલના જાણે સ્થંભ હોય તેવા બળવાન સેનાપતિ પ્રભુએ નીમ્યા. અને ગાય, બળદ, ઊંટ મહિષ, અને ખચ્ચર વિગેરે પશુઓ પણ તેમના ઉપયોગને જાણનારા પ્રભુએ ગ્રહણ કર્યા. તે સમયે પુત્ર વિનાના વંશની પેઠે કલ્પવૃક્ષો વિચ્છેદ પામવાથી લોકો કંદમુળ અને ફલાદિક ખાતા હતા. તેમજ શાલ, ઘઊં, ચણા, અને મગ વિગેરે ઔષધિઓ પોતાની મેળેજ ઉગવા લાગી હતી. પણ તેઓ કાચીને કાચી ખાતા હતા.

તે કાચી ઔષધીનો આહાર જીર્ણ થયો નહિં એટલે તેઓએ પ્રભુને વિજ્ઞપ્તિ કરી. પ્રભુએ કહ્યુ કે તેને ચોળી ફોતરાં કાઢી નાંખીને ભક્ષણ કરો. પાળક પ્રભુનો તેવો ઉપદેશ લઇ તેઓ તેમ કરવા લાગ્યા. તે આહાર પણ પાચન થયો નહીં તેથી પુનઃ તેઓએ પ્રભુને વિજ્ઞપ્તિ કરી એટલે પ્રભુએ બતાવ્યું કે, તેને હાથથી ઘશી જળમાં પલાળી પછી પાંદડાંના પડીઆમાં લઈને ખાઓ. એવી રીતે કરવા છતાં પણ અજીર્ણની વેદના થવા લાગી. એટલે પુનઃ વિજ્ઞપ્તિ કરવાથી જગત્પતિએ કહ્યું કે પુર્વોક્ત વિધિ પ્રમાણે કર્યા પછી તે ઔષધીને મુષ્ટીમાં અથવા કાખમાં ( ગરમી લાગે તેમ ) રાખીને ભક્ષણ કરો એટલે તમોને સુખ થશે. તેથી પણ અજીર્ણ થવા લાગ્યું એટલે લોકો વિધુર થઈ ગયા તેવામાં પરસ્પર વૃક્ષની શાખા ઘસાવાથી અગ્નિ ઉત્પન્ન થયો. અન તૃણ કાષ્ટાદિકને બાળવા લાગ્યો પ્રકાશિત રત્નના ભ્રમથી તે અગ્નિને ગ્રહણ કરવાને હાથ લાંબા કર્યા. પણ ઉલટા તેઓ બળવા લાગ્યા. એટલે અગ્નિથી દગ્ધ થએલા તેઓ પ્રભુની પાસે આવી કહેવા લાગ્યા કે, વનમાં કોઈ નવીન વ્યંતર ઉત્પન્ન થયો છે. સ્વામીએ કહ્યું કે, સ્નિગ્ધ અને રૂક્ષ કાળનો દોષ થવાથી એ અગ્નિ ઉત્પન્ન થયો છે. તમે તેની પાસે રહી તેની સમીપ ભાગમાં રહેલા તૃણાદિકને દુર કરો અને તેને ગ્રહણ કરો ત્યાર પછી પૂર્વોક્ત વિધિ પ્રમાણે તૈયાર કરેલી ઔષધીને તેમાં નાંખી પકવ કરીને તેનું ભક્ષણ કરો. પછી તે લોકોએ તેમ કર્યું. એટલે અગ્નિએ તો તે સર્વ ઔષધિ બાળી નાંખી. તરતજ તેઓએ સ્વામી પાસે તે

વૃત્તાંત નિવેદન કર્યો અને કહ્યું કે હે સ્વામિન્! તે અગ્નિ તો ભુખાળવો થઈ એકલોજ ખાઇ જાય છે. અમને કાંઈપણ પાછું આપતો નથી. તે અવસરે પ્રભુ હાથી ઉપર બેઠેલા હતા. તેથી તરતજ તેઓની પાસે લીલો મૃત્તિકાનો પિંડ મંગાવ્યો અને તે પિંડને હસ્તીના કુંભ ઉપર મુકી હાથથી વિસ્તારીને તેવા આકારનું પાત્ર પ્રભુએ બનાવ્યું. અને શિલ્પોમાં પ્રથમ કુંભકારનું શિલ્પ પ્રગટ કર્યું. પછી તેઓને સ્વામીએ કહ્યું કે આવી રીતે બીજાં પાત્રો પણ બનાવો. અને તેને અગ્નિ ઉપર રાખી તેમાં ઔષધીને પચાવી પછી ભક્ષણ કરો. તેઓએ સ્વામીની આજ્ઞા પ્રમાણે કર્યું. ત્યાંથી આરંભીને પ્રથમ કારીગર કુંભકાળ થયા. લોકોને ઘર બનાવવા માટે પ્રભુએ વાર્ધકી મકાન બાંધનારને બનાવ્યા. અર્થાત્ તે કળા શીખવીને તૈયાર કર્યા. મહા પુરૂષોની બનાવટો વિશ્વના સુખને માટેજ હોય છે. લોકોની વિચિત્ર ક્રીડાના હેતુથી તે પ્રભુએ ચિત્રકાર, વસ્ત્ર બનાવવા સારૂ વણકરો, કેશ અને નખની વૃદ્ધિથી પીડિત થતા જોઇને વાળંદ પણ બનાવ્યા. કેમકે તે વખતે સર્વ કલ્પવૃક્ષને ઠેકાણે પ્રભુ એકજ કલ્પવૃક્ષ હતા. તે પાંચ શિલ્પો ( કુંભકાર, ચિત્રકાર, વાર્ધિક, વણકર, નાપિત ) દરેકના વીશભેદ થવાથી લોકોમાં સરિતાના પ્રવાહની પેઠે સો પ્રકારે પ્રવર્ત્યા. અર્થાત્ સો શિલ્પો પ્રગટ થયા. લોકોની જીવિકાને માટે તૃણહર, કષ્ટહર, કૃષિ અને વ્યાપાર વિગેરે કરી ભગવંતે ઉત્પન્ન કર્યા. અને જગત્‌ની વ્યવસ્થારૂપી નગરના જાણે ચતુષ્પથ હોય તેવા સામ, દામ, ભેદ અને દંડ એ ચાર ઉપાયની કલ્પના કરી.

અને ભગવાને મોહોટા પુત્ર ભરતને બહોતેર કળા શીખવી. અને ભરતે પણ પોતાના બીજા સહોદરોને તથા અન્ય પુત્રોને તે કળાઓ સમ્યક પ્રકારે શીખવી. કેમકે પાત્રને શીખવેલી વિદ્યા શત શાખાવાળી થાય છે. બાહુબલિને પ્રભુએ હસ્તી અશ્વ, સ્ત્રી અને પુરૂષના અનેક પ્રકારના ભેદવાળા લક્ષણોનું જ્ઞાન આપ્યું. બ્રાહ્મીને જમણા હાથવડે અઢાર લીપિએ બતાવી અને સુંદરીને ડાબા હાથથી ગણિત બતાવ્યું. અને મણી વિગેરે પરોવવાની કળા પણ પ્રવર્ત્તાવી તેમની આજ્ઞાથી વાદી અને પ્રતિવાદીનો વ્યવહાર, રાજા, અધ્યક્ષ અને કુળગોરની સાક્ષીથી પ્રવર્ત્તાવા લાગ્યો અને આ માતા, આ પિતા, આ ભાઇ, આ સ્ત્રી, આ પુત્ર, આ ઘર અને આ મારૂ ધન એવી મમતા લોકોને વિષે ત્યારથીજ શરૂ થઇ. પ્રભુએ કરેલું પ્રથમ પાણિગ્રહણ જોઇને અદ્યાપિ સુધી લોકો પણ તેજ પ્રમાણે પાણિગ્રહણ કરે છે. કેમકે મોટા લોકોએ પ્રવર્ત્તાવેલો માર્ગ નિશ્ચય થાય છે. સ્વામીની શિક્ષાવડે સર્વ લોક દક્ષ–ડાહ્યા થયા, કેમકે ઉપદેષ્ટા વિના મનુષ્યો પણ પશુની પેઠે આચરણ કરેછે. પ્રભુએ ઉગ્ર, ભોગ, રાજન્ય અને ક્ષત્રી એવા ચાર ભેદથી લોકોની રચના કરી. ઉગ્રદંડના અધીકારિ એવા આરક્ષક પુરૂષો તે ઉગ્ર કુળવાળા, ઇંદ્રને જેમ ત્રાયસ્ત્રિંશ દેવતાઓ તેમ પ્રભુના મંત્રિ વિગેરેને ભોગ કુળવાળા. પ્રભુની સમાન વયવાળા મિત્રો તે રાજન્ય કુળવાળા અને બાકી અવશેષ રહેલા પુરૂષો તે ક્ષત્રી થયા એવિ રીતે પ્રભુ નવીન સ્થિતિ રચીને રાજ્ય લક્ષ્મી ભોગવવા લાગ્યા. શિક્ષા કરવા લાયક લોકોને તેઓના

અપરાધ પ્રમાણે શિક્ષા કરવાનું નિર્માણ કર્યું, વર્ષાદ પણ ધાન્યની નિષ્પત્તિને માટે પોતાના કાળને અનુસરીને વર્ષતો હતો પ્રભુએ સર્વ લોકોને ત્યાજ્ય અને ગ્રાહ્યના વિવેકથી જાણીતા કર્યા. એવી રીતે ઋષભદેવે રાજ્યાભિષેક પછી પૃથ્વીને પાલન કરવામાં ત્રેસઠ લક્ષ પૂર્વ ઉલ્લંઘન કર્યા.

એક વખતે કામદેવે નિવાસ કરેલો વસંત માસ આવતાં પરિવારના અનુરોધથી પ્રભુ ઉદ્યાનમાં આવ્યા અને પુષ્પના વાસગૃહમાં બેઠા તે વખતે ભ્રમરો ગુંજારવ કરતા હતા. વસંતરૂપી ઉદ્યાનપાળો ચંપક વૃક્ષોમાં જોડેલા ભ્રમરો રક્ષકોની પેઠે નિઃશંક થઇને ભમતા હતા. સ્ત્રી પુરૂષોને જેમ યૌવન શોભા આપે તેમ વસંતઋતુ ઉત્તમ વૃક્ષ લતાઓને શોભા આપતી હતી. અને મૃગ લોચનાઓ પુષ્પ ચુંટવાનો આરંભ કરતી હતી. તેમને પુષ્પ ચુંટવામાં એવી પણ બુદ્ધિ થઈ હોય કે આપણે હાજર છતાં કામદેવને બીજા ( પુષ્પના ) આયુધની શું જરૂર છે ! પોતાનાં પુષ્પો ચુંટાયાં એટલે તેમના વિયોગ રૂપિ પીડાએ પીડિત થયેલી વાસંભલતા જાણે સુંદર ભ્રમરાઓના ગુંજારવથી રૂદન કરતી હોય તેમ જણાતી હતી. કોઈ પુરૂષોએ પોતેજ મલ્લિકાની કળીઓ ચુંટીને પોતાની પ્રિયા માટે મોતીના હાર જેવું અંગનું આભરણ કર્યું હતું. આવી રીતે અનેક પ્રકારની ક્રીડા તે નગરના લોકોને ખેલતા જોઇ ( આવી ક્રીડા કોઈ બીજે ઠેકાણે પણ હશે ? ) એમ પ્રભુ વિચારવા લાગ્યા. એવું વિચારતાં અવધિજ્ઞાનવડે પોતે પૂર્વે ઉત્તરોત્તર ભોગવેલ યાવત્ અનુત્તર વિમાનના સુખ પર્યંત સ્વર્ગ સુખ

સ્મરણમાં આવ્યાં ફરીથી ચિંતવતાં તેમનું મોહબંધન ગળી ગયું. અને વિચારવા લાગ્યા કે.–અરે આ વિષયથી આક્રાંત થયેલા લોકોને ધિક્કાર છે. કે જેઓ પોતાના આત્મહિતને જાણતાજ નથી. અહો ! આ સંસારરૂપિ કૂપમાં અરઘટ્ટ ઘડીયંત્રના ન્યાયવડે જંતુઓ પોતાના કર્મથી ગમનાગમનની ક્રિયા કરે છે. મોહથી અંધ થયેલા પ્રાણીના જન્મને ધિક્કાર છે. કે માહાવતોની પેઠે માન ઉપર ચઢેલા મનુષ્યો મર્યાદાનું ઉલ્લંઘન કરી કોઇને પણ ગણતા નથી. અહો ! મુગ્ધ લોકો વક્ષના વૃક્ષની પેઠે ક્રોધને વધારે છે, માયાને છોડતા નથી. અને લોભથી પ્રાણી પોતાના નિર્મળ ગુણગ્રામને દૂષિત કરે છે. જ્યાં સંસારરૂપિ કારાગ્રહમાં એ ચાર કષાયો પાસે રહીને જાગતા હોય છે ત્યાં સુધી પુરૂષોને મોક્ષ કયાંથી પ્રાપ્ત થાય અહો ! પ્રાણીઓ પોતાના આત્માને ક્ષીણ થતા જાણતા નથી. તેથી તેમને ધિઃકાર છે. આવી રીતે પ્રભુનું હૃદય સંસાર સંબંધી વૈરાગ્યની ચિંતા સંતતિના તંતુવડે વ્યાપ્ત થઇ ગયું તે વખતે નવ પ્રકારના બ્રહ્મ નામે પાંચમા દેવલોકને અંતે વસનારા લોકાંતિક દેવતાઓ પ્રભુના ચરણ સમીપે આવી બીજા મુગટ જેવી મસ્તકે પદ્મકોશ સદૃશ અંજલિ જોડી આ પ્રમાણે વિજ્ઞપ્તિ કરવા લાગ્યા ઇંદ્રના ચૂડામણી (મુગટ) ની કાંતિરૂપ જળમાં જેમના ચરણ મગ્ન થયા છે એવા અને ભરત ક્ષેત્રમાં નષ્ટ થયેલા મોક્ષ માર્ગને બતાવવામાં દીપક સમાન એવા હે પ્રભુ ! તમે જેમ લોકની આ સર્વ વ્યવસ્થા પ્રથમ પ્રવર્ત્તાવી તેમ હવે ધર્મ તીર્થને પ્રવર્ત્તાવો અને તમારા કૃત્યનું સ્મરણ કરો, એવી રીતે દેવતાઓ પ્રભુને વિજ્ઞપ્તિ કરીને બ્રહ્મદેવલોકમાં પોત

પોતાના સ્થાન પ્રત્યે ગયા. અને દિક્ષાની ઇચ્છાવાળા પ્રભુ પણ તત્કાળ નંદનોદ્યાનમાંથી પોતાના રાજ્ય મેહેલ તરફ ગયા.

હવે પ્રભુએ તુરતજ પોતાના સામંત વિગેરેને તથા ભરત બાહુબલિ વિગેરે પુત્રોને બોલાવ્યા અને ભરતને કહ્યું કે, હે પુત્ર ! તું આ રાજ્યને ગ્રહણ કર. હવે તો અમે સંયમરૂપી સામ્રાજ્યને ગ્રહણ કરીશું. સ્વામિના તેવા વચનથી ભરત કહેવા લાગ્યો. હે સ્વામિન્ તમારા આગળ પગે દોડતાં મને જે સુખ થાય છે તે-સુખ મને ઉજ્વળ છત્રની છાયાવડે વ્યાપ્ત થવાથી થવાનું નથી. જો હું તમારાથી વિરહી થાઉં તો પછી સામ્રાંજ્ય લક્ષ્મીથી શું કામ છે ? કેમકે તમારી શેવાના સુખરૂપ ક્ષીર સાગરમાં રાજ્યનું સુખ એક બિંદુ માત્ર છે. સ્વામીએ કહ્યું કે મેં રાજ્યને છોડી દીધું અને પછી પૃથ્વીમાં જો રાજા ન હોય તો મત્સ્યના જેવો ન્યાય પ્રવર્ત્તે માટે હે વત્સ ! તમે આ પૃથ્વીનું યથાયોગ્ય રીતે પાલન કરો. તમે અમારા આદેશ પ્રમાણે વર્ત્તનારાઓ છો. અને અમારો આદેશ પણ એજ છે. આવો પ્રભુનો સિદ્ધાદેશ થતાં તેને ઉલ્લંઘન કરવાને અસમર્થ એવા ભરતે તે અંગીકાર કર્યો. પછી ભરતે સ્વામીને પ્રણામ કરી સિંહાસન અલંકૃત કર્યું. દેવતાઓએ જેમ પ્રભુને અભિષેક કર્યો હતો તેમ ભરતને રાજ્યાભિષેક કર્યો. મોટા મહિમાના પાત્રરૂપ તે નવા રાજાને પોતાના કલ્યાણની ઇચ્છાથી રાજમંડળ પ્રણામ કરતું હતું. પ્રભુએ બીજા બાહુબલિ વિગેરે પુત્રોને યોગ્યતા પ્રમાણે દેશ વેહેંચી આપ્યા. પછી પ્રભુએ મનુષ્યોને સાંવત્સરીક દાન આપવાનો આરંભ કર્યો. અને એવી આઘોષણા કરાવી કે જે જેનો અર્થી હોય તેણે આવીને તે ગ્રહણ કરવું.

સ્વામીએ દાન આપવું શરૂ કર્યું. તે વખતે ઇંદ્રે આદેશ કરવાથી કુબેર સર્વ જગ્યાએથી દ્રવ્ય લાવીને વરસાદ જેમ પાણીને પુરે તેમ પુરતા હતા. હમેશાં સૂર્યનો ઉદય થાય ત્યાંથી તે ભોજનના સમય સુધીમાં પ્રભુ એક કોટી અને આઠ લાખ સોનૈયાનું દાન આપતા હતા. એ પ્રમાણે એક વર્ષમાં પ્રભુએ ત્રણસેં અઠયાશી ક્રોડ અને એંશી લાખ સુવર્ણનું દાન કર્યું. વાર્ષિક દાનને અંતે પોતાનું આસન ચલિત થવાથી ઇંદ્ર બીજા ભરતની પેઠે ભક્તિપૂર્વક ભગવંત પાસે આવ્યો. બીજા ઇંદ્રોની સાથે રાજ્યાભિષેકની પેઠે તેણે જગત્પતિને દીક્ષા ઉત્સવ સંબંધી અભિષેક કર્યો. અને દિવ્ય અલંકાર તથા વસ્ત્રો પ્રભુએ ધારણ કર્યાં. વિમાનો માંહેનું વિમાન હોય તેવી સુદર્શના નામે એક શિબિકા ઇંદ્રે પ્રભુને માટે તૈયાર કરી. જાણે લોકાગ્રરૂપી મંદિરની પહેલી નીસરણી ઉપર ચઢતા હોય તેમ તે શિબિકા ઉપર આરૂઢ થયા. પ્રથમ મનુષ્યોએ અને પ્રથમ દેવતાઓએ પોતાનો પુણ્યભાર હોય તેમ શિબિકાને ઉપાડી. આલોક અને પરલોકનું મૂર્તિવંત નિર્મળપણું હોય એવા બે ચામરો પ્રભુના બંને પાર્શ્વભાગમાં પ્રકાશી રહ્યા. એવી રીતે ભગવાન્‌ને જતા જોઈ સર્વે નગરવાશીઓ, બાળકો જેમ પિતાની પછવાડે દોડે તેમ દોડવા લાગ્યા. પ્રભુ આવે છે એમ ધારી તેમને જોવાની ઇચ્છાવાળી કેટલીક સ્ત્રીઓ બાળકોને તેડી વાનરસહિત લતાઓનિ પેઠે ઉભી રહી હતી. કેટલીક સ્ત્રીઓ નાભિકુમાર ઉપર ધાણી નાંખતી હતી. તે જાણે પોતાનાં પુણ્યબીજ નિર્ભયપણે વાવતી હોય તેવી જણાતી હતી. હવે પોતાના મોટા વિમાનોથી પૃથ્વિતલને છાયાવાળું કરતા ચારે પ્રકારના

દેવતાઓ આકાશમાં આવવા લાગ્યા. પોતાના ગામે પહોંચેલા વટેમાર્ગુની પેઠે 'આ સ્વામી, આ સ્વામી' એમ પરસ્પ બોલતા તેઓ પોતાના વાહનોને સ્થિર કરતા હતા. વિમાનરૂપી હવેલીઓથી અને હાથી, ઘોડા તથા રથોથી આકાશમાંર જાણે બીજી વીનિતા નગરી વશી હોય તેમ જણાતું હતું. જગત્પતિ અનેક દેવતા અને મનુષ્યોથી વીંટાઈ રહ્યા. તેમની બંને બાજુએ ભરત અને બાહુબળિ સેવા કરતા હતા. તે સમુદ્રની માફક શોભતા હતા. માતા મરૂદેવા, પત્ની સુનંદા ને સુમંગળા, પુત્રી બ્રાહ્મી, સુંદરી અને બીજી સ્ત્રીઓ જાણે હિમકણ સહિત પદ્મિનીઓ હોય તેમ અશ્રુસહિત પ્રભુની પછવાડે ચાલતી હતી. અને સિદ્ધાર્થ નામના ઉદ્યાનમાં જગત્પતિ પધાર્યા. મમતા રહિત મનુષ્ય જેમ સંસારથી ઉતરે તેમ નાભિકુમાર તે શિબિકા રત્નમાંથી અશોકવૃક્ષ નીચે ઉતર્યા. અને કષાયની પેઠે તેમણે વસ્ત્ર, માલ્ય અને આભુષણો તત્કાળ તજી દીધાં. તે વખતે ઇંદ્રે પાસે આવી ઉજ્વળ અને ઝીણું દેવદુષ્ય વસ્ત્ર પ્રભુના સ્કંધ ઉપર આરોપણ કર્યું. પછી ચૈત્ર માસના કૃષ્ણપક્ષની અષ્ટમીને દિવસે ઉત્તરાષાઢા નક્ષત્રને વિષે અસંખ્ય દેવતા અને મનુષ્યો સમક્ષ પ્રભુએ ચાર મુષ્ટીથી પોતાના કેશ લુંચિત કર્યા. તે પ્રભુના કેશને સૌધર્મ પતિએ પોતાના [illegible]માં ગ્રહણ કર્યા. પ્રભુએ પાંચમી મુષ્ટિથી બાકીના કેશનો લો[illegible] કરવાની ઇચ્છા કરી. એટલે ઇંદ્રે પ્રાર્થના કરી કે, હે સ્વામિ[illegible] હવે તેટલી કેશવલ્લી રહેવા દો, કેમકે જ્યારે પવનથી [illegible] સુવર્ણ જેવી કાંતિવાળા ખભાના ભાગ ઉપર આ[illegible]રે મણીના જેવી શોભે છે. પ્રભુએ તે યા-

ચના સ્વીકારીને તેવી રીતેજ રહેવા દીધી. કેમકે 'સ્વામીઓ પોતાના એકાંત ભક્તોની યાચનાનું ખંડન કરતા નથી.' સૌધર્મપતીએ તે કેશને ક્ષીર સમુદ્રમાં નાંખી દીધા. પછી નાભીકુમારે દેવ, અસુર અને મનુષ્યોની સમક્ષ સિદ્ધને નમસ્કાર કરીને 'સઘળા સાવદ્ય યોગનું પ્રત્યાખ્યાન કરૂં છું' એમ કહી મોક્ષ માર્ગના રથતુલ્ય ચારિત્ર ગ્રહણ કર્યું. પ્રભુના દીક્ષા ઉત્સવથી નારકીનાં જીવોને પણ ક્ષણવાર સુખ થયું. પછી દીક્ષાની શાથે સંકેત કરીને રહેલું હોય તેમ સર્વ સંજ્ઞી, પંચેંદ્રિય જીવોના મનોદ્રવ્યને પ્રકાશ કરનારૂં મનઃપર્યવ જ્ઞાન તુરતજ પ્રભુને ઉત્પન્ન થયું. અને કચ્છ અને મહાકચ્છ વિગેરે ચાર હજાર રાજાઓએ તેમના ચરણકમળનો વિરહ નહીં સહન કરી શકવાથી પોતાના ના પુત્ર, કલત્ર અને રાજયાદિ સર્વેને તૃણની પેઠે રાજ્યને છોડી દઇને 'જે સ્વામીની ગતિ તેજ અમારી ગતિ' એવો નિશ્ચય ધારીને હર્ષથી પ્રભુની સાથે દીક્ષા ગ્રહણ કરી. પછી ઇંદ્ર વિગેરે દેવતાઓ અંજલિ જોડી પ્રભુને પ્રણામ કરી સ્તુતિ કરવા લાગ્યા. હે પ્રભુ! સત્ય અને પ્રિય વચનરૂપી સુધા રસના સમુદ્ર એવા આપને અમે નમસ્કાર કરીએ છીએ. હે પ્રભુ! કામદેવરૂપી અંધકારનો નાશ કરનાર અને અખંડિત બ્રહ્મચર્યરૂપી માહા તેજવાળા સૂર્ય સમાન આપને અમે નમસ્કાર કરીએ છીએ એવી પ્રભુની સ્તુતિ કરીને દેવતાઓ જન્માભિષેક સમયની પેઠે નંદીશ્વરદ્વીપે જઇ ત્યાં અઠ્ઠાઇ મહોત્સવ કરી પોતાના સ્થાન પ્રત્યે ગયા. દેવતાઓની પેઠે ભરત અને બાહુબલિ વિગેરે પ્રભુને પ્રણામ કરી મહા કષ્ટે પોતપોતાના સ્થાન પ્र-

ત્યે ગયા. અને સાથે પ્રવર્જિત થયેલા કચ્છ અને મહા કચ્છ વિગેરે રાજાઓથી પરવરેલા અને મૌન ધારણ કરેલા ભગવાને પૃથ્વીમાં વિહાર કરવાનો ઉપક્રમ કર્યો. પારણાને દિવસે ભગવંતને કોઇ પણ સ્થળેથી ભિક્ષા મળી નહીં કેમકે તે વખતે લોકો ભિક્ષા દાનને નહીં જાણનારા અને એકાંત સરળ હતા. ભિક્ષાને માટે આવેલા પ્રભુને પૂર્વની પેઠે રાજા જાણીને કેટલાએક લોકો તેમને અશ્વો આપતા હતા, કોઇ હસ્તીઓ ભેટ કરતા હતા, કોઈ કન્યાઓ અર્પણ કરતા હતા, કોઈ આભરણો આગળ ધરતા હતા, કોઇ વસ્ત્રો આપતા હતા, વિગેરે અનેક પ્રકારની ભેટો આપતા હતા. પણ ભગવંત તેમાંનું કાંઇ પણ ગ્રહણ કરતા નહોતા. ભિક્ષા ન મળતાં પણ અદીન મનવાળા પ્રભુ જંગમ તીર્થની પેઠે વિહાર કરી પુથ્વીતળને પાવન કરતા હતા. અને ભગવંત સુસ્થિતપણે ક્ષુધા, પિપાસા વિગેરે પરીષહોને સહન કરતા હતા. સ્વયંમેવ દીક્ષિત થયેલા રાજાઓ પણ સ્વામીને અનુસરીને વિહાર કરતા હતા.

—હવે ક્ષુધા વિગેરેથી ગ્લાનિ પામેલા અને તત્વજ્ઞાન સહિત તે તપસ્વી રાજાઓ પોતાની બુદ્ધિ પ્રમાણે ચિંતવવા લાગ્યા કે,—આ સ્વામી જાણે કિંપાકના ફળ હોય તેમ મધુર ફળોનું પણ ભક્ષણ કરતા નથી. અને ખારૂં પાણી હોય તેમ સ્વાદિષ્ટ જળનું પણ પાન કરતા નથી. અને હમેશાં લલાટને તપાવનાર તાપને મસ્તક ઉપર સહન કરે છે. શયન વિગેરેથી રહિત છે. તો પણ પ્રયાસ પામતા નથી. તેમ કલેશ પણ થતો નથી. ક્ષુધાને ગણુતા નથી અને તૃષાને જાણતા નથી, અને તેઓ નિંદ્રાનું પણ સેવન કરતા નથી. આપણે તેમના

અનુચરરૂપ થયા છીએ તો પણ જાણે અપરાધી હોઇએ તેમ દૃષ્ટિથી પણ આપણને પ્રસન્ન કરતા નથી. તો ભાષણની શી વાત ! આ પ્રભુ પુત્ર કલત્રાદિક પરિગ્રહના ત્યાગી છે તો પણ તેઓ ચિત્તમાં શું ચિંતવન કરે છે તે આપણે જાણી શકતા નથી. આ પ્રમાણે વિચારીને સર્વ તપસ્વીઓ પોતાના અગ્રેસર અને સ્વામીની પાસે રહેનારા કચ્છ અને માહા કચ્છને કહેવા લાગ્યા કે-ક્ષુધાને જીતનારા આ પ્રભુ કયાં અને અન્નના કીડા તુલ્ય આપણે કયાં. આવી રીતે વિચાર કરી, હવે કહે છે કે, હવે આપણે આજીવિકાને અર્થે આપણાં રાજયો પાછાં ગ્રહણ કરવાં કે કેમ ? અથવા તેતો ભરતે ગ્રહણ કર્યાં છે તો આપણે હવે કયાં જવું. અથવા શું જીવનને માટે આપણે ભરતની શરણે જવું ? પરંતુ સ્વામિને છોડીને જવામાં આપણને તેનોજ ભય રહે છે. હે આર્યો ! તમે પ્રભુના વિચારને જાણનારા અને નિત્ય તેમની પાસે રહેનારા છો. તેથી હવે કાર્યમાં મૂઢ બની ગયેલા એવા અમારે શું કરવું તે કહો ? તેઓએ કહ્યું કે, સ્વયંભૂરમણ સમુદ્રનો અંત જો પામી શકાય તોજ પ્રભુનો વિચાર જાણી શકાય. અગાઉ તો અમે સ્વામીની આજ્ઞા પ્રમાણે વર્તતા હતા પણ હાલમાં તો પ્રભુ મૌન કરી રહ્યા છે. એટલે કાંઇ આજ્ઞાજ કરતા નથી. પછી તેઓ સર્વે એક વિચાર કરી ગંગા નદીની નજીકના વનમાં ગયા. અને ત્યાં સ્વેચ્છાએ કંદમૂળ, ફળાદિકનો આહાર કરવા લાગ્યા. તે વખતથી વનવાશી અને કંદફળાદિકનો આહાર કરનારા જટાધારી તાપસો પૃથ્વિમાં પ્રવર્ત્યા. તે કચ્છ-મહાકચ્છના નમિ અને વિનમિ નામે

વિનયવાન્ પુત્રો હતા. તેઓ પ્રભુએ દીક્ષા લીધા અગાઉ તેમની આજ્ઞાથી દૂર દેશમાં ગયા હતા. ત્યાંથી પાછા આવતાં તેમણે પોતાના પિતાને તે વનમાં જોયા તેમને જોઈ ચિંતવવા લાગ્યા કે વૃષભનાથ જેવા નાથ છતાં અનાથની પેઠે આપણા પિતાઓ આવી દશા કેમ પામ્યા? તેમને પહેરવાનાં ઝીણાં વસ્ત્ર ક્યાં અને આ વલ્કલ વસ્ત્ર ક્યાં! આવી રીતે ચિંતવી તેઓએ પોતાના પિતાને પ્રણામ કર્યો અને સર્વ હકીકત પુછી તે કચ્છ માહા કચ્છે કહ્યું કે, ભગવાન ઋષભધ્વજ પ્રભુએ ભરતાદિકને સર્વ પૃથ્વી વહેંચી આપી વ્રત ગ્રહણ કર્યું છે. અમે સઘળાઓએ પણ તેમની સાથે વ્રત ગ્રહણ કર્યું છે. પરંતુ ક્ષુધા, તૃષા, આતપ વિગેરેના કલેશથી પીડા પામીને અમે વ્રતને છોડી દીધું. અને આ તપોવનમાં વશીએ છીએ. એ પ્રમાણે સાંભળ્યા પછી અમે પણ પ્રભુની પાસે પૃથ્વીનો ભાગ માગીએ એમ કહી તે નમિ વિનમિ પ્રભુના ચરણ સમીપે આવ્યા પ્રભુ નિઃસંગ છે એવું નહીં જાણનારા તેઓએ કાઉસ્સગ્ગ ધ્યાને રહેલા સ્વામીને પ્રણામ કરી વિજ્ઞપ્તિ કરી કે અમને બંનેને દેશાંતર મોકલી ભરત વિગેરે પુત્રોને પૃથ્વી વહેંચી આપી અને અમંને કંઈ પણ આપ્યું નહીં આપ દેવના દેવ છતાં અમારો શું દોષ જુઓ છે કે અમને કંઈ પણ ઉત્તર પણ આપતા નથી? પ્રભુએ કંઈપણ ઉત્તર આપ્યો નહીં પણ એઓજ આપણી ગતિ છે એમ નિશ્ચય કરી તે બંને તેમની સેવા કરવા લાગ્યા. અને ત્રિકાળ અંજની જોડી પ્રણામ કરી યાચના કરતા કે હે સ્વામિ! અમને રાજ્ય આપો તમારા શિવાય બીજો કોઈ અમારે સ્વામી નથી. હવે તેવાજ વખતમાં

નાગકુમારનો અધિપતિ ધરણેંદ્ર પ્રભુને વંદન કરવાને ત્યાં આવ્યો તેણે તે બંને કુમારોને રાજ લક્ષ્મીની યાચના કરતા અને ભગવંતની સેવા કરતા આશ્ચર્યથી જોયા. નાગરાજે તેમને કહ્યું કે તમે કોણ છો, અને આગ્રહ કરીને શું યાચો છો ? જ્યારે જગત્પતિએ વર્ષ પર્યંત ઇચ્છિત દાન આપ્યું ત્યારે તમે કયાં ગયા હતા. હાલ તો સ્વામી આકાંક્ષારહિત અને રોષ તોષથી વિમુક્ત થયા છે. આ પણ પ્રભુનો સેવક છે એમ ધારી તે બંને કુમારોએ માનપૂર્વક તેને કહ્યું કે તેમણે આજ્ઞા કરી અમને કોઇ સ્થાને મોકલ્યા પછી ભરત વિગેરે પોતાના પુત્રોને રાજ્ય વહેંચી આપ્યું તો પણ અમને તેઓ રાજ્ય આપશે તેમની પાસે છે કે નથી એવી શેવકે શા માટે ચિંતા કરવી ? સેવકોએ તો સેવા કરવી. પછી ધરણેંદ્રે તેમને કહ્યું કે તમે ભરત પાસે જઇ યાચના કરો. ત્યારે તેમણે કહ્યું કે આ વિશ્વના સ્વામીને પ્રાપ્ત કર્યા પછી અમે બીજો સ્વામી કરીશું નહી. ભરત વિગેરેનું કલ્યાણ થાઓ. તમારે શા માટે ચિંતા કરવી પડે છે. ? અમારા સ્વામીથી જે થવાનું હોય તે થાઓ તેમાં બીજાને શું ? આવી તેમની યુક્તિથી નાગરાજ હર્ષ પામ્યો. અને કહ્યું કે એમની શેવાથી પ્રાણી તેમના પેઠેજ આ લોકમાં ત્રણ ભુવનનો અધિપતિ અને પરલોકમાં સિદ્ધ રૂપ થાય છે. હું પણ પ્રભુનો દાસછું અને તમે પણ તેમના કિંકર છો તેથી તમને તેમની શેવાના ફળરૂપ વિદ્યાધરોનું ઐશ્વર્ય આપું છું એ તમને સ્વામીની શેવાથીજ પ્રાપ્ત થયું છે એમ જાણજો એ પ્રમાણે કહી તેમનો પાઠ કરવાથીજ સિદ્ધિને આપનારી ગૌરી અને પ્રજ્ઞપ્તિ વિગેરે અડતાળીશ હજાર વિદ્યાઓ

આપી અને કહ્યું કે તમે વૈતાઢ્ય ઉપર જઇ બંને શ્રેણીમાં નગર સ્થાપી અક્ષય રાજ્ય કરો. પછી તેઓ પ્રભુને નમન કરી પોતાના પિતા કચ્છ—મહાકચ્છ પાસે જઈ નવીન સંપત્તિની પ્રાપ્તિ નિવેદન કરી અને પછી ભરતરાય પાસે જઇ આત્મરૂદ્ધિ વિદિત કરી પછી તેઓ વૈતાઢ્ય પર્વત ઉપર ચાલ્યા. ત્યાં જઇ નમિ રાજાએ પૃથ્વીથી દશ યોજન ઉંચે તે પર્વત ઉપર દક્ષિણ શ્રેણીએ પચાશ નગરો વસાવ્યાં તે પચાશ નગરોની મધ્યમાં આવેલ નગરમાં નમિએ નિવાસ કર્યો અને ઉત્તર શ્રેણિમાં તેવીજ રીતે વિનમિએ સાઠ નગરો વસાવ્યાં અને તેની મધ્યમાં આવેલા નગરને વિષે નિવાસ કર્યો એ સર્વ નગરોમાં સભાની અંદર નમિ વિનમિએ ઋષભદેવને સ્થાપિત કર્યા વિદ્યાધરો વિદ્યાથી અહંકારી થઇ અવિનયી ન થાય તે માટે ધરણેંદ્રે એવી મર્યાદા સ્થાપન કરી કે, જે દુર્મદવાળા પુરૂષો જિનેશ્વર, જિનચૈત્ય, ચરમશરીરી, અને કાયોત્સર્ગે રહેલા કોઇપણ મુનિનો પરાભવ કરશે તેઓની વિદ્યાનો નાશ થશે વળી જે વિદ્યાધર કોઈ સ્ત્રી ભરથારને મારી નાંખશે અને ઇચ્છા ન કરનાર સ્ત્રીની સાથે રમશે તેની પણ વિદ્યાનો નાશ થશે નાગપતિએ એવી રીતે મર્યાદા કહી સંભળાવી ને તે હમેશાં કાયમ રહે તેટલા માટે રત્નની ભીંતમાં લખાવી પછી નમિ વિનમિ બન્નેને વિદ્યાધરના રાજાપણે સ્થાપિત કરી બીજી કેટલીક વ્યવસ્થા કરી નાગપતિ અંતર્ધ્યાન થયો. પોતપોતની વિદ્યાઓના નામથી વિદ્યાધરોની સોળ જાતિ થઇ તેમાં પ્રથમ ગૌરી વિદ્યાથી ગૌરેય થયા, મનુ વિદ્યાથી મનુ થયા, ગાંધારિ વિદ્યાથી ગાંધાર થયા, માનવી વિદ્યાથી માનવ થયા, કૌશિકી વિદ્યાથી

કૌશિક પૂર્વ થયા, ભૂમિતુંડ વિદ્યાથી ભૂમિતુંડક થયા, મૂલવીર્ય વિદ્યાથી મૂલવીર્યક થયા, શકુંકા વિદ્યાથી શકુંક થયા; પાંડુકી વિદ્યાથી પાંડુક થયા, કાળિ વિદ્યાથી કાલિકેય થયા, શ્વપાકી વિદ્યાથી શ્વપાક થયા, માતંગી વિદ્યાથી માતંગ થયા, પાર્વતી વિદ્યાથી પાર્વત થયા, વંશાલયા વિદ્યાથી વંશાલય થયા પાંસુમૂલા વિદ્યાથી પાંસુમૂલક થયા અને વૃક્ષમૂલક વિદ્યાથી વૃક્ષમૂલક થયા એ સોળ નિકાયના બે ભાગ કરીને નમિ વિનમિ રાજાએ આઠ આઠ વિભાગ ગ્રહણ કર્યા હવે તે બન્ને ભાઈઓ નિત્ય ઋષભદેવ સ્વામીની મૂર્તિની પૂજા કરી ધર્મને બાધ ન આવે તેવી રીતે કાળ નિર્ગમન કરવા લાગ્યા કોઇ કોઈ વખત સુમેરૂ પર્વત ઉપર, કોઇ વખત નંદીશ્વરાદિ તીર્થમાં, કોઇ વખતે વિદેહાદિક ક્ષેત્રમાં વિહાર કરતા હતા અને ચારણ મુનિએ પાસેથી તેઓ ધર્મદેશના સાંભળતા હતા, અને સમકીતને ધારણ કરતા ધર્મ, અર્થ અને કામને બાધા ન આવે તેવી રીતે રાજ કરતા હતા કચ્છ અને મહાકચ્છ જેઓ રાજ તાપસ થયા હતા. તેઓ છઠ્ઠ અઠ્ઠમનો તપ કરતા. પાંદડાં અને ફળાદિકનો આહાર કરતા ગંગા નદીના દક્ષિણ તટ ઉપર હૃદયમાં ભગવાનનું ધ્યાન ધરતા રહ્યા હતા.

હવે એક વર્ષ પર્યંત નિરાહારપણે રહેલા પ્રભુ શ્રી ઋષભદેવ સ્વામિ આર્ય અને અનાર્ય દેશમાં મૌનપણે વિચરતા હતા. પોતે વિચાર્યું કે, હજી પણ આહાર નહીં લેતાં હું અભિગ્રહ કરીશ તોપણ મારૂં શરીર તો રહેશે પરંતુ આ બીજા ચાર હજાર મુનિઓ ભોજન નહીં મળવાથી પીડિત થઇ નાશ થયા વગર રહેશે નહીં. એમ ધારી પ્રભુ ગજપુર નગરે

આવ્યા. તે નગરમાં બાહુબળના પુત્ર શોમપ્રભ રાજાના શ્રેયાંસ નામે કુમારે સ્વપ્નમાં એવું જોયું કે ચારે તરફથી કંઇક શ્યામ એવા મેરૂને મેં દુધના ઘડાથી અભિષેક કરીને ઉજવળ કર્યો તેજ વખતે સુબુદ્ધિ નામના શેઠે એવું સ્વપ્ન જોયું કે, સૂર્યથી ચ્યવેલાં સહસ્ત્ર કીરણો શ્રેયાંસકુમારે પાછાં સૂર્યમાં આરોપણ કર્યો. અને તેથી સૂર્ય અતિ પ્રકાશમાન થયો. સોમયશા રાજાએ એવું સ્વપ્ન જોયું કે ઘણા શત્રુઓએ ચોતરફ રૂંધેલા કોઇ રાજાએ પોતાના પુત્ર શ્રેયાંસની સહાયથી જય મેળવ્યો. ત્રણે જણાએ પોતપોતાના સ્વપ્નનો વૃત્તાંત પરસ્પર કહ્યો. તેનો નિર્ણય નહીં કરી શકવાથી પાછા પોત પોતાના સ્થાનકે ગયા. હવે પ્રભુ તેજ દિવસે ભિક્ષાને માટે હસ્તિનાપુરમાં આવ્યા. પ્રભુને આવતા જોઇ નગરના લોકો ઘણા હેતથી તેમની આસપાસ વીંટાઇ વળ્યા કે હે પ્રભુ ! આપને માટે નાહાવાની સામગ્રી તૈયાર છે, કોઇ કહે કે, હે પ્રભુ ! આ રત્નાભરણો અલંકૃત કરો, કોઇ કહે કે હે સ્વામી ! મ્હારી કન્યાને ગ્રહણ કરો. એમ અનેક માણસો પ્રભુની આસપાસ ફરી વળી કોલાહલ કરવા લાગ્યા. પણ પ્રભુએ જ્યારે તેમની પ્રાર્થનાનો સ્વિકાર નહીં કરતાં કંઇ પણ ઉત્તર ન આપ્યો ત્યારે તે લોકો કહેવા લાગ્યા કે હે સ્વામી ! અમે એવો શો અપરાધ કર્યો છે કે, આપ સાંભળતાજ ન હો તેમ ઉત્તર આપતા નથી. આવી રીતે ખેદ પામતા નગરના લોકો પ્રભુની પાછળ ફરવા લાગ્યા આ કોલાહલ શ્રેયાંસ રાજાના સાંભળવામાં આવ્યો. ત્યારે તેણે તપાસ કરવાને છડીદારને મોકલ્યો. તે છડીદાર તપાસ કરી આવીને કહેવા લાગ્યો કે, હે સ્વામી ! જેને દેવતાઓ

સહિત ઈંદ્ર પ્રણામ કરે છે, જેણે સાવદ્ય વસ્તુનો ત્યાગ કરી અષ્ટ કર્મરૂપ કાદવને સુકવી નાંખવા માટે ઉનાળાના તાપરૂપ તપને સ્વિકાર્યું છે, જે પોતાના વિહારથી પૃથ્વીને પવિત્ર કરે છે. જે રાગદ્વેષથી રહિત છે. તે ઋષભદેવ ભગવાન્ જે તમારા પ્રપિતામહ છે. તે ભાગ્ય યોગે અહીં આવી ચઢયા છે. અને તેમની પાછળ નગરના સર્વ લોકો ફરે છે. તેમનો આ કોલાહળ થાય છે. પ્રભુને આવેલા સાંભળી શ્રેયાંસકુમાર તુરતજ ઉઘાડા પગે પ્રભુના સામો દોડયો. અને પ્રભુના પગમાં પોતાનું મસ્તક મુકી પ્રણામ કર્યો. ઉભો થઇ પ્રભુનું મુખ વારંવાર જોવા લાગ્યો. અને આવો વેશ મ્હેં કોઈક ઠેકાણે જોયો છે. એમ ઇહાપો કરતાં જાતિ સ્મરણ ઉત્પન્ન થયું ત્યારે જાણ્યું કે, પાછળના ભવમાં ભગવાન્ જ્યારે વજ્રનાભ નામે ચક્રવતિ હતા ત્યારે હું તેમનો સારથી હતો. અને તેજ ભવમાં સ્વામીના વજ્રસેન નામે પિતા હતા તેમને આવા તીર્થંકરના ચિન્હવાળા જોયા હતા. વજ્રનાભે વજ્રસેન તીર્થંકર પાસે દિક્ષા લીધી ત્યારે મ્હેં પણ તેમની સાથે દિક્ષા લીધી હતી. તે વખતે વજ્રસેન અરિહંતના મુખથી મ્હેં સાંભળ્યું હતું કે આ વજ્રનાભ ભરતક્ષેત્રમાં પ્રથમ તીર્થંકર થશે. સ્વયંપ્રભાદિકના ભવોમાં પણ મ્હેં તેમની સાથેજ અટન કર્યું હતું. તેઓ હાલ મ્હારા પ્રપિતામહપણે વર્ત્તે છે. તેમને મ્હેં મ્હારા સદ્ભાગ્યે આજ દીઠા. એમ વિચારે છે એવામાં કોઇએ આવીને શેરડીના રસથી ભરેલા ઘડા હર્ષપૂર્વક શ્રેયાંસકુમારને ભેટ કર્યા. જાતિસ્મરણના જ્ઞાનથી નિર્દોષ ભિક્ષા દેવાના વિધિને જાણનારા શ્રેયાંસકુમારે પ્રભુને કહ્યું કે, હે ભગવાન્! આ કલ્પનીય રસ ગ્રહણ

કરો. પ્રભુએ અંજલી જોડી હસ્તરૂપી પાત્ર તેની આગળ ધર્યું એટલે શ્રેયાંસકુમારે તે રસના ઘડા એક પછી એક ખાલી કરવા માંડયા ભગવાનની અંજલિમાં ઘણો રસ સમાયો. પ્રભુએ તે રસથી પારણું કર્યું. તે વખતે આકાશમાં દુંદુભિનો નાદ થવા લાગ્યો. તથા આકાશમાંથી દેવતાઓએ રત્નની તેમજ પુષ્પની તથા સુગંધિ જળની વૃષ્ટિ કરી. અને જાણે આકાશને વિચિત્ર વાદળમય કરતા હોય તેમ દેવતા તથા મનુષ્યો ઉજ્વળ વસ્ત્રનો ઉત્ક્ષેપ કરવા લાગ્યા. તીર્થંકરને પ્રતિલાભથી એ પંચ દિવ્ય પ્રગટ થયાં. વૈશાખ શુદિ ત્રીજને દિવસે આપેલું તે દાન અક્ષય થયું. તેથી તે પર્વ અક્ષય તૃતીયાના નામથી અદ્યાપિ સુધી પ્રવર્ત્તે છે. જગતમાં દાન ધર્મ શ્રેયાંસથી પ્રવર્ત્યો અને બાકીનો સર્વ વ્યવહાર અને નીતિનો ક્રમ ભગવંતથી પ્રવર્ત્યો.

શ્રેયાંસના ઘરે પારણું કરી જગતપતિ સ્વામી ત્યાંથી વિહાર કરી ગયા. ભગવંતના સ્થાનકની જગ્યાએ શ્રેયાંસે રત્નમય પીઠ કરાવી અને જાણે સાક્ષાત્ પ્રભુનાં ચરણ હોય તેમ ભક્તિના સમૂહથી નમ્ર થઈ તે રત્નપીઠની ત્રીકાળ પૂજા કરવા લાગ્યો. જ્યારે કોઈ પૂછે કે આ શું છે ત્યારે તે કહેતો કે એ આદિકર્ત્તાનું મંડળ છે. પછી જ્યાં જ્યાં પ્રભુએ ભીક્ષાનું ગ્રહણ કર્યું ત્યાં ત્યાં લોકો તે પ્રમાણે પીઠિકા કરતા હતા. તેથી અનુક્રમે તે આદિત્ય પીઠ એ રીતે પ્રવર્ત્યું.

ત્યાંથી ભગવાન્ વિહાર કરતા સાયંકાળે બાહુબલિ દેશમાં બાહુબલિની તક્ષશીલા નગરીના બહારના ઉદ્યાનમાં આવી કાઉસ્સગ્ગે રહ્યા. વનપાળકે તે વાતની બાહુબલિને ખબર આપી.

બાહુબલિએ ઘણા હર્ષસહિત પોતાની નગરી અતિ ઠાઠમાઠથી શણગારવાની સઘળા લોકોને આજ્ઞા કરી. પરંતુ રાત પડી જવાથી સવારમાં પ્રભુનાં દર્શન કરવા જવાનો વિચાર રાખ્યો. સવાર થતાં બાહુબલિએ ઉદ્યાન તરફ જવાની તૈયારી કરી. અને ઇંદ્રના જેવા ઠાઠમાઠથી પ્રભુને વાંદવાને ચાલ્યો. પરંતુ ત્યાં જઈ હસ્તિ ઉપરથી બાગમાં જતાં તેને ખબર મળી કે ભગવાન્ તો અહીંથી ચાલ્યા ગયા છે. આવા સમાચાર સાંભળી બાહુબલિ આંખમાં આંસુ લાવી ખેદયુક્ત થઇ ચિંતા કરવા લાગ્યો કે, હું પ્રભુની પૂજા કરીશ એવો વિચાર કરી ઘણો વિલંબ કર્યો તેથી મને ધિક્કાર છે. અરે ! હું કેવો ભાગ્યહીન કે પ્રભુ આ સ્થળે કાઉસ્સગ્ગે રહ્યા અને હું નિર્લજ બાહુબલિ પોતાના મેહેલમાં સુઈ રહ્યો આવી રીતે તેને શોક સમુદ્રમાં ડુબેલો જોઈ તેના મુખ્ય પ્રધાને તેને કહ્યું કે, હે સ્વામિ ! તમે શોક શા માટે કરો છો. તમારા ઉંચા ભાવ છે તો તમે પ્રભુના આ પગલાંની યથાવિધિ પૂજા કરો. પછી બાહુબલિએ તે પગલાંની વંદના કરી તેનો કોઇ અતિક્રમ ન કરે એવી બુદ્ધિથી તેના ઉપર રત્નમય આઠ યોજન વિસ્તારવાળું ચાર યોજન ઉંચું અને એક હજાર આરાવાળું ધર્મચક્ર સ્થાપન કરી તેની રક્ષાને માટે તથા પૂજા કરવાને માણસો મુકી બાહુબલિ રાજા પોતાના નગરમાં ગયા.

હવે ભગવાન્ ઋષભદેવે પવનની પેઠે સ્વતંત્રપણે અસ્ખલિત રીતે વિહાર કરતાં જૂદા જૂદા પ્રકારના અભિગ્રહ કરતા. માનપણું ધારણ કરતા તથા પરિસહને સહન કરી મ્લેચ્છ દેશોમાં વિહાર કરતાં એક હજાર વર્ષ વ્યતીત કર્યાં. અનુક્રમે તેઓએ અયોધ્યા

નગરીના પુરીમતાલ નામના પરાના શકટમુખ નામના ઉદ્યાનમાં પ્રવેશ કર્યો. ત્યાં અઠ્ઠમ તપ કરી વડના ઝાડ નીચે કાઉસ્સગમાં રહેલા પ્રભુને સાતમું અપ્રમત્ત નામે ગુણઠાણું પ્રાપ્ત થયું. પછી અપૂર્વ કરણના પ્રથમ ભાગે શુક્લ ધ્યાનના પહેલા પાયાને પ્રાપ્ત થયા. ત્યાર પછી અનુક્રમે ગુણસ્થાન ચઢતાં ફાગણ વદ એકાદશીને દિવસે પ્રાતઃકાળમાં પ્રભુને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. તે વખતે પ્રભુને દીક્ષા લીધે એકહજાર વર્ષ વીતી ગયાં હતાં. પ્રભુના કેવળજ્ઞાનથી નારકીના જીવોને ક્ષણવાર સુખ થયું. અને સુખાકારી પવન વાવા લાગ્યો. આ વખતે સર્વ ઇન્દ્રોનાં આસન કંપાયમાન થયાં. દેવ લોકમાં સુંદર શબ્દવાળી ઘંટાઓ વાગવા લાગી. દેવતાઓ અવધિ જ્ઞાનથી ભગવાનના કેવળજ્ઞાનનો સમય જાણી સમવસરણમાં આવવાની તૈયારીઓ કરવા લાગ્યા પ્રથમ સૌધર્મેંદ્રે ચિંતવન કર્યું કે, તુરતજ ઐરાવત દેવરૂપે થઇ તેમની પાસે આવ્યો. તેણે પોતાનું શરીર લાખ યોજન પ્રમાણ વિસ્તાર્યું. તે શ્વેત કાંતિવડે શોભતો હતો. તેને આઠ મુખ હતાં, અને દરેક મુખમાં આઠ આઠ દાંત હતા એકેકે દાંત ઉપર એક એક વાવ્ય હતી દરેક વાવ્યમાં આઠ આઠ કમળ હતાં એકેક કમળે આઠ આઠ મોટાં પત્ર હતાં. દરેક પત્ર ઉપર ચાર પ્રકારના અભિનયથી યુક્ત એવાં જુદાં જુદાં આઠ આઠ નાટકો હતાં. અને એકેક નાટકમાં બત્રીશ પાત્રો હતા એવા હસ્તિ ઉપર ઇન્દ્ર પરિવાર સહિત આરૂઢ થઇ જે ઉદ્યાનમાં પ્રભુ હતા ત્યાં આવી પહોંચ્યો. અને બીજા પણ સઘળા ઇન્દ્રો ઘણી ત્વરાથી ત્યાં આવી પહોંચ્યા.

તે અવસરે વાયુકુમાર દેવતાએ સમવસરણને માટે એક

યોજન પૃથ્વી કાંટા–કાંકરા કાઢી સાફ કરી. મેઘકુમાર દેવતાઓએ સુગંધિ જળની વૃષ્ટિ કરી. વ્યંતર દેવતાઓએ સુવર્ણ, માણેક અને રત્નોના પાષાણથી ભૂમિતળ બાંધ્યું. તેની ઉપર નીચા મુખના ડીંટવાળા પંચરંગી સુગંધિદાર પુષ્પો વેર્યાં. અને રત્ન, માણેક અને સુવર્ણનાં તોરણો બાંધી દીધાં. સમવસરણનો ઉપલા ભાગનો પ્રથમ ગઢ વિમાનપતિઓએ રત્નમય બનાવ્યો. મધ્યમાં જ્યોતિષ દેવતાઓએ સુવર્ણનો બીજો ગઢ અને તે ઉપર રત્નમય કાંગૂરા બનાવ્યા. ત્રીજો ગઢ રૂપાનો ભુવનપતિ દેવતાઓએ બાહ્ય ભાગ ઉપર રચ્યો. દરેક ગઢમાં ચાર ચાર દરવાજા હતા તે દરવાજાને ચાર રસ્તાવાળી અને સુવર્ણ કમળવાળી વાપીકાઓ કરી હતી. અને બીજા ગઢમાં ઇશાનખુણે પ્રભુને વિશ્રામ કરવાને માટે એક દેવછંદ રચ્યું હતું. અંદરના પ્રથમ ગઢમાં પૂર્વ દ્વારમાં બંને તરફ સુવર્ણના જેવા વર્ણવાળા બે વૈમાનિક દેવતા દ્વારપાળ થઇને રહ્યા હતા, દક્ષિણ દ્વારમાં બન્ને બાજુએ એક બીજાના પ્રતિબીંબ હોય તેવા ઉજવળ વ્યંતર દેવતા દ્વારપાળ થયા હતા, પશ્ચિમ દ્વારમાં સાયંકાળે જેમ સૂર્ય અને ચંદ્ર સામ સામા આવીને રહે તેમ રક્તવર્ણા જ્યોતિષ્ક દેવતા દ્વારપાળ થયા હતા અને ઉત્તર દ્વારે જાણે ઉન્નત મેઘ હોય તેવા કૃષ્ણ વર્ણવાળા ભુવનપતિ દેવતાઓ બંને તરફ દ્વારપાળ થઇને રહ્યા હતા. બીજા ગઢના ચારે દ્વારે બંને તરફ અનુક્રમે અભય, પાશ, અંકુશ અને મુદ્દગરને ધારણ કરનારી શ્વેતમણિ, શોણમણિ, સ્વર્ણમણિ, અને નીલમણિના જેવા કાંતિવાળી પ્રથમ પ્રમાણે ચાર નિકાયની જયા, વિજયા, અજિતા અને અપરાજિતા નામની બે બે દેવીઓ પ્રતિ-

દ્વાર થઇને ઉભી રહી હતી. છેલ્લા બહારના ગઢને ચારે દ્વારે તુંબરૂં, ખટવાંગધારી, મનુષ્ય મસ્તક માલાધારી અને જટા મુગટ મંડિત એ નામના ચાર દેવતાઓ દ્વારપાળ થયા હતા. સમવસરણની મધ્યમાં વ્યંતરોએ ત્રણ કોશ ઉંચું એક ચૈત્ય વૃક્ષ રચ્યું હતું તે જાણે જ્ઞાન, દર્શન, ચારિત્રના ઉદયનો ઉદ્દેશ કરતું હોય તેવું જણાતું હતું. વૃક્ષની નીચે વિવિધ રત્નોથી એક પીઠ રચી હતી અને તે પીઠ ઉપર અપ્રતિમ મણિમય એક છંદક રચ્યો હતો. છંદકના મધ્યમાં પૂર્વ દિશા તરફ જાણે સર્વ લક્ષ્મિનો સાર હોય તેવું પાદ પીઠ સહિત રત્ન સિંહાસન રચ્યું; અને તેની ઉપર ત્રણ જગત્‌ના સ્વામીપણાના ત્રણ ચિન્હો હોય તેવા ઉજ્વળ ત્રણ છત્રો રચ્યા હતા. સિંહાસનની બે બાજુએ બે યક્ષો, જાણે હ્રુદયમાં નહીં સમાવાથી બહાર આવેલા ભક્તિના બે સમુહ હોય તેવા ઉજ્વળ ચામરો લઇને ઉભા રહ્યા હતા સમવસરણના ચારે દ્વારની ઉપર અદ્‌ભુત કાંતિના સમૂહવાળું, એક એક ધર્મ ચક્ર સુવર્ણના કમળમાં રાખ્યું હતું. બીજું પણ જે જે કરવા યોગ્ય હતું તે સર્વ કૃત્ય વ્યંતરોએ કર્યું હતું, કારણ કે સાધારણ સમવસરણમાં તેઓ અધિકારી છે.

હવે પ્રાતઃકાળે ચાર પ્રકારના ક્રોડો દેવતાઓથી વીંટાએલા પ્રભુ સમવસરણમાં પ્રવેશ કરવાને ચાલ્યા. તે વખતે દેવતાઓ સહસ્ત્ર પત્રવાળા અને સુવર્ણના નવ કમળો રચીને પ્રભુની આગળ મુકવા લાગ્યા. તેમાંના બે બે કમળ ઉપર સ્વામિ પાદન્યાસ કરવા લાગ્યા, અને દેવતાઓ તે કમળોને આગળ આગળ સંચારવા લાગ્યા. પ્રભુએ પૂર્વદ્વારથી પ્રવેશ કરી ચૈત્યવૃક્ષની પ્રદક્ષિણા કરી;

અને પછી તીર્થને નમસ્કાર કરી સિંહાસન ઉપર પ્રભુ આરૂઢ થયા એટલે વ્યંતરોએ બીજી ત્રણ દિશાએ રત્નના ત્રણ સિંહાસન ઉપર ભગવંતનાં ત્રણ પ્રતિબીંબો કર્યાં તે પ્રભુના પ્રભાવથી તેવાંજ થયાં હતાં પ્રભુની સમીપે એક રત્નમય ધ્વજ હતો તે જાણે ધર્મે આ એકજ પ્રભુછે એમ કહેવાને પોતાનો એક હાથ ઊંચો કર્યો હોય તેવો શોભતો હતો.

હવે વૈમાનિક દેવતાઓની સ્રીઓ પૂર્વદ્વારથી પ્રવેશ કરી. ત્રણ પ્રદક્ષિણા દઇ, તીર્થંકર તથા તીર્થને નમસ્કાર કરી પ્રથમ ગઢમાં સાધુ સાધ્વીનું સ્થાન છોડી દઇ, તેઓના સ્થાનની મધ્યમાં અગ્નિખૂણે ઉભી રહી. ભુવનપતિ, જ્યોતિષ્ક અને વ્યંતરોની સ્રીઓ દક્ષિણ દિશાના દ્વારથી પેશી અનુક્રમે પૂર્વ પ્રમાણે વિધિ કરી નૈરૂત્ય ખૂણે ઉભી રહી. ભુવનપતિ, જ્યોતિષ્ક અને વ્યંતર દેવતા, પશ્ચિમ દિશાના દ્વારથી પ્રવેશ કરી પૂર્વ પ્રમાણે વિધિપૂર્વક વાયવ્ય દિશામાં બેઠા. વૈમાનિક દેવતાઓ, મનુષ્યો અને મનુષ્ય સ્રીઓ ઉત્તર દિશાના દ્વારથી પ્રવેશ કરી પૂર્વ વિધિ પ્રમાણે ક્રમથી ઈશાન દિશામાં બેઠા. ત્યાં પ્રથમ આવેલા અલ્પ ઋધ્ધિવાળા જે કોઇ આવે તેને નમતા અને આવનાર પ્રથમ આવેલ હોય તેને નમીને આગળ જતા. પ્રભુના સમવસરણમાં કોઇને પ્રતિબંધ નથી. કોઇ જાતની વિકથા નથી, વિરોધીઓને પણ પરસ્પર વૈર નથી તેમ કોઇને એક બીજાનો ભય નથી. બીજા ગઢની અંદર તિર્યંચો આવીને બેઠા અને ત્રીજા ગઢના મધ્યમાં સર્વનાં વાહનો રહ્યાં. ત્રીજા ગઢની બહારના ભાગમાં કેટલાક તિર્યંચો, મનુષ્યો અને દેવતાઓ પ્રવેશ કરતા અને નીકળતા દેખાતા હતા. એવી

રીતે સમવસરણની રચના થઈ રહ્યા પછી સૌધર્મ દેવલોકનો ઇન્દ્ર બે હાથ જોડી પ્રભુને નમસ્કાર કરી નીચે પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યો. હે પ્રભુ ! બુદ્ધિહીન, એવો હું આપના કિંચિત્ માત્ર ગુણ ગાવાને શાક્તવાન નથી. તોપણ ભક્તિના આવેશથી સ્તુતિ કરૂં છું કે, હે ત્રૈલોકય પતિ ! આ ભરત ક્ષેત્રમાં ઘણા કાળથી નષ્ટ થયેલા ધર્મરૂપ વૃક્ષને ફરી ઉત્પન્ન કરવામાં તમે બીજ સમાન છો. વળી હે પ્રભુ ! તમારા મહાત્મ્યનો કાંઈ પાર નથી કારણ કે, પોતાને સ્થાનકે રહેલા અનુત્તર વિમાનના દેવોના સંદેહને તમે અહીં રહ્યા છતાં જાણો છો અને તેનું નિવારણ પણ કરોછો. મૂર્ખ માણસને પુસ્તકોનો અભ્યાસ જેમ કલેશને અર્થેજ થાયછે તેમ તમારી ભક્તિ વિનાના મનુષ્યોનાં મોટાં તપ પણ શ્રમને માટેજ થાય છે હે પ્રભુ ! તમારી સ્તુતિ કરનાર, અને તમારાપર દ્વેષ કરનાર એ બન્ને ઉપર તમારી સમદૃષ્ટિ છે તે છતાં પણ તેઓને શુભ, અશુભ એમ ભિન્ન ભિન્ન ફળ થાય છે. તેથી અમને આશ્ચર્ય થાયછે. એમ સ્તુતિ કરી ઇન્દ્ર દેવતાઓના અગ્ર ભાગે બે હાથ જોડી રાખીને બેઠો.

હવે અહીંયાં ઋષભદેવ ભગવાને દિક્ષા લીધા પછી મરૂદેવા માતાને પોતાના પુત્રના વિરહથી ઉત્પન્ન થયેલા અશ્રુપાતથી આંખમાં પડળ આવી જવાને લીધે દેખી શકાતું નથી. તેમને એક દિવસ ભરત ચક્રવર્તિ પ્રાતઃકાળમાં નમસ્કાર કરવાને માટે ગયો. ત્યાં જઇને કહેવા લાગ્યો કે, હે પિતામહી ! આ તમારો જ્યેષ્ટ પૌત્ર આપના ચરણ કમળમાં નમસ્કાર કરેછે એમ કહી ભરતે પ્રણામ કર્યો. માતા મરૂદેવા ભરતને આશિષ આપી પોતાના હૃ-

હૃદયમાં શોક ન સમાવાથી કહેવા લાગ્યાં કે. હે પૌત્ર ભરત ! મારો ઋષભ મને, તને આ સઘળી પૃથિવને તેમજ પ્રજાને તથા લક્ષ્મિને એકદમ તૃણુની પેઠે છોડી દઈ ચાલ્યો ગયો. તથાપિ હું જીવુછું હે ભરત ! ઋષભનું રાજ્ય સુખ કયાં અને હાલની સ્થિતિ કયાં તેને પગે ચાલવું પડતું હશે, સૂર્યનો તાપ વેઠવો પડશે, ડાંસ, મચ્છર ઉપદ્રવ કરતા હશે. ભીખ માગીને લુખું ભોજન કરતો હશે; તથા જંગલમાં નિવાસ કરવો પડતો હશે. વળી ઉન્હાળાનો તાપ, શિયાળાની ટાઢ વિગેરે સહન કરવું પડતું હશે.' આ તેના કષ્ટનો વિચાર કરતાં મારૂં હૃદય દુઃખથી આકુળ વ્યાકુળ થાયછે અને તે દુઃખ તારી આગળ જણાવી તને પણ દુઃખી કરૂં છું. તે સાંભળી ભરત રાજા હાથ જોડી મરૂદેવા માતાને અમૃત તુલ્ય વાણીથી કહેવા લાગ્યા. કે હે માતા ! વજ્રના સારરૂપ અને વીર પુરૂષોમાં ઉત્તમ એવા મારા પિતાની જનની થઈ ધીરજ મુકી દઈ આ પ્રમાણે ખેદ શા માટે કરોછો મારા પિતાજી આપણને તેમજ સર્વ સંસારી સુખને સંસાર સમુદ્ર તરવામાં ગળે બાંધેલી શિલા સમાન જાણી ત્યાગ કર્યોછે. તેમને આપે કહ્યું તેમાંનું કોઇ પણ કષ્ટ નથી. જો આપને મારૂં કહેવું ખરૂં ન લાગતું હોય તો થોડાજ વખતમાં તમારા પુત્રને કેવળજ્ઞાન થયાની વધામણી સાંભળવામાં આવશે.

એવામાં યમક અને યમક નામના બે પુરૂષો ત્યાં આવ્યા. યમકે વિનંતિ કરી કે, હે મહારાજા ! આજે પુરીમતાલ નગરના શકટાનન ઉદ્યાનને વિષે શ્રી ઋષભદેવ સ્વામિને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું છે. પછી શમક બોલ્યો કે, હે નર રત્ન ! આપની

આયુધશાળામાં ચક્રરત્ન ઉત્પન્ન થયું છે. આ બંને વધામણીઓ સાથે સાંભળી ભરતરાજા ક્ષણવાર વિચારમાં પડયા કે, મારે આ બેમાં પ્રથમ પૂજા કોના કરવી તુરતજ નિશ્ચય કર્યો કે, જગતને અભય આપનાર પિતાજી કયાં અને રાણીઓનો ઘાત કરનાર ચક્ર કયાં એમ વિચારી પ્રથમ સ્વામિની પૂજાને માટે જવા સારૂ પોતાના માણસોને તૈયાર થવાની આજ્ઞા કરી યમક, શમકને ઇનામ આપી વિદાય કર્યા, અને મરૂદેવા માતાને કહેવા લાગ્યા કે, હે દેવિ ! આપ હમેશાં જેના માટે દુઃખ ધરો છો તે તમારા પુત્રની સંપત્તિ જોવા ચાલો એમ કહી મરૂદેવા માતાને ગજેન્દ્ર ઉપર બેસારી ભરત ચક્રવર્તિ પોતાની ચતુરંગ સૈન્યા લઈ પ્રભુના સમવસરણ ભણી ચાલ્યા. દૂરથી ઉપરનો રત્નમય ગઢ દેખાવા લાગ્યો. ત્યારે માતાને કહેવા લાગ્યા કે દેવિ ! જુઓ આ દેવતાઓ અને દેવિઓએ ઋષભદેવ પ્રભુનું સમવસરણ રચ્યું છે તેને વિષે બેઠેલા દેવતાઓનો આ જય જય શબ્દ સંભળાય છે. આકાશમાં દુંદુભિના નાદ થાય છે. તથા ગંધર્વોનાં ગીત સંભળાય છે. આ સાંભળી મરૂદેવા માતાને હર્ષથી આનંદનાં આંસુ આવવા લાગ્યાં તે આનંદાશ્રુવડે આંખનાં પડળ ધોવાઈ ગયાં અને પોતાના પુત્રની અતિશય સહિત તિર્થંકરપણાની લક્ષ્મી પોતાના નેત્રવડે જોઇ તેમના દર્શનથી થયેલા આનંદવડે મરૂદેવા માતા તન્મય થઇ ગયાં તત્કાળ ક્ષપકશ્રેણીમાં આનંદ થઇ અષ્ટ કર્મનો નાશ કરી કેવળજ્ઞાનને પ્રાપ્ત થયાં અને તેજ વખતે આયુષ્ય પૂર્ણ થવાથી મોક્ષને પામ્યાં એ રીતે આ અવસર્પિણીમાં મરૂદેવા પ્રથમ સિદ્ધ થયાં. તેમના શરીરનો સત્કાર કરીને દેવતાઓએ ક્ષીર સમુદ્રમાં

નિક્ષીપ્ત કર્યું ત્યારથી આલોકમાં મૃતકની પૂજા પ્રર્વતિ. કેમકે માહાત્માઓ જે કરે તે આચારને માટેજ કલ્પાય છે. માતા મરૂદેવાને મોક્ષ પ્રાપ્ત થયેલાં જાણી ભરત રાજા હર્ષ અને શોકથી વ્યાપ્ત થયા. પછી રાજ્ય ચિહ્નનો ત્યાગ કરી પરિવાર સહિત પગે ચાલતા ઉત્તર દિશાના દ્વારથી સમવસરણમાં પ્રવેશ કરી ભગવંતને પ્રદક્ષિણા દઈ પ્રણામ કરી બે હાથ જોડી ભરત ચક્રવર્તિએ સ્તુતિ કરી. પછી પાછા ઓસરી સ્વર્ગપતિ ઇંદ્રની પાછળ બેઠા તીર્થંકરના પ્રભાવથી એક યોજન ભૂમિની અંદર કોટાનુકોટી પ્રાણીઓ નિરાબાધપણે સમાતા હતા. તે સમયે પાંત્રીશ અતિશયવાળી અને યોજનગામિની વાણીથી પ્રભુએ દેશના દેવા માંડી, કે આધિ, વ્યાધિ, ઘડપણ અને મરણરૂપી સેંકડો જવાળાઓથી આકુલ એવો આ સંસાર સર્વ પ્રાણીઓને અગ્નિ સમાન છે. તેથી તેમાં વિદ્વાનોએ લેશ માત્ર પણ પ્રમાદ કરવો યુકત નથી.

આ મનુષ્ય જન્મ પ્રાપ્ત થવો ઘણો દુર્લભ છે. ઇચ્છા પૂરવાથી જેમ વૃક્ષ ફળયુક્ત થાય તેમ પરલોકનું સાધન કરવાથી પ્રાણીઓનો મનુષ્ય જન્મ સફળ થાય છે. ઘણી ઉંચાઇનો અંત જેમ પડવામાં છે, તેમ સંસારની અંદર વર્ત્તતા સર્વ પદાર્થોના સંયોગનો અંત વિયોગમાં છે. આયુષ્ય, ધન અને યૌવન એ સર્વે નાશવંત અને જવાની ત્વરાવાળાં છે. આ સંસારની ચારે ગતિમાં કંઇ પણ સુખ નથી. તથાપિ જળની ગતિ જેમ નીચી છે તેમ પ્રાણીઓ અજ્ઞાનથી વારંવાર આ સંસારની તરફજ ચાલે છે. માટે હે ભવિજનો ! દુધવડે સર્પનું પોષણ કરવાની પેઠે. તમે પોતાના મનુષ્ય જન્મવડે સંસારનું પોષણ કરશો નહીં હમેશાં

જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપી ત્રણ ઉજ્વળ રત્નનું પાલન કરનારા પુરૂષોજ મોક્ષને મેળવી શકે છે.

એ પ્રમાણે દેશના સાંભળીને તરતજ ભરતના પુત્ર ઋષભસેને નમસ્કાર કરી વિનંતિ કરી કે હે સ્વામિ ! તમે તત્ત્વામૃતને વરસવી આ સર્વ પ્રાણીઓ ઉપર મોટો ઉપકાર કર્યો છે. અને આ સંસારથી ભય પામેલા પ્રાણીઓને આપ પ્રાપ્ત થયા છો, તો હવે હે દયાનિધિ ! અમારૂં રક્ષણ કરો. આ સંસારનાં સર્વ સગાં સંબંધી સંસાર ભ્રમણમાં એક હેતુરૂપ છે. તેથી મારે તેમની જરૂર નથી મેં આપનોજ આશ્રય લેવાનો નિશ્ચય કર્યો છે. માટે મને દિક્ષા આપો તે પ્રમાણે કહી ઋષભસેને ભરતના બીજા પાંચસેં પૂત્રો અને સાતસેં પૌત્રોની સાથે વ્રત ગ્રહણ કર્યું. વળી સુર અસુરોએ કરેલો પ્રભુનો કેવળજ્ઞાન મહિમા જોઇને ભરતના પુત્ર મરિચિએ પણ વ્રત ગ્રહણ કર્યું ભરતે આજ્ઞા આપવાથી બ્રાહ્મીએ પણ વ્રત ગ્રહણ કર્યું બાહુબલીએ મુક્ત કરેલી સુંદરીને પણ વ્રત ગ્રહણ કરવાની ઇચ્છા હતી પરંતુ ભરતની આજ્ઞા નહીં હોવાથી તે શ્રાવિકા થઇ અને ભરતે પણ શ્રાવકપણું અંગિકાર કર્યું કેમકે ભોગ કર્મ ભોગવ્યા શિવાય ચારિત્ર પ્રાપ્ત થતું નથી. એ પ્રમાણે કોઇએ ચારિત્ર ગ્રહણ કર્યું કોઇએ શ્રાવકપણું અંગિકાર કર્યું, કોઇએ સમકિત ધારણ કર્યું, પેલા રાજતાપસોમાંથી કચ્છ અને મહા કચ્છ શિવાય બીજા સર્વ તાપસોએ પ્રભુની પાસે આવી ફરીથી દિક્ષા ગ્રહણ કરી એમ ચતુર્વિધ સંઘની વ્યવસ્થા ત્યારથી ચાલુ થઇ તે સમયે પ્રભુએ ઋષભસેન વિગેરે ચોરાશી સદ્બુદ્ધિવાન્ શ્રાવકોને સર્વ શાસ્ત્ર જેમાં સમાએલાં છે

એવી ઉત્પાદ, વ્યય અને ધ્રુવ એ નામની પવિત્ર ત્રિપદીનો ઉપદેશ કર્યો તે ત્રિપદીને અનુસારે ચૌદ પૂરવ અને દ્વાદશાંગિ રચાઇ પછી ઈંદ્ર દિવ્ય ચૂર્ણથી પૂર્ણ ભરેલો એક થાળ લઇને પ્રભુના ચરણ પાસે ઉભો રહ્યો. એટલે ભગવંતે ઉભા થઈ તેમની ઉપર ચૂર્ણક્ષેપ કરી સૂત્રથી અર્થાત સૂત્રાર્થથી, દ્રવ્યથી, ગુણથી, પર્યાયથી અને નયથી અનુયોગ અનુજ્ઞા તથા ગણની અનુજ્ઞા આપી ત્યાર પછી દેવતા, મનુષ્ય અને તેમની સ્ત્રિઓએ દુંદુંભીના નાદપૂર્વક તેઓની ઉપર ચોતરફથી વાસક્ષેપ કર્યો પછી સર્વ ગણધરો અંજળિ જોડીને ઉભા રહ્યા. ભગવંતે પૂર્વાભિમુખ સિંહાસને બેશી ફરીથી દેશના આપી તે વખતે પેહેલી પોરશી પૂરી થઇ. પછી ચક્રવર્તિએ કરાવેલો અને દેવતાઓએ સુગંધિત કરેલો અખંડ ફોતરા સહિત બનાવેલો શાળનો બળિ ઉછાળવામાં આવ્યો તે બળિના અર્ધભાગને દેવતાઓએ અંતરિક્ષમાંજ ગ્રહણ કર્યો અને નીચે પડયો તેમાંથી અર્ધભાગ ભરત રાજાએ લીધો. અને બાકીનો લોકોએ વહેંચી લીધો તે બળિના પ્રભાવથી રોગનો નાશ થાય છે અને ફરીથી છ માસ પર્યંત નવા રોગ ઉત્પન્ન થતા નથી. પછી ભગવાન્ સિંહાસનથી ઉઠી ઉત્તર દ્વારના માર્ગથી બહાર નીકળ્યા અને દેવ છંદામાં વિશ્રામ લેવાને બેઠા તે સમયે ગણધરોમાં મુખ્ય એવા ઋષભસેને ભગવંતના પાદ પીઠ ઉપર બેશી ધર્મ દેશના દીધી કેમકે સ્વામિને ખેદમાં વિનોદ, શિષ્યોનું ગુણ દીપન અને બન્ને તરફ પ્રતિતિ એ ગણધરની દેશનાના ગુણ છે. જ્યારે ગણધર દેશનાથી વિરામ પામ્યા ત્યારે સર્વ પ્રભુને પ્રણામ કરી પોત પોતાના સ્થાને ગયા.

આ પ્રમાણે તીર્થ ઉત્પન્ન થતાં ગોમુખ નામે યક્ષ અને ચક્રેશ્વરી નામે સાશનદેવી ઉત્પન્ન થઈ. પછી ભગવંતે ત્યાંથી અન્ય સ્થાનકે વિહાર કર્યો. અને સંસારી જીવોને ઉપકાર કરતા તે ભગવંત્ વાયુની પેઠે પૃથ્વી ઉપર અપ્રતિબદ્ધપણે વિહાર કરવા લાગ્યા.

હવે ભરતરાજા ઘેર આવી આયુધશાળામાં આવ્યા. ત્યાં ચક્રનું અવલોકન થતાં તેને પ્રણામ કરી પૂજન કર્યું. પછી પોતે દિગવિજયની તૈયારીઓ કરવા લાગ્યા. ઇંદ્ર જેમ ઐરાવત ઉપર શોભે તેમ જાતિવંત હસ્તિ ઉપર ભરત માહારાજા શોભવા લાગ્યા આકાશમાં દુદુંભિઓના નાદ થવા લાગ્યા, મંગળ વાજિંત્રો થવા લાગ્યાં. હાથિઓની તથા અશ્વોની ગર્જનાથી આકાશ ગાજવા લાગ્યું. સર્વ સૈન્ય તૈયાર થઈ ચક્રની પાછળ ઉભું રહ્યું. એટલે આકાશમાં ફરતા સૂર્યના બિંબ જેવું અને હઝાર અશ્વોએ અધિષ્ટિત કરેલું ચક્રરત્ન પૂર્વ દિશા તરફ સૈન્યની આગળ ચાલ્યું દંડરત્નને ધારણ કરનાર સુક્ષેણ નામે સેનાપતિ રત્ન અશ્વ રત્ન ઉપર આરૂઢ થઇ ચક્રની પેઠે આગળ ચાલ્યો. પુરોહિત રત્ન રાજાની સાથે ચાલ્યો સૈન્યને માટે દરેક મુકામે ભોજન ઉત્પન્ન કરનાર ગૃહપતિ રત્ન અને સૈન્યને પડાવ કરવાને સર્વ સામગ્રી પુરી પાડનાર વર્ધકી તથા રત્ન ચક્રવર્તિના સર્વ સ્કંધાવાર પ્રમાણ વિસ્તાર પામવાની શક્તિવાળા હોવાથી અદ્ભૂત એવા ચર્મરત્ન અને છત્રરત્ન એ સર્વ માહારાજાની સાથે ચાલ્યાં. કાન્તિવડે સૂર્ય–ચંદ્રની પેઠે અંધકારને નાશ કરનાર મણી અને કાકીંણી નામે બે રત્ન પણ ચાલ્યાં. વળી ખડ્ગ રત્ન પણ સાથે ચાલવા લાગ્યું.

એવી રીતે અનેક રત્નો સહિત સોળહજાર યક્ષોએ રક્ષિત ભરત ચક્રવર્તિ દિગ્‌વિજય કરવાને ચાલ્યા. ચક્ર એક યોજન પર્યંત ચાલીને ઉભું રહ્યું. એમ ચક્ર રોજ એક યોજનના માનથી પ્રયાણ કરતું કેટલેક દિવસે ગંગાના દક્ષિણ કીનારે આવી પહોંચ્યું. ત્યાં એક અહો રાત્ર રહી પ્રાતઃકાળમાં પ્રયાણ કર્યું. એમ અનુક્રમે ચાલતાં ચાલતાં ભરતરાજા માગધ તીર્થે આવી પહોંચ્યા. પૂર્વ સમુદ્રના કીનારા ઉપર નવ યોજન વિસ્તારમાં અને બાર યોજન દીર્ઘપણામાં લશ્કરનો પડાવ કર્યો. ત્યાં આગળ ચક્રવર્તિએ હૃદયમાં માગધ તીર્થ કુમારદેવને ધારીને અઠ્ઠમ તપ કરી પોસહ કર્યો. પછી પોસહ પાળી સ્નાન કરીને બળિવિધિ કર્યો. એ પ્રમાણે યથાર્થ વિધિ કરી વાયુવેગવાળા અને સિંહના જેવા ધીર અશ્વો વાળા ઉત્તમ રથમાં આરૂઢ થયા. પછી સમુદ્રના કીનારા ઉપર આવી રથ સમુદ્રમાં નાંખ્યો. પછી એક હાથ ધનુષ્યના મધ્ય ભાગમાં રાખી એક હાથ પણછના છેડે રાખી ધનુષ્ય ચઢાવ્યું. અને ટંકાર કરી સર્પના જેવું બાણ ભાથામાંથી કાઢી ધનુષ્યમાં ચઢાવી કાનપર્યંત ખેંચી તે બાણ માગધ તીર્થના અધિપતિ ઉપર મુક્યું. સુસવાટાથી આકાશને ગજાવતું તે બાણ વીજળીના જેવી ત્વરાથી ક્ષણવારમાં બાર યોજન ઉલ્લંઘન કરી માગધપતિની સભામાં જઈ પડયું. આવી રીતે અકાળે બાણ પડવાથી માગધપતિ કોપાયમાન થઈ ભ્રકુટી ચઢાવી અગ્નિના તણખા જેવાં લાલ નેત્ર કરી વિષજવાળા જેવી વાણીથી બોલ્યો કે, અપ્રાર્થિત વસ્તુની પ્રાર્થના કરનાર, અવિચારી અને પોતાને વીર માનનાર કયા કુબુદ્ધિ પુરૂષે મારી સભામાં આ બાણ નાંખ્યું; એવો કયો પુરૂષ શેષના મસ્તક

ઉપર રહેલી મણીમાળાને ગ્રહણ કરવાની ઉમેદ રાખે છે. હું તેના પ્રાણ જોતાં જોતાંમાં હરણ કરીશ. એમ કહી માગધપતિ ઉભો થયો. અને સર્પની પેઠે મ્યાનમાંથી ખડ્ગ ખેંચ્યું. એટલે તેનો સર્વ પરિવાર ક્રોધાયમાન થઇ લડવાને તૈયાર થયો. એવામાં અમાત્યે આવીને ચક્રવર્તિનું આવેલું બાણ બરોબર રીતે તપાશીને જોયું તો તેના ઉપર નીચેના અક્ષરો લખેલા જોયા. " સાક્ષાત્ સુર–અસુર અને નરના ઇશ્વર એવા ઋષભસ્વામીના પુત્ર ભરત ચક્રવર્તિ તમને એવો આદેશ કરે છે કે, જો તમારે રાજ્યનું અને જીવિતવ્યનું કામ હોય તો અમારી પાસે તમારૂં સર્વસ્વ મુકી દઇ અમારી સેવા કરો " આવા અક્ષરો વાંચી અવધિજ્ઞાનથી વિચારી મંત્રીએ તે બાણ સર્વને બતાવી ઉંચે સ્વરે કહ્યું કે, હે રાજલોકો! આ ભરત ક્ષેત્રમાં શ્રી પ્રથમ તીર્થંકર ઋષભદેવ સ્વામિના પુત્ર ભરતરાજા પ્રથમ ચક્રવર્તિ થયા છે. તેઓ આપણી પાસેથી દંડ માગે છે. અને આપણને પોતાની આજ્ઞામાં રાખવાને ઇચ્છે છે. કદાપિ સમુદ્રનું શોષણ થાય, મેરૂપર્વત ઉપાડાય, યમરાજને હણી નખાય, પૃથ્વિ અવળી કરી નખાય તે પણ ચક્રવર્તિ જીતાય નહીં માટે હે બુદ્ધિવંત રાજા! ટુંકી બુદ્ધિવાળા આ લોકોને વારી દંડ તૈયાર કરી ચક્રવર્તિને પ્રણામ કરવા ચાલો. આ સાંભળી માગધપતિ અહંકાર છોડી શાન્ત થઇ તે બાણ તથા ભેટણું લઇને ચક્રવર્તિ પાસે આવી પ્રણામ કર્યા. ભરત માહારાજાએ તેમનો સત્કાર કર્યો. અને બાણ, માગધ તીર્થનું જળ, મુગટ અને બે કુંડળ લઇ પોતાની છાવણીમાં પાછા આવ્યા. રથમાંથી ઉતરી સ્નાન કરી અઠ્ઠમ તપનું પારણું કર્યું. ત્યાં અઠ્ઠાઇ

ઉત્સવ કર્યો. ઉત્સવ પૂરો થએ તે ચક્ર દક્ષિણ દિશાએ વરદામ તીર્થ તરફ ચાલ્યું. ત્યાં જઇ માગધ તીર્થ પતિની પેઠે વરદામ તીર્થ પતિને પણ જીતી લઇ ત્યાં અઠ્ઠાઇ ઉત્સવ કર્યો. પછી ત્યાંથી ચક્ર પશ્ચિમ દિશાએ પ્રભાસતીર્થ તરફ ચાલ્યું. ત્યાં આવી પ્રભાસતીર્થ પતિને નમાવી સિંધુ નદીને કીનારે આવ્યું. ત્યાં આવી સિંધુદેવીનું સ્મરણ કરી અઠ્ઠમ તપ કર્યો. એટલે સિંધુદેવીનું આસન ચલાયમાન થયું. અવધિ જ્ઞાનથી ચક્રવર્તિને આવેલા જાણી ઘણી, દિવ્ય ભેટો લઈ તે તેમને પૂજવાને સામી આવી. દેવીએ આકાશમાં રહી જય જય એવી આશિષ પૂર્વક કહ્યું કે, હે ચક્રિન ! હું અહીં તમારી કીંકરી થઇને રહીશું. આપ કહો તે તમારૂં કામ કરૂં એમ કહી રત્નથી ભરેલા એવા એક હઝારને આઠ કુંભ, રત્નનાં બે ભદ્રાસન, મણીઓથી જડેલા રત્નમય બે બેરખા, બે કડાં, અને દિવ્ય વસ્ત્રો ચક્રવર્તિને ભેટ કર્યાં. ભરત ચક્રવર્તિએ દેવીને આલાપગી પ્રમોદ પમાડી વિસર્જન કરીને અઠમનું પારણું કર્યું. અને ત્યાં દેવીનો અઠ્ઠાઇ ઉત્સવ કર્યો.

હવે ચક્ર ત્યાંથી ઇશાન ખુણા તરફ ચાલ્યું. અનુક્રમે એ ભરતાર્ધની મધ્યમાં સીમાબંધી તરીકે રહેલા વૈતાઢ્ય પર્વત પાસે આવ્યું. ત્યાં પડાવ કરી અઠ્ઠમ તપ કર્યો એટલે વૈતાઢ્યાદિ કુમારનું આસન કંપાયમાન થયું. તેણે અવધિજ્ઞાનથી ભરત ચક્રવર્તિનું આવાગમન જાણી અનેક મુલ્યવંત ભેટો લઈ ત્યાં આવ્યો અને ચક્રવર્તિને પ્રણામ કર્યો. ભરત માહારાજાએ તેનો સત્કાર કરી વિદાય કર્યો–અને અઠ્ઠાઇ ઉત્સવ કર્યો. પછી ત્યાંથી ચક્ર તમિશ્રા ગુફા તરફ ચાલ્યું ત્યાં જઈ તે ગુફાના અધિષ્ટાયક કૃત-

માલ દેવને મનમાં ધારણ કરી અઠ્ઠમ તપ કર્યો. એટલે તે દેવનું આસન ચલિત થયું. અવધિજ્ઞાનથી ચક્રવર્તિને આવેલા જાણી ત્યાં આવી કહેવા લાગ્યું કે, હે સ્વામિ! આ તમિશ્રા ગુફાના દ્વારમાં તમારા દ્વારપાલની પેઠે અહીં રહ્યો છું એમ કહી સ્ત્રી રત્નને યોગ્ય ઉત્તમ એવાં ચૌદ કુલક અને દિવ્ય આભરણ ભેટ કર્યાં ત્યાર પછી તેને વિદાય કર્યો.

હવે બીજે દિવસે સુશેણ સેનાપતિને આજ્ઞા કરી કે, તમે ચર્મરત્નથી સિંધુનદી ઉતરીને સિંધુ સમુદ્રને વૈતાઢ્ય પર્વતની મધ્યમાં રહેલા દક્ષિણ સિંધુ નિષ્કુટને સાધો. અને ત્યાં રહેલા મ્લેચ્છ લોકોને કબજે કરો. સેનાપતિએ તુરતજ આજ્ઞા મસ્તકે ચઢાવી હાથી ઉપર બેસી સિંધુ નદીને કીનારે ગયો. ત્યાં જઈ તેણે ચર્મરત્નને પોતાના હાથથી સ્પર્શ કર્યો એટલે સ્વાભાવિક પ્રભાવથી તેના બે છેડા પ્રસાર પામ્યા એટલે સેનાનીએ તેને સિંધુના પાણી ઉપર મુક્યું પછી તે ચર્મરત્ન ઉપર થઇ નદી ઉતરી બીજે કાંઠે ગયા. ત્યાં જઈ તેણે સિંહલ લોકોને જીતી લીધા. પછી બર્બર લોકોને અને યવન દ્વીપને તથા કાલમુખ જાતીના મ્લેચ્છોને તથા જોનક નામના મ્લેચ્છોને લીલામાત્રમાં જીતી લઇ ત્યાંથી આગળ ચાલી કચ્છ દેશની સઘળી ભૂમિને આક્રાંત કરી ત્યાં રહ્યો. પછી કેટલેક દિવસે પોતે પૂર્વની પેઠે સિંધુ નદી ઉતરીને પાછો ફર્યો. અને મ્લેચ્છ લોકો પાસેથી આણેલો સઘળો દંડ ચક્રવર્તિની પાસે લાવીને મૂકયો.

હવે ભરતરાજા એક દિવસ સેન્યાપતિને બોલાવી કહેવા લાગ્યા કે, તમિસ્રા ગુફાનાં બારણાં ઉઘાડો. એટલે તુરતજ આજ્ઞા માથે

ચઢાવી તુરતજ તમિસ્રા ગુફા પાસે આવી ઉભો. તમિસ્રાના અધિષ્ટાયક દેવ કૃતમાલનું સ્મરણ કરી અઠ્ઠમ તપ કર્યો. કેમકે સર્વ સિદ્ધિઓ તપોમૂળ છે. પછી સેનાપતિ સ્નાન કરી શ્વેત વસ્ત્ર ધારણ કરી હાથમાં ધુપિયું લઇ તમિસ્રાના દ્વાર પાસે આવ્યા. સેનાપતિએ ત્યાં અઠ્ઠમ તપ કર્યો. સેનાનિએ તે દંડરત્નથી ત્રણ વખત તાડન કર્યું. અને તે ગુફાને ઉંચે પ્રકારે ગજાવો મુકી. તત્કાળ તે વજ્રનિર્મિત બારણાં ઉઘડી ગયાં. દંડના તાડનથી ઉઘડતાં તે કમાડ જાણે ઉંચે સ્વરે આક્રંદ કરતાં હોય તેમ તડતડાટ શબ્દ કરવાં લાગ્યાં. ઉત્તર દિશાના ભરતખંડના જય પ્રસ્થાન મંગળરૂપ તે બારણાં ઉઘડવા સંબંધનો વૃત્તાંત સેનાનીએ ચક્રવર્તિને વિદિત કર્યો. એટલે હસ્તિ રત્ન ઉપર આરૂઢ થઇ પ્રૌઢ પરાક્રમવાળા મહારાજાએ ચંદ્રની પેઠે તમિસ્રા ગુફામાં પ્રવેશ કર્યો. પ્રવેશ કરતા નરપતિએ ચાર અંગુલ પ્રમાણવાળું અને સૂર્યના જેવું પ્રકાશમાન મણિરત્ન ગ્રહણ કર્યું. તે રત્નને ધારણ કર્યું હોય તો તિર્યંચ, દેવતા અને મનુષ્ય સંબંધિ ઉપસર્ગો થતા નથી. વળી તે રત્નના પ્રભાવથી અંધકારની પેઠે સમગ્ર દુઃખ નાશ પામે છે. સુવર્ણ કુંભ ઉપર જેમ સુવર્ણનું ઢાંકણું રાખે તેમ રિપુનાશક રાજાએ તે રત્ન હસ્તિના દક્ષિણ કુંભસ્થળ ઉપર રાખ્યું. ગુફાની બંને બાજુએ એક એક યોજનને તે ગોમૂત્રિકાને આકારે તે કાંકિણી રત્નથી અનુક્રમે મંડળોને આલેખતા ચક્રવર્તિ ચાલવા લાગ્યા. તે દરેક મંડળ પાંચસેં ધનુષ્ય વિસ્તારવાળાં, એક યોજનમાં પ્રકાશકારક અને સંખ્યાએ ઓગણપચાશ. થયાં, જ્યાં સુધી ચક્રવર્તિ જીવતા હોય ત્યાં સુધી એ ગુફા ઉઘાડા દ્વારવાળી રહે છે. તેમાંની ઉન્મગ્નામાં

શિલા પણ તુંબડાંની પેઠે તરે છે. અને નિમગ્નામાં તુંબડી પણ શિલાની પેઠે ડુંબી જાય છે તે બે નદીઓ તમિસ્રા ગુફાની પૂર્વ ભીતિમાંથી નીકળી પશ્ચિમ ભિતિના મધ્યમાં થઇ સિંધુ નદીની અંદર મળી જાય છે. સંચાર કરતી ચક્રવર્તિની સેનાથી તે ગુફા અસુરાદિના સૈન્યથી રત્નપ્રભાના મધ્ય ભાગની પેઠે શોભવા લાગી એમ અનુક્રમે ચાલતાં ચ લતાં તમિસ્રા ગુફાના મધ્ય ભાગમાં આવેલી ઉન્મગ્ના અને નિમગ્ના નામે નદીઓ પાસે ચક્રવર્તિ આવી પહોંચ્યાં. તે નદીઓ ઉપર જાણે વૈતાઢયના કુમારની વિશાળ એવી એકાંત શય્યા હોય, તેવા વાર્દ્ધકિ રત્ને એક નિર્દોષ પાજ બાંધી તે પાજ વાર્દ્ધકિ રત્ને ક્ષણવારમાં તૈયાર કરી. તે પાજ ગુફા દ્વારના બે કમાડથી નિર્માણ કરી હોય તેમ જણાતું હતું. ચક્રવર્તિ તે દુસ્તર સરિતાઓને સૈન્ય સહિત સુખે ઉતર્યા. સૈન્યની સાથે ચાલતા માહારાજા, ઉત્તર દિશાના મુખ જેવા ગુફાના ઉત્તર દ્વાર પાસે આવી પહોંચ્યા. અને તેનાં બંને કમાડ તત્કાળ પોતાની મેળેજ ઉઘડી ગયાં. તે કમાડો ઉઘડતી વખતે ' સર સર ' એવો શબ્દ કરવા લાગ્યાં. પછી સૂર્ય જેમ વાદળાંની મધ્યમાંથી નીકળે તેમ પ્રથમ ચક્રવર્તિની આગળ ચાલનાર ચક્ર ગુફામાંથી નીકળ્યું. અને પાતાળના વિવરમાંથી જેમ બલીંદ્ર નીકળે તેમ પાછળ પૃથ્વિપતિ ભરત નીકળ્યા. વિંધ્યાચળની ગુફાની પેઠે તે ગુફામાંથી નિઃશંકપણે લીલાયુક્ત ગમન કરતા ગજેંદ્રો નીકળ્યા. સમુદ્રમાંથી નીકળતા સૂર્યના અશ્વને અનુસરતા સુંદર અશ્વો સારી ચાલે ચલાતા નીકળ્યા. અને સ્ફટિક મણીના રાફડામાંથી જેમ સર્પો નીકળે તેમ વૈતાઢ્ય પર્વતની તે ગુફાના મુખમાંથી બળવાન્ પાયદલ પણ નીકળ્યું.

એવી રીતે પચાસ યોજન વિસ્તારવાળી તે ગુફાને ઉલ્લંઘન કરી માહારાજા ભરતેશે ઉત્તર ભરતાર્દ્ધનો વિજય કરવાને ઉત્તરખંડમાં પ્રવેશ કર્યો. તે ખંડમાં ( આપાત ) નામના દુર્મદ ભિલ્લો વસે છે. જાણે ભૂમિ ઉપર રહેલા દાનવો હોય તેવા તેઓ ધનાઢય, પરાક્રમી અને પ્રકાશવંત છે. મોટી હવેલીઓ, શયન, આસન અને વાહનો તથા ઘણું સોનું-રૂપું હોવાથી તેઓ કુબેરના ગોત્રી હોય તેવા જણાતા હતા. મોટા શકટનો ભાર વહન કરનારા મોટા બળદની પેઠે તેઓ નિરંતર અનેક યુદ્ધમાં પોતાની બળશક્તિ વાપરતા જ્યારે યમરાજની પેઠે ભરતપતિએ તેના ઉપર બળાત્કારે ચઢાઇ કરી ત્યારે તેઓને અનિષ્ટ સુચવનારા ઘણા ઉત્પાતો થવા માંડ્યા. ચાલતા ચક્રવર્તિના સૈન્યના ભારથી જાણે પીડિત થઈ હોય તેમ ગૃહ ઉદ્યાનને કંપાવતી પૃથ્વિ કંપવા લાગી: ચક્રવર્તિના દિગંત વ્યાપી પ્રૌઢ પ્રતાપવડે હોય તેમ દિશાઓમાં દાવાનળ જેવા દાહ થવા લાગ્યા; ક્રોધ કરીને ઉઠેલા યમરાજના જાણે પૃથ્વિ ઉપર હસ્તાઘાત પડતા હોય તેવા ભયંકર ઘોખવાળા વજ્ર નિર્ઘાત થવા લાગ્યા, અને જાણે મૃત્યુની લક્ષ્મીના છત્રો હોય તેવા કાકપક્ષીઓના મંડલ આકાશમાં સ્થાને સ્થાને ભમવા લાગ્યા.

આ તરફ સુવર્ણના કવચ, ફરસી અને પ્રાસના કીરણોથી આકાશમાં રહેલા સહસ્ત્ર કિરણવાળા સૂર્યને કોટિ કિરણોવાળા કરનારા ઉદ્દંડ એવા દંડ કોદંડ અને મુદ્દગરથી આકાશને ઉન્નત કરનારા, ધ્વજાઓમાં રહેલા વ્યાઘ્ર, સિંહ અને સર્પોના ચિત્રોથી આકાશચારી સ્ત્રીઓને ત્રાસ પમાડનારા અને મોટા હાથીઓની ઘટારૂપી મેઘથી દિશાઓના મુખ ભાગને અંધકારવાળા

કરનારા ભરતરાજા આગળ વધવા લાગ્યા. અશ્વોની ખરીઓના ઘાતથી જાણે પૃથ્વિને ફોડતા હોય અને જય વાજીત્રના ઘોર અવાજથી જાણે આકાશને ફોડતા હોય તેવા તે જણાતા હતા; અને આગળ ચાલનાર મંગળના તારાથી જેમ સૂર્ય ભયંકર લાગે તેમ આગળ ચાલનારા ચક્રથી તે ભયંકર લાગતા હતા. તેમને આવતા જોઈ કિરાત લોકો અત્યંત કોપ પામ્યા. અને ક્રુરગ્રહની મૈત્રીને અનુસરતા તેઓ એકત્ર થઇ જાણે ચક્રીને હરણ કરવાની ઇચ્છા કરતા હોય તેમ ક્રોધ સહિત બોલવા લાગ્યા કે, ' સાધારણ માણસની પેઠે લક્ષ્મી, લજ્જા, ધીરજ અને કીર્તિથી વર્જિત એવો આ કોણ પુરૂષ, બાળકની પેઠે અલ્પબુદ્ધિથી અપ્રાર્થિત ( મૃત્યુ ) ની પ્રાર્થના કરે છે ? પુણ્ય ચતુર્દશી જેની ક્ષીણ થયેલી છે એવો અને લક્ષણહીન—આ કોઇ, મૃગ જેમ સિંહની ગુફામાં જાય તેમ આપણા દેશમાં આવેલ જણાય છે. મહા પવન જેમ મેઘને વીંખી નાંખે તેમ ઉદ્ધત આકાશવાળા આ પ્રસરતા પુરૂષને આપણે દિશોદિશે ફેંકી દઇએ. આવી રીતે ઉંચે પ્રકારે બોલતા તેઓ એકઠા થઇને, શરભ ( અષ્ટાપદ ) જેમ મેઘની સામે ગર્જારવ કરે અને દોડે તેમ ભરતની સામે યુદ્ધ કરવાને ઉદ્ધત થયા. કિરાત પતીઓએ ચોતરફથી શસ્ત્ર ફેંકવા માંડયાં, અને તેમના બાણથી ભરતની સૈન્યામાં એવું કોઇ પણ ન રહ્યું કે, જે ભેદાયું ન હોય આથી ચક્રવર્તિની સૈન્યા ત્રાસ પામી ગઇ તે જોઇ સુગુણ સૈન્યાપતિનું મુખ તથા નેત્ર ક્રોધથી લાલચોળ થઇ ગયાં. અને કમળાપાર નામના ઘોડા ઉપર સ્વાર થયો તે ઘોડો એંશી આંગળ ઉંચો, નવાણું આંગળ વિશાળ,

એકસો આઠ આંગળ લાંબો અને બત્રીશ આંગળની ઉંચાઈમાં નિરંતર તેના માથાનો ભાગ રહેતો, ચાર આંગળના તેના બાહુ હતા, સોળ આંગળની તેની જંઘા હતી, ચાર આંગળના ઘુંટણ હતા અને ચાર આંગળ ઉંચી ખરીઓ હતી. અને એક ક્ષણમાં સો યોજન ઉલ્લંઘી જાય એવા ઉત્તમ જાતીના અશ્વ ઉપર આરૂઢ થઇ કિરાત લોકોના લશ્કરમાં દાખલ થયો અગણિત બાણોના વરસાદથી કિરાત પતીઓના સૈન્યમાં મોટું ભંગાણ પડયું. અને કોઇ કોઈની વાટ ન જોતા દશે દિશાએ નાશી ગયા. પછી સર્વ થોડીવારે એકઠા થઈ સિંધુ નદીની સમીપે આવી તેના કીનારે વેળુમાં સંથારા કરીને બેઠા અને નગ્ન થઇ નાગ કુમાર નીકાયના પોતાના કુળ દેવતાને મનમાં ધારણ કરી અઠ્ઠમ તપ કર્યો. ત્યારે તે દેવતાઓ આકાશમાંથી કહેવા લાગ્યા કે, હે કિરાતો ! તમારે શી ઈચ્છા છે તે કહો ત્યારે કિરાતો બોલ્યા કે, અમારા દેશમાં આ કોઇ આવેલો છે તે પાછો જાય તેમ કરો. ત્યારે દેવોએ કહ્યું કે, આ ચક્રવર્તિ કોઇથી પણ જીતાય નહીં માટે તેમ તો નહીં થાય પરંતુ અમે તેને ઉપદ્રવ કરીશું એમ કહી તેઓ અદૃશ થયા. ક્ષણવારમાં આકાશમાં વાદળ ચઢી આવ્યું અને મુશળ ધારાએ વર્ષાદ આવવા લાગ્યો. થોડીવારમાં તો અંધારૂં થઇ ગયું. અને હાથી ઘોડાઓ તથા માણસો ડુબવા લાગ્યા. આવું અરિષ્ટ જોઇ ચક્રવર્તિએ ચર્મરત્નને પોતાના હાથથી સ્પર્શ કર્યો એટલે તે ચર્મરત્ન બાર યોજન વિસ્તારમાં વૃદ્ધિ પામ્યું. અને તેની ઉપર સર્વ સૈન્ય જમીનની પેઠે રહ્યું. પછી ચક્રવર્તિએ છત્ર રત્નને સ્પર્શ કરવાથી તે પણ ચર્મરત્નની પેઠે વૃદ્ધિ પામ્યું.

તથા મણી રત્નને છત્રના દંડની પાસે રાખ્યું. તેથી પ્રકાશ થયો વળી ગૃહિ રત્નના પ્રભાવથી રોજ સાયંકાળે ધાન્યની ઉત્પત્તિ થવા લાગી અને આ પ્રમાણે સર્વ અડચણો દૂર કરી. ચર્મરત્ન ઉપર સુખેથી રહેવા લાગ્યો. નાગ કુમાર દેવતાઓએ સાત અહોરાત સુધી કલ્પાંત કાળની પેઠે અત્યંત વર્ષાદ વરસાવ્યો ત્યારે માહા પરાક્રમી અને ચક્રવર્તિની સદા પાસે રહેનારા સોળ હજાર યક્ષો આયુધ સજી ક્રોધાતુર થઇ નાગકુમાર દેવતાઓની પાસે આવી કહેવા લાગ્યા કે, હે રાંકડાઓ ! તમે પૃથ્વિપતિ ભરત ચક્ર-ર્તિને ઓળખતા નથી અજીત ચક્રવર્તિને ઉપદ્રવ કરતાં વખતે તમારૂં અપમૃત્યુ થશે. માટે અહીંથી શીઘ્ર ચાલ્યા જાઓ. તે સાંભળી નાગકુમાર દેવતાઓએ ભય પામી ક્ષણવારમાં મેઘબળને સંહરી લઇ કિરાત લોકોને કહ્યું કે, હવે તમે ભરત રાજાને શરણ થાઓ પછી તેઓ પુષ્કળ દંડ આપી ભરત રાજાને શરણે જઇ કહેલા લાગ્યા કે, હે જગત્પતિ ! હે અખંડ પ્રચંડ પરા-ક્રમિ ! તમે વિજય પામો અમે આજથી તમારી આજ્ઞામાંજ વર્તિશું પછી ચક્રવર્તિએ તેમનો સત્કાર કરી વિદાય કર્યા અને ઘણો કાળ ત્યાં રહ્યા પછી અનુક્રમે હીમાચળ કુમાર દેવને તથા ઋષભકુટ પતિને સાધી વૈતાઢ્ય પર્વતે આવ્યા. ત્યાં રહીને નમિ-વિનમિ નામના વિદ્યાધર ઉપર દંડ માગનારૂં બાણ છોડયું તે બાણ જોઇ બને વિદ્યાધરોએ યુદ્ધ માટે તેડાવી થોડીવારમાં તમામ વિદ્યાધરોનાં વિમાન વિજળીના જેવા પ્રકાશથી આકાશમાંથી ઉતરવા લાગ્યાં બાર વર્ષ સુધી તેમની સાથે યુદ્ધ ચાલ્યું. છેવટે ચક્રવર્તિએ તે બન્ને વિદ્યાધરોને જીતી લીધા એટલે તે બન્ને

વિદ્યાધરો ભરત માહારાજાને પ્રણામ કરી કહેવા લાગ્યા કે, હે સ્વામિ ! જેમ અમે ઋષભસ્વામિના ભૃત્ય હતા તેમ હવે તમારા ભૃત્ય થયા છીએ. અને હવેથી તમારી આજ્ઞામાં રહીશું. એમ કહી વિનમિ રાજાએ સ્ત્રીઓમાં રત્નરૂપ પોતાની સુભદ્રા નામે પુત્રી ચક્રવર્તિને આપી પછી તે બન્ને ભાઇઓએ પોતાના પુત્રોને રાજ્ય સોંપી ઋષભદેવ ભગવાન્ પાસે જઈ વ્રત ગ્રહણ કર્યુ.

ત્યાંથી ચક્રરત્ન ગંગા નદીના તટ ઉપર આવ્યું. રાજાની આજ્ઞાથી સુશેણ સેનાપતિએ ગંગા નદી ઉતરી તેનો નિષ્કુટ તાબે કર્યો. ગંગા દેવીએ પ્રસન્ન થઇ માહારાજાને બે રત્નમય સિંહાસનો અને એક હજાર આઠ રત્નમય કુંભ આપ્યા. ગંગા દેવી ભરત રાજાને જોઇ મોહ પામી ક્રીડાને માટે ગંગાદેવીએ પ્રાર્થના કરી. તેની સાથે ભોગ ભોગવતાં ભરત રાજાને એક હજાર વરસ વ્યતીત થઈ ગયાં. પછી તેની આજ્ઞા લઇ ત્યાં ખંડપ્રપાતા ગુફા તરફ ચાલ્યા. ત્યાં આવી તે ગુફાના નાટયમાળ દેવને મનમાં ધારણ કરી અઠ્ઠમ તપ કર્યો. તેથી તે દેવનું આસન કંપ્યું. અવધિજ્ઞાનવડે ભરત ચક્રવર્તિને આવેલા જાણી અમુલ્ય ભેટ લઇ સામો આવી ચક્રવર્તિને પ્રણામ કર્યા. પછી સુશેણ સેનાપતિને તે ખંડપ્રપાતા ગુફા ઉઘાડવાને આજ્ઞા કરી. સુશેણ સેનાપતિએ દંડરત્નના પ્રહારથી ગુફાનાં દ્વાર ઉઘાડયાં. અને મણીરત્નના પ્રભાવથી અંદર પ્રવેશ કર્યો. અને ઉન્મગ્ના અને નિમગ્ના નામની નદીઓ જે ગંગાને મળે છે ત્યાં આવી પૂર્વની પેઠે બન્ને નદી ઉપર પાજ કરી સૈન્યાસહિત પેલી પાર ઉતર્યા. ત્યાં જતાં ગુફાના દક્ષિણ દ્વાર પોતાની મેળેજ ઉઘડી ગયાં. તે ગુફામાંથી

બહાર નીકળી ગંગાના પશ્ચિમ કિનારા ઉપર પડાવ નાંખ્યો. ત્યાં અઠ્ઠમ તપ કર્યો. અઠ્ઠમને પારણે નવ નિધિ પ્રગટ થયાં તે દરેક નિધિઓ એક એક હજાર યક્ષોએ અધિષ્ટિત કરેલા હતા. નૈસર્ગ્ય, પાંડુક, પિંગલ, સર્વરત્નક, મહાપંચ, કાંસ, મહાકાલ, માણુંય અને શંખક એ નવ નિધિઓ આઠ ચક્ર ઉપર પ્રતિષ્ટિત થયેલા હતા, અને આઠ યોજન ઊંચાઇ, નવ યોજન વિસ્તાર અને દશ યોજન લંબાઇમાં હતા. વૈડુર્યમણીનાં બારણાં સરખા સુવર્ણના રત્નોથી ભરપૂર અને ચક્ર તથા ચંદ્ર અને સૂર્યના લાંછનવાળાં હતાં તે નિધિઓના નામ પ્રમાણે નામવાળો પલ્યોપમ આયુષ્યવાળા નાગકુમાર નિકાયના દેવો તેમાં અધિષ્ટાયિક થઇને રહેલા હતા તેમાંના પેહેલા નૈસર્ગ્ય નામના નિધિથી છાવણી, શહેર, ગામ, ખાણ, દ્રોણમુખ, મંડપ અને પત્તન વિગરે સ્થાનોનું નિર્માણ થાય છે. પાંડુક નામના નિધિથી માન, ઉન્માન અને પ્રમાણ એ સર્વનું ગણિત તથા ધાન્ય અને બીજનો સંભવ થાય છે. પિંગળ નામના નિધિથી નર–નારી, હાથી અને ઘોડાઓની સર્વ જાતિના આભૂષણોનો વિધિ જાણી શકાય છે. સર્વ રત્નક નામના વિધિથી ચક્ર, રત્ન વિગરે સાત એકેંદ્રિય અને સાત પંચેંદ્રિય રત્નો ઉત્પન્ન થાય છે. માહાપદ્મથી સર્વ પ્રકારના શુદ્ધ અને રંગીન વસ્ત્રો થાય છે. કાલ નામના વિધિથી વર્ત્તમાન, ભૂત અને ભવિષ્ય એ ત્રણ કાળનું જ્ઞાન, કૃષિ વિગરે કર્મ અને બીજા શિલ્પાદિકનું જ્ઞાન થાય છે. માહાકાલથી ધાતુઓ, પ્રવાળાં, મોતી વિગરેની ખાણો ઉત્પન્ન થાય છે. માનવ નામના નિધિથી યોદ્ધા, આયુષ્ય અને કવચની સંપત્તિઓ તથા સર્વ પ્રકારની યુદ્ધનીતિ

અને દંડનીતિ પ્રગટ થાય છે. નવમા શંખ નામના નીધિથી ચાર પ્રકારના કાવ્યની સિદ્ધિ નાટય; નાટકની નીધિ અને સર્વ પ્રકારનાં વાજીંત્રો ઉત્પન્ન થાય છે. એ પ્રમાણે નવે નિધાન વશ્ય કરી ત્યાં ઘણો કાળ રહ્યા.

હવે ચક્ર અયોધ્યા તરફ પાછું વળ્યું. તે વખતે અયોધ્યામાંથી દિગ્વિજય કરવાને નીકળે સાઠ હજાર વર્ષ થયાં હતાં; મહારાજા પણ સ્નાન કરી વસ્ત્ર પેહેરી ગજેંદ્ર ઉપર આરૂઢ થયા. નવનીધિ, ચૌદ રત્ન, બત્રીશ હજાર રાણીઓ તથા બત્રીશ હજાર બીજી સ્ત્રીઓ, બત્રીશ હજાર મુકુટબંધ રાજા, ચોરાશી લાખ ઘોડા, ચોરાશી લાખ હાથી, ચોરાશી લાખ રથ, છન્નુક્રોડ સુભટ એટલા પરિવાર સહિત અયોધ્યા સમીપ આવી પહોંચ્યા ત્યાં અયોધ્યા નગરીથી થોડે છેટે પડાવ નાંખ્યો, અને અઠ્ઠમ કરી પોસહ કર્યો.

અહીં અયોધ્યામાં ઘેર ઘેર તોરણ બંધાવા માંડયાં; વાજીંત્રો વાગવા લાગ્યાં, અને ઉત્સવ થવા લાગ્યા. અયોધ્યા નગરી ઇંદ્રપુરીના જેવી શણગારવામાં આવી. શુભ મુહુર્ત્તે ભરત માહારાજાએ નગરીમાં પ્રવેશ કર્યો. હાથી ઉપરથી ઉતરી સોળહજાર અંગરક્ષક દેવતાઓને વિદાય કર્યા. તેવીજ રીતે બત્રીશ હજાર રાજાઓ, સેનાપતિઓ, પુરોહિત, ગૃહપતિને, વર્ધકીને તેમજ ત્રણસેં ત્રેસઠ રસોઇઆઓને પોત પોતાના સ્થાને જવાની આજ્ઞા કરી અને પોતે અંતેઉર સહિત દેવતાઓનાં સુખ ભોગવવા લાગ્યા.

એક વખતે સુર નરોએ આવી વિજ્ઞપ્તિ કરી કે, માહારાજ! તમે વિદ્યાધર પતિઓ સહિત છ ખંડ પૃથ્વી સાધી ઇંદ્ર જેવા

પરાક્રમી થયા છો માટે હવે અમને આજ્ઞા આપો તો આપનો માહા રાજયાભિષેક કરીએ. માહારાજે આજ્ઞા આપી એટલે નગર બહાર મંડપ રચી સર્વ રાજાઓ તથા ઇંદ્રોના અભિગ્રહીક દેવતાઓએ મળી ઘણા ઠાઠ–માઠ સહિત રાજયાભિષેક કર્યો. એ રાજયાભિષેકનો મહોત્સવ બાર વર્ષ સુધી ચાલ્યો. જ્યારે સંપૂર્ણ થયો ત્યારે ચક્રવર્તિએ તમામ દેવતાઓ તથા રાજાઓને વિદાય કર્યા. ઉત્સવને અંતે પોતાના સંબંધીઓના સ્મરણમાં પ્રવર્ત્યા, એટલે સાઠ હજાર વર્ષના વિરહથી માહારાજાના દર્શનમાં ઉત્સુક થયેલા સર્વ સંબંધીઓને પોતે જોવા લાગ્યો. તેમાં પ્રથમ બાહુબળિની સાથે જન્મેલી સુંદરી જે અતિ કઠીણ તપથી ઘણી સુકાઈ ગઈ હતી, રૂપ અને લાવણ્ય નાશ પામ્યું હતું અને જેના શરીરનો રંગ તદન બદલાઈ ગયો હતો તેને જોઇ ભરત માહારાજા અધિકારી પુરૂષોને કોપથી કહેવા લાગ્યા કે, શું અમારા ઘરમાં શ્રેષ્ટ અન્ન નહોતું, શું સારા રસોઇઆ નહોતા, શું તેને ખાવા લાયક વસ્તુ નહોતી કે તેની ઇચ્છાઓ પૂર્ણ કરવાને ધન નહોતું કે, જેથી તે આ સ્થિતિને પ્રાપ્ત થઇ છે. હું એને જોઇ ઘણો ખેદ પામું છું. તે સાંભળી અધિકારીઓ બોલ્યા કે મહારાજ એમાં અમારો કાંઇ વાંક નથી. પરંતુ આપ જ્યારથી દિગ્વિજય કરવાને પધાર્યા, ત્યારથી આ સુંદરી ફક્ત પ્રાણ રક્ષણને માટે આંબિલ તપ કરે છે અને આપે તેમને દિક્ષા લેવાને રોકેલાં છે, તે વખતથી તે ભાવદિક્ષીત થઇને રહેલ છે, તે સાંભળી ભરતે સુંદરીને પૂછયું, હે કલ્યાણિ ! તમે દિક્ષા લેવાને ઇચ્છો છો ? સુંદરીએ કહ્યું હા, ત્યારે ભરત રાજા બોલ્યા કે અહો ! પ્રમાદથી

હું આટલા વખત સુધી હું તેના વ્રતમાં વિઘ્નકારી થઈ પડયો આ પુત્રી તો પિતાજીના સરખી થઇ અને અમે તો વિષયમાં લિન રહેનારા થયા, આ ક્ષણિક સંસારમાં આયુષ્યથી મોક્ષ સાધી લેવો એજ યોગ્ય છે, એમ કહી ભરત મહારાજાએ સુંદરીને દિક્ષા લેવાની આજ્ઞા કરી, પછી સુંદરીએ શ્રી ઋષભદેવ પાસે જઇ દિક્ષા લીધી.

એક દિવસ ભરત મહારાજાએ પોતાના મહારાજ્યાભિષેકના ઓચ્છવમાં નહીં આવેલા ૯૮ ભાઇઓને દુત મોકલી કહેવરાવ્યું કે જો રાજ્યની ઇચ્છા કરતા હો તો આવીને સેવા કરો. દૂતે જઇ અઠ્ઠાણું ભાઇઓને તે પ્રમાણે કહેવાથી તેમણે વિચાર્યું કે આપણે મોટા ભાઇ સાથે લડવું એ યુક્ત નથી એમ ધારી તેમણે ઋષભદેવ ભગવાનની સમીપે જઇ દિક્ષા લીધી.

ત્યાર પછી એક દિવસ સુષેણ સેનાપતિએ મહારાજા ભરતને આવીને કહ્યું કે હે નરરત્ન હજી તમારૂં ચક્રરત્ન નગરમાં પ્રવેશ કરતું નથી ભરતે કહ્યું કે આપણે છ ખંડ સાધ્યા તો હવે કોણ બાકી રહ્યું હશે કે ચક્રરત્ન અંદર નથી પેસતું ? થોડીકવાર વિચાર કરી સુષેણ સેનાપતિ બોલ્યા કે હે ચક્રવર્તિ વિશ્વમાં દુર્જય એવો આપનો નાનો ભાઇ બાહુબલી જીતવો બાકી છે. ત્યારે ભરતે સુવેગ નામના દુતને બોલાવી બાહુબલીને પોતાને તાબે થવા કહેવરાવ્યું પરંતુ બાહુબલ ચક્રવર્તિને તૃણ સમાન ગણી લડવાને તૈયાર થયો ! બંનેનાં લશ્કર એકઠાં થયાં દેવતાઓ પણ બન્ને ભાઇઓનો સંગ્રામ જોવાને પોતાનાં વિમાનો આકાશમાં રાખી રહ્યા. બન્ને ભાઇઓના સંગ્રામથી

ઘણો અનર્થ થશે એમ ધારી દેવતાઓ બન્ને ભાઇઓને કહેવા લાગ્યા કે ઋષભદેવ સ્વામીના પુત્રો તમે બંને ભાઇઓ વિવેકી છો, દયાવાળા છો તો તમે તમારા પોતાના સ્વાર્થને લીધે અધમ યુદ્ધ કરી લાખો માણસોના જીવને જોખમમાં નાંખો છે. તે યોગ્ય નથી પરંતુ એમ યુદ્ધ નહીં કરવા ઉપદેશ દેવા લાગ્યા પરંતુ કોઈ ઉપાયથી તેમ નહીં થાય તેમ ધારી કહેવા લાગ્યા કે હે વીર પુરૂષો તમે દૃષ્ટિ, વા વાણી વગેરેથી ઉત્તમ યુદ્ધ કરો તો સારૂં. આ વાત બંને ભાઇઓ કબુલ રાખી હાથીઓ ઉપરથી સામસામા આવ્યા ત્યાં પ્રથમ સામસામા દૃષ્ટિ યુદ્ધમાં ભરત ચક્રવર્તિ હાર્યા. ફરી સિંહનાદના યુદ્ધમાં પણ ભરતનો પરાભવ થયો પછી ભરતે દંડના ઘાથી બાહુબલીને ઢીંચણ સામા ભોંયમાં ઉતારી દીધા. પછી બાહુબલીએ ભરતને એવા જોરથી દંડ માર્યો કે ભરત કંઠ સુધી ભોંયમાં ઉતરી પડયા. પછી ભરતે બાહુબલીની છાતીમાં મુષ્ટિનો પ્રહાર કર્યો પણ તે નિષ્ફળ ગયો. પછી બાહુબલીએ મુષ્ટી મારી ભરતને મૂર્છિત કરી દીધા થોડીવારે બેઠા થઇ મલયુદ્ધ કરવા લાગ્યા તે યુદ્ધમાં બાહુબલીએ ભરતને દડાની પેઠે આકાશમાં ઉછાળ્યા. ભોંય પડતાં પોતાના જયેષ બંધુના પ્રાણ જતા રહેશે એમ ધારી બાહુબલીએ તેમને જાળવી લીધા આ પ્રમાણે બધા યુદ્ધમાં પરાભવ થવાથી લજ્જિત થયેલા ભરતે હાથમાં ચક્ર લઇ બાહુબલી ઉપર છોડયું પરંતુ સગોત્રી ઉપર ચક્ર કંઇ પણ કરી શકે નહીં તેથી ચક્ર પાછું આવી ભરતના હાથમાં બેઠું પછી બાહુબલીએ અતિશે ક્રોધાતુર થઇ ભરત ઉપર મુષ્ટી ઉપાડી સામે દોડયો આ વખતે સૌને ભરતના જીવિતની

શંકા થઈ પરંતુ બાહુબલી ભરતની નજીક આવતાં સ્થિર થઇ ગયો. અને વિચાર કરવા લાગ્યો કે ચક્રપતિની પેઠે રાજ્યમાં લુબ્ધ થઇ મોટાભાઇનો વધ કરવાને તૈયાર થયેલા એવા મને ધિક્કાર છે. ક્ષણવારમાં નાશ થનારી એવી રાજ્ય લક્ષ્મીની ઇચ્છાએ હું મહા અનર્થ કરવાને તૈયાર થયો છું તો હવે મારાથી બીજો કયો પુરૂષ અધમ કહેવાય એમ વિચારી તે ભરતને કહેવા લાગ્યો કે હે જ્યેષ્ટ બંધુ મેં આપને ઘણો ખેદ પમાડયો છે રાજ્ય લક્ષ્મીની લાલચે મેં ઘણું અત્રમ કાર્ય કર્યું છે; આપ મોટા છો તેથી આ કનિષ્ટ બંધુના અપરાધને ક્ષમા કરજો એમ કહીને તે ઉગામેલી મુષ્ટીવડે પોતાના મસ્તક ઉપરના કેશનો લોચ કર્યો એટલે દેવતાઓએ સાધુ સાધુ કહી ફુલની વૃષ્ટિ કરી. પછી પંચ મહાવ્રત ધારણ કરી વિચારવા લાગ્યા કે હું હમણાં પિતાજી પાસે નહીં જઉ કારણ કે મારાથી નાના ભાઇઓએ પ્રથમ વ્રત લેવાથી તેમનાથી મારૂ બંધુપણું થાય માટે હાલ તો અહીંજ રહી ધ્યાનરૂપી અગ્નિથી કર્મને બાળી દઇ કેવળજ્ઞાન પ્રાપ્ત કરી પછી પ્રભુ પાસે જઇશ એમ ધારી ત્યાં કાયોત્સર્ગે રહ્યા ભરતરાજા બાહુબલીના પુત્ર ચંદ્રયશાને પાટે બેસારી અયોધ્યામાં આવ્યા.

અહીં બાહુબલી બાર માસ સુધી કાઉસ્સગે રહ્યા અને સર્વ કર્મ ખપાવ્યાં પરંતુ અભિમાનને લીધે કેવળજ્ઞાન પ્રાપ્ત થયું નહીં. પછી એક દિવસ ઋષભદેવ ભગવાને બ્રાહ્મી તથા સુંદરીને કહ્યું કે તમારા ભાઇને મોહનીના કર્મ ઉદયથી કેવળજ્ઞાન પ્રાપ્ત થતું નથી માટે તેને ઉપદેશ કરો પછી બ્રાહ્મી સુંદરીએ ત્યાં આવી કહ્યું કે હે ભાઈ હાથી ઉપર બેઠેલાને કેવળજ્ઞાન થતું નથી.

એમ કહી ચાલી ગઈ પછી બાહુબલે વિચાર કર્યો કે ભાઇઓને નમસ્કાર નહીં કરવો એવો મેં અહંકાર કરવાથી કેવલજ્ઞાન થતું નથી હવે હમણાંજ જઈ તેમને વંદના કરૂં એમ વિચારી પગ ઉપાડતાની સાથેજ કેવળજ્ઞાન થયું અને ઋષભદેવ પાસે આવી કેવળની પર્ષદામાં બેઠા.

હવે ભગવાન્ ઋષભદેવનો પૌત્ર અને ભરતનો પુત્ર મરિચી ભગવાનની પાસે દિક્ષા લઇ તેમની સાથે વિહાર કરતો હતો. એક દિવસ ઉન્હાળાના તાપથી કંટાળી ત્રિદંડી થયો. અને છત્ર, ઉપાનહ, વિગેરે ધારણ કરી સ્વામિની સાથે વિહાર કરવા લાગ્યો. જ્યારે લોકો તેનો વિલક્ષણ વેશ જોઇ ધર્મ પૂછતા, તેના ઉત્તરમાં તે મૂળ ગુણ ઉત્તર ગુણવાળા સાધુ ધર્મનો ઉપદેશ કરતો એમ કહેતાં પોતે એ પ્રમાણે કેમ નથી આચરતો તેના ઉત્તરમાં પોતાની અશક્તિ જણાવતો એ પ્રમાણે પ્રતિબોધ આપતાં કોઇને દિક્ષા લેવાની ઇચ્છા થાય તો પ્રભુ પાસે મોકલતો એક દિવસ કપિલ નામે કોઇ દુર્ભવ્ય રાજપુત્ર ઋષભસ્વામી પાસે ધર્મ સાંભળ્યો પરંતુ ઘુવડને જેમ સૂર્ય ન રૂચે તેમ પ્રભુનો કહેલો ધર્મ રૂચ્યો નહીં તે કપિલ મરિચી પાસે આવીને કહેવા લાગ્યો કે, મારે તમારી પાસે દિક્ષા લેવી છે. શું તમારી પાસે ધર્મ નથી. મરિચી પોતાને સરખે સરખો મળ્યો એમ ધારી કહ્યું કે, ત્યાં પણ ધર્મ છે અને અહીં પણ ધર્મ છે. આવી રીતે ઉત્સૂત્ર પ્રરૂપણા કરી કોટાનુકોટી સાગરોપમ પ્રમાણ ઉત્કટ સંસાર વધાર્યો પછી તેણે કપીલને દિક્ષા આપીને પોતાનો સહાયક કર્યો ત્યારથી પરિવ્રાજકપણાનું પાખંડ શરૂ થયું.

હવે ભગવાન્ ઋષભદેવ ચોત્રીશ [1]અતિશયને ધારણ કરતા અષ્ટાપદ પર્વત ઉપર આવ્યા ત્યાં દેવતાઓએ સમવસરણ રચ્યું. એ સમાચાર શૈલપાલક પુરૂષોએ આવી ચક્રવર્તિને કહ્યા તેની વધામણીમાં સાડા બાર કોટી સુવર્ણ ચક્રવર્તિએ આપ્યું. સિંહાસન ઉપરથી ઉઠી તે દિક્ષા તરફ સાત આઠ પગલાં ચાલી વિનયથી પ્રભુને પ્રણામ કર્યો અને પછી પાછા સિંહાસનપર બેશી પ્રભુને વંદન કરવા જવા માટે સર્વ સૈન્યોની તૈયારી કરાવી. ત્વરાથી માહારાજા અંતઃપુર અને પરિવાર સહિત થોડી વારે અષ્ટાપદ પર્વત ઉપર આવી પહોંચ્યા હાથી ઉપરથી ઉતરી ગિરિ ઉપર ચઢયા અને સમવસરણમાં પ્રવેશ કરી પ્રભુને ત્રણ વાર

---

૧ ભગવાનનું શરીર અનંત રૂપમય, સુગંધમય, રોગ રહિત, પરસેવા રહિત, તથા મળ રહિત હોય ૨. ભગવાનનાં રૂધીર તથા માંસ ગાયના દુધ સમાન ધોળાં અને દુર્ગંધ વગરનાં હોય ૩. આહાર નિહાર ચર્મ-ચક્ષુથી અદસ્ય હોય. ૪ શ્વાસોશ્વાસમાં કમળ જેવી સુગંધ હોય આ ચાર અતિશય જન્મથીજ હોય છે. ૫ એક યોજન પ્રમાણ સમવસરણમાં મનુષ્ય, દેવ અને તિર્યંચની ક્રોટા કોટી સમાય અને તેમને બાધા થાય નહી. ૬ ભગવાન્ જ્યાં વિચરે ત્યાં પોતાની ચારે દિશાએ સવાસો યોજન સુધી લોકોના વ્યાધીનું નિવારણ થાય. ૭ વૈર ભાવ જાય. ૮ મરકી થાય નહીં. ૯ અતીવૃષ્ટી થાય નહીં. ૧૦ અનાવૃષ્ટિ થાય નહીં. ૧૧ દુકાળ ન પડે. ૧૨ સ્વચક્ર અને પરચક્રનો ભય ન હોય. ૧૩ ભગવાન્ની ભાષા દેવતા મનુષ્ય અને તિર્યંચ સર્વ પોત પોતાની ભાષામાં સમજે ૧૪ એક યોજન સુધી ભગવાન્ની વાણી સંભળાય. ૧૫ સૂર્યથી બારગણા તેજવાળું ભામંડળ હોય. આ અગીયાર અતીશય કેવળજ્ઞાન થાય ત્યારે થાય. ૧૬

પ્રદક્ષિણા કરી તેમના ચરણમાં નમન કરી બે હાથ જોડી સ્તુતી કરી દેશના સાંભળવાને બેઠા દેશનાને અંતે મહાવ્રતના પાળનારા પોતાના ભાઇઓને જોઇ મનમાં ખેદ ધરી ભરતરાય વિચારવા લાગ્યા કે અહો ! અગ્નિની પેઠે હમેશાં અતૃપ્ત એવા મેં આ ભાઇઓના રાજ્યને ગ્રહણ કરીને શું કર્યું હવે એ ભોગ ફળવાળી લક્ષ્મી બીજાને આપી દેવી એ રક્ષામાં ઘી હોમ્યાની પેઠે મૂઢ એવા મારે નિષ્ફળ છે એમ વિચારી તેઓને રાજ્ય આપવાની ઇચ્છાથી ભગવાનને પૂછયું. ભગવાને કહ્યું હે ભદ્રિક હવે તેઓને તે ખપે નહીં, ત્યારે નિરાશ થઇ ભરત મહારાજાએ તેમને આ-હારને માટે પાંચસેં ગાડાં પકવાન્નનાં મંગાવ્યાં. તેવારે ભગવાનને કહ્યું કે મુનિને અર્થે બનાવેલ આહાર સાધુઓને કલ્પે નહીં.

---

આકાશમાં ધર્મ–ચક્ર હોય. ૧૭ બાર જોડી ચામર વીંઝાય ૧૮ પાદ–પીઠ સહિત સ્ફટિક રત્નનું ઉજ્વળ સિંહાસન હોય. ૧૯ ત્રણ છત્ર દરેક દિશાએ હોય. ૨૦ રત્નમય હજારો ધ્વજાએ યુક્ત ધર્મધ્વજ હોય. ૨૧. નવ સુવર્ણ કમળ ઉપર ભગવાન્ ચાલે. ૨૨ મણી, સુવર્ણ અને રૂપાના એ રીતે ત્રણ ગઢ હોય. ૨૩ ચાર મુખે કરી ભગવાન્ દેશના દે. ૨૪ પોતાના શરીરથી બાર ગણું ઉંચું અશોક–વૃક્ષ હોય. ૨૫ કાંટા અવળા થઇ જાય ૨૬ ચાલતી વખતે સર્વ વૃક્ષ નમીને પ્રમાણ કરે. ૨૭ આકાશમાં દુદુંભી ચાલતી વખતે વાગે. ૨૮ યોજન પ્રમાણ અનુકુળ વાયુ હોય. ૨૯ મોર વિગેરે શુભ પક્ષીઓ પ્રદક્ષિણા કરતાં ફરે. ૩૦ સુગંધી જળની વૃષ્ટિ થાય. ૩૧ પંચ વર્ણી ફુલની ઢીંચણ સુધી વૃષ્ટિ થાય. ૩૨ કેશ, નખ વિગેરેની વૃદ્ધિ થાય નહીં. ૩૩ ચાર નિકાયના કરોડ દેવતા પાસે રહે. ૩૪ સર્વ રૂતુઓ અનુકુળ રહે. આ છેલ્લા ઓગણીશ અતિશય દેવકૃત હોય.

તેમજ વળી રાજપિંડ પણ કલ્પે નહીં એમ સાંભળી ભરત મહારાજાને ઘણો પશ્ચાતાપ થયો.

આવી રીતે ભરતને ખિન્ન મનવાળા થયેલા જોઇ ઇંદ્રે ભગવાનને પૂછયું કે હે ભગવન્ મુનિઓને આજ્ઞા કેટલા પ્રકારની માગવાની છે. ભગવાને કહ્યું કે ઇંદ્ર સંબંધી, ચક્રી સંબંધી, રાજા સંબંધી, ગૃહસ્થ સંબંધી અને સાધુ સંબંધી એમ પાંચ પ્રકારે અવગ્રહ છે એ અવગ્રહો છે એ અવગ્રહો ઉત્તર ઉત્તરપણે પૂર્વ પૂર્વનો બાધ કરે છે તેમાં પૂર્વોક્ત અને પરોક્ત વિધિમાં પૂર્વોક્ત વિધિ બળવાન છે. ત્યારે ઇંદ્રે કહ્યું કે હે દેવ ! માહા ક્ષેત્રમાં જે સાધુઓ વિહાર કરે છે તેઓને મેં મારા અવગ્રહની આજ્ઞા કરી છે એ સાંભળી ભરત પણ પોતના અવગ્રહની આજ્ઞા આપી ખુશી થયો અને ઇંદ્રને પૂછયું કે મારે આ આહારનું શું કરવું ઇંદ્રે કહ્યું કે કોઈ વિશેષ ગુણવાળાને આપી દો પછી તે આહારની અયોધ્યામાં ગયા પછી વ્યવસ્થા કરવાનો નિશ્ચય કર્યો.

પછી ભરતને ઇંદ્રનું રૂપ જોવાની ઇચ્છા થવાથી ઇંદ્રને વિનંતી કરી ત્યારે ઇંદ્રે કહ્યું કે અમારૂં ખરૂં રૂપ મનુષ્યોથી જોઇ શકાતું નથી, પરંતું તમારો પ્રાર્થના વ્યર્થ ન જાય માટે હું મારા એક અંગનું રૂપ બતાવુંછુ એમ કહી ઇંદ્રે પોતાની એક આંગળી બતાવી તે જોઈ ભરત આનંદાશ્ચર્ય પામ્યા. ઇંદ્ર તરત અંતર્ધ્યાન થઇ ગયા. અને ભરતે અયોધ્યામાં આવી ઇંદ્રની આંગળીનું આરોપણ કરી અઠ્ઠાઇ ઓચ્છવ કર્યો, તે પ્રવૃત્તિ હાલ પણ પ્રવર્ત્તે છે. પછી ભરતે દેશવિરતિ એવા શ્રાવકોને બોલાવી તમારે હમેશાં ભોજનને માટે મારે ઘેર પધારવું; અને તમારે કાંઇ પણ કૃષ

વગેરે કાર્ય ન કરતાં સ્વાધ્યાયમાં તત્પર રહેવું અને ભોજન કરી હમેશાં મારી પાસે આવી. जीतो भवान् वर्द्धते भीस्तं स्मान्माहन माहन (તમે જીતાયેલા છો, ભય વૃદ્ધિ પામે છે માટે (આત્મ ગુણને) ન હણો ન હણો એ પ્રમાણે કહેવું.

ચક્રવર્તીનું એ વચન સ્વીકારી તેઓ હમેશાં તે પ્રમાણે કરવા લાગ્યા. ચક્રવર્તીને પણ હમેશાં તે સાંભળી પોતાના પ્રમાદને માટે પશ્ચાત્તાપ થતો થોડો વખત જતાં તે જમનારની સંખ્યા વધી ગઇ અને તેમાં બીજા પણ ભળવા લાગ્યા ત્યારે ભરત મહારાજાએ તેમની પરીક્ષા કરી તેમને ઓળખવા માટે કાંકિણી રત્નથી ઉત્તરાસંગની પેઠે તેમને ત્રણ રેખાઓ કરી તે ચિન્હથી ભોજન મેળવવા લાગ્યા. તેથી તેઓ માહના એવા નામથી પ્રસિદ્ધ થયા અને તે ઉપરથી બ્રાહ્મણ થયા ત્યાર પછી ભરતના પુત્ર સુર્યયશાએ કાકિણી રત્નના અભાવથી સોનાની યજ્ઞોપવિત કરી તે પછી રૂપાની થઇ અને હાલ સૂત્રની છે; જ્યારે નવમા અને દશમા તીર્થંકરના અંતરમાં સાધુનો વિચ્છેદ થયો અને તેજ પ્રમાણે ત્યાર પછીના સાત પ્રભુના અંતરમાં શાસનનો વિચ્છેદ થયો તે સમયમાં અરિહંતની સ્તુતિ અને યતિ તથા શ્રાવકના ધર્મમય જે વેદ ભરતચક્રીએ રચ્યા હતા તે ફેરવાયા અને તે પછી બ્રાહ્મણોએ અનાર્ય વેદ કર્યા.

એકદા ઋષભદેવ ભગવાન અષ્ટાપદ ઉપર પધાર્યા, ત્યારે તેમના સમવસરણને વિષે ભરતચક્રી ગયા, દેશનાને અંતે તે પૂછવા લાગ્યા કે હે કરૂણા સમુદ્ર ! આ ભરતખંડમાં આપના જેવા કેટલા તિર્થંકર થશે ? તેમના નગર, ગોત્ર, માતા, પિતાના નામ, આયુષ

વર્ણ, શરીરનું માન, પરસ્પર અંતર, દિક્ષાપર્યાય અને ગતિ એ સર્વે કહો.

ભગવાને કહ્યું, હે ચક્રિ આ ભરતખંડમાં મારી પછી બીજા ત્રેવિસ અરિહંત અને તારા સિવાય બીજા અગિઆર ચક્રવર્તિ થશે, તેમાં વિસમા અને બાવિસમા તિર્થંકરો ગૌતમ ગોત્રી થશે અને બીજા કશ્યપ ગોત્રી થશે અને તે સર્વે મોક્ષગામી થશે. ચક્રવર્તિઓ સર્વે કાશ્યપગોત્રી અને સુવર્ણના જેવી કાન્તિવાળા થશે તેમાં આઠ ચક્રિઓ મોક્ષે જશે, વળી ચક્રવર્તિથી અડધા પરાક્રમવાળા અને ત્રણ ખંડ પૃથ્વીને ભોગવનારા નવ વાસુદેવ કૃષ્ણવર્ણવાળા તેમાંના એક આઠમા વાસુદેવ કશ્યપ ગોત્રી અને બાકીના ગૌતમ ગોત્રી થશે, તેમના ઓરમાન ભાઇઓ બળદેવ પણ નવ હોય છે, અને તેઓ શ્વેતવર્ણા હોય છે.

મારાપછી અયોધ્યામાં જિતશત્રુરાજા અને વિજયા રાણીના પુત્ર બીજા **અજિતનામા** તીર્થંકર થશે. તેમનું બોતેરલાખ પૂર્વનું આયુષ્ય સુવર્ણના જેવી કાન્તી અને સાડાચારસેં ધનુષ્યની કાયા અને પૂર્વાંગઉણા લક્ષ પૂર્વની દિક્ષાપર્યાયવાળા થશે. મારા અને અજિતનાથના નિર્વાણકાળમાં પચાસ લાખ કોટી સાગરોપમનું અંતર છે.

શ્રાવસ્તિ નગરીમાં જિતારી રાજા અને સેના રાણીના પુત્ર ત્રીજા **સંભવ** નામે તીર્થંકર થશે. તેમના સુવર્ણના જેવો વર્ણ, સાઠલાખ પૂર્વનું આયુષ્ય, અને ચારસેં ધનુષ્યની કાયા થશે તેઓ ચાર પૂર્વાંગેહીન લાખપૂર્વ દીક્ષાપર્યાય પાળશે, અજિતનાથ અને તેમના નિર્વાણ વચ્ચે ત્રીસલાખ ક્રોડ સાગરોનું અંતર થશે.

વિનિતાપુરીમાં સંવર રાજા અને સીદ્ધાર્થા રાણીના પુત્ર ચોથા **અભિનંદન** તીર્થંકર થશે તેમના પચાસ લાખ પૂર્વનું આયુષ્ય સાડા ત્રણસેં ધનુષ્યની કાયા અને સુવર્ણના જેવો વર્ણ થશે. તેમના દીક્ષાપર્યાય આઠ પૂર્વાંગે ન્યૂન લાખ પૂર્વનો થશે. અને દશ લક્ષ ક્રોડ સાગરોપમનું અંતર.

વિનિતાપુરીમાં મેઘરાજા અને મંગલારાણીના પુત્ર **સુમતિ** નામે પાંચમા તીર્થંકર થશે તેમનો સુવર્ણ જેવો વર્ણ ચાલીસ પૂર્વ લક્ષ આયુષ્ય અને ત્રણસેં ધનુષ્યની કાયા થશે. વ્રત પર્યાય દ્વાદશ પૂર્વાંગે ઉણા લાખ પૂર્વનો થશે અને અંતર નવલાખ કોટી સાગરોપમનું થશે.

કૌશંબી નગરીમાં ધરરાજા અને સુશીમાવેલીના પુત્ર **પદ્મપ્રભા** નામે છઠ્ઠા તીર્થંકર થશે. તેમનો રક્તવર્ણ ત્રીશ લક્ષપૂર્વ આયુષ્ય અને અઢીસેં ધનુષ્યની કાયા થશે તેમનો વ્રત પર્યાય સોળ પૂર્વાંગે ન્યૂન લાખ પૂર્વ અને અંતર નેવું હજાર કોટી સાગરોપમનું થશે.

વારાણસી નગરીમાં પ્રતિષ્ટ રાજા અને પૃથ્વી રાણીના પુત્ર **સુપાર્શ્વ** નામે સાતમા તીર્થંકર થશે તેમની સુવર્ણકાંતિ વીસલાખ પૂર્વ આયુષ્ય, બસેં ધનુષ્યની કાયા દિક્ષાપર્યાય વીસ પૂર્વાંગે ન્યૂન લાખ પૂર્વનો અને નવ હજાર કોટી સાગરોપમનું અંતર.

ચંદ્રાનન નગરમાં મહાસેન રાજા અને લક્ષ્મણા રાણીના પુત્ર **ચંદ્રપ્રભા** નામે આઠમા તીર્થંકર થશે તેમનો શ્વેત વર્ણ, દશપુર્વ લક્ષ આયુષ્ય અને દોઢસો ધનુષ્યની કાયા તથા વ્રતપર્યાય

ચોવીસે પૂર્વાંગે હીન લક્ષ પૂર્વ અને નવસે કોટી સાગરોપમનું અંતર. કાકંદીનગરીમાં સુગ્રીવરાજા અને રામા દેવીના પુત્ર **સુવિધિ** નામે નવમા તીર્થંકર થશે તેમનો શ્વેતવર્ણ બે પૂર્વ લક્ષ આયુષ્ય અને એકસો ધનુષ્યની કાયા વ્રતપર્યાય અઠ્ઠાવીશ પૂર્વાંગે હીન લક્ષ પૂર્વ અને નેવું સાગરોપમ કોટીનું અંતર. ભદ્દીલપુરમાં દ્રઢરથ રાજા અને નંદાદેવીના પુત્ર શીતળ નામે દશમા તીર્થંકર થશે તેમનો સુવર્ણ વર્ણ, પૂર્વ લક્ષના આયુષ્યવાળા અને નેવું ધનુષ્યની કાયાવાળા થશે વ્રતપર્યાય પચીસ હજાર વર્ષનો અને નવસાગરોપમ કોટીનું અંતર થશે.

સિંહપુરમાં વિષ્ણુરાજા અને વિષ્ણુ દેવીના પુત્ર **શ્રેયાંસ**નામા અગીઆરમા તીર્થંકરની સુવર્ણ જેવી કાન્તિ એંશી ધનુષ્યનો કાયા ચોરાસીલાખ પૂર્વનું આયુષ્ય એકવીસ લાખ વર્ષનો વ્રતપર્યાય તથા છત્રીસ હજાર અને છાસઠ લાખ વર્ષે તથા સો સાગરોપમે ન્યુન એક ક્રોડ સાગરોપમનું અંતર થશે.

ચંપાપુરીમાં વાસુપૂજ્ય રાજા અને જયાદેવીના પુત્ર **વાસુપુજય** નામે બારમા તીર્થંકર થશે. તેમનો રક્તવર્ણ બોતેરલાખ વર્ષનું આયુષ્ય અને સીતેર ધનુષ્ય પ્રમાણ કાયા થશે. ચોપનલાખ વર્ષનો દિક્ષા પર્યાય અને ચોપન સાગરોપમનું અંતર કાંપિલપુર નામે નગરમાં કૃતવર્ય નામે રાજા અને શ્યામાદેવીના પુત્ર **વિમળ** નામે તેરમા તીર્થંકર થશે. તેમનું સાઠલાખ વર્ષનું આયુષ્ય સુવર્ણના જેવો વર્ણ અને સાઠ ધનુષ્યની કાયા તથા પંદર લાખ વર્ષ વ્રતપર્યાય અને ત્રીસ સાગરોપમનું અંતર. અયોધ્યા નગરીમાં સિંહસેન રાજા અને સુયશા દેવીના પુત્ર **અનંત**નામે ભગવાન

ચૌદમા તીર્થંકર થશે. તેમની સુવર્ણના જેવી કાન્તિ ત્રીસલાખ વરસ આયુષ્ય પચાસ ધનુષ્યની કાયા સાડાસાત લાખ વર્ષ દીક્ષા પર્યાય, અને નવ સાગરોપમનું અંતર.

રત્નપુરમાં ભાનુરાજા અને સુવ્રતા દેવીના પુત્ર **ધર્મ** નામે પંદરમા તીર્થંકર થશે તેમનો સુવર્ણ વર્ણ, દશ લાખ વર્ષનું આયુષ્ય, પીસતાલીસ ધનુષ્યની કાયા, અઢીલાખ વર્ષ દીક્ષા પર્યાય અને ચાર સાગરોપમનું અંતર.

ગજપુર નગરમાં વિશ્વસેન રાજા અને અચિરા દેવીના પુત્ર **શાંતિ** નામે સોળમા તિર્થંકર થશે તેમનો સુવર્ણ વર્ણ, આંઠલાખ વરશનું આયુષ્ય, ચાલીસ ધનુષ્યની કાયા, પચીસ હજાર વરસ દીક્ષા પર્યાય અને પુણાપલ્યોપમે ન્યુન ત્રણ સાગરોપમનું અંતર.

તેજ ગજપુરમાં સુર રાજા અને શ્રી દેવી રાણીના **કુંથું** નામે સત્તરમા તીર્થંકરનો સુવર્ણ વર્ણ પંચાણુ હજાર વરસ આયુષ્ય, પાંત્રીસ ધનુષ્યની કાયા, દીક્ષા પર્યાય ત્રેવીસ હજાર અને સાડાસાતસે વર્ષ અને અર્ધપલ્યોપમનું અંતર.

તે ગજપુરમાં સુદર્શન રાજા અને દેવી રાણીના અરનાથ પુત્રનો સુવર્ણ વર્ણ ચોરાશી હજાર વર્ષનું આયુષ્ય, ત્રીસ ધનુષ્યની કાયા, વ્રત પર્યાય એકવીસ હજાર વર્ષ અને એક હજાર ક્રોડ વર્ષે ન્યુન પલ્યોપમના ચોથા ભાગનું અંતર.

મિથિલા નગરીમાં કુંભરાજા અને પ્રભાવતી દેવીના પુત્ર **મલ્લીનાથ** નામે ઓગણીસમા તીર્થંકર થશે તેમનો નીલવર્ણ પંચાવન હજાર વરસનું આયુષ્ય, પચીસ ધનુષ્યની કાયા, દીક્ષા

પર્યાય વીસહજાર નવસો વર્ષ; અને એક હજાર કોઠીનું અંતર

રાજગ્રહી નગરમાં સુમીત્ર રાજા અને પદ્માદેવીના પુત્ર **મુનિસુવ્રત** નામે વીસમા તીર્થંકર થશે તેમનો કૃષ્ણવર્ણ ત્રીસહજાર વર્ષનું આયુષ્ય વીસ ધનુષની કાયા, દીક્ષા પર્યાય સાડા સાત હજાર અને ચોપન લાખ વરસનું અંતર.

મિથિલા નગરીમાં વિજય રાજા અને વપ્રાદેવીના પુત્ર **નમી** નામે એકવીસમા તીર્થંકર સુવર્ણ જેવા વર્ણવાળા થશે તેમનું દસ હજાર વરસનું આયુષ્ય, પંદર ધનુષ્યની કાયા દીક્ષા પર્યાય અઢીં હજાર વરસ અને છ લાખ વરસનું અંતર.

સૈરીપુરમાં સમુદ્રવિજય રાજા અને શીવાદેવીના પુત્ર **નેમિ** નામા બાવીસમા તીર્થંકર થશે તેમનો શ્યામ વર્ણ હજાર વર્ષનું આયુષ્ય દશ ધનુષ્યની કાયા દીક્ષા પર્યાય સાતસો વરસ, પાંચ લાખ વરસનું અંતર.

વહાણશી ( કાશી ) નગરીમાં અશ્વસેન રાજા અને વામારાણીના પુત્ર ત્રેવીસમા તીર્થંકર **વિશ્વનાથ** થશે તેમનો નીલવર્ણ સો વર્ષ અને ગ્યાસી હજાર સાડાસાતસો વર્ષનું અંતર.

ક્ષત્રીયકુંડ નગરમાં સિદ્ધાર્થ રાજા અને ત્રીસલા દેવીના પુત્ર **મહાવીર** નામે ચોવીસમા તીર્થંકર થશે તેમનો સુવર્ણ વર્ણ, બોતેર વરસનું આયુષ્ય અને સાત હાથની કાયા દિક્ષા પર્યાય બેતાલીસ વર્ષ અને અઢીસેં વરસનું અંતર.

વળી હે ભરત તમે જેમ મારા વખતમાં થયા તેમ અયોધ્યા નગરીમાં અજીતનાથના વખતમાં **સગર** નામે બીજા ચક્રવર્ત્તી

થશે, તે સુમિત્ર રાજા અને યસોમતિ રાણીના પુત્ર તેમની સાડા-ચારસેં ધનુષની કાયા અને બોતેર લાખ પૂર્વનું આયુષ થશે.

શ્રાવસ્તી નગરીમાં સમુદ્રવિજય રાજા અને ભદ્રા રાણીના પુત્ર **મધવા** નામે ત્રીજા ચક્રી થસે તેમની સાડી ચાલીસ ધનુષ્યની કાયા અને પાંચ લાખ વરસનું આયુષ્ય.

હસ્તીનાપુરમાં અશ્વસેન રાજા અને સહેદેવી રાણીના પુત્ર **સનત્ કુમાર** નામે ચોથા ચક્રવર્તી, ત્રણલાખ વર્ષના આયુષ્યવાળા અને સાડી ઓગણચાલીસ ધનુષની કાયાવાળા થશે. ધર્મનાથ અને શાંતિનાથના અંતરમાં એ બે ચક્રીઓ ત્રીજા દેવલોકમાં જનારા થશે.

**શાંતિનાથ કુંથુંનાથ** અને **અરનાથ** એ ત્રણ તો અરિ-હંતજ ચક્રવર્ત્તી થશે

ત્યાર પછી **હસ્તિનાપુરમાં** કૃતવીર્ય રાજા અને તારા રાણીના પુત્ર **સુભુમ** નામે આઠમા ચક્રવર્ત્તી થશે તેમનું સાઠ હજાર વરસનું આયુષ્ય અને અઠ્ઠાવીસ ધનુષ્યની કાયા થશે તે અરનાથ અને મલ્લીનાથના અંતરમાં થશે અને સાતમી નરકે જશે તે પછી વરાણસી નગરમાં પદ્મોત્તર રાજા અને જવાલા રાણીના પુત્ર **પદ્મ** નામે નવમા ચક્રવર્ત્તી થશે તેમનું ત્રીસ હજાર વર-સનું આયુષ્ય અને વીસ ધનુષ્યની કાયા થશે.

કાંપિલ્યપુરમાં મહાહરી રાજા અને મેરાદેવીના પુત્ર **હરિ-ષેણ** નામે દશમા ચક્રી દશ હજાર વરસના આયુષ્યવાળા અને પંદર ધનુષ્યની કાયાવાળા થશે એ બન્ને ચક્રવર્તી મુનિસુવ્રત અને નેમીનાથ પ્રભુના સમયમાં થશે.

રાજગ્રહ નગરમાં વિજયરાજા અને વપ્રાદેવીના પુત્ર જય નામે અગીઆરમા ચક્રવર્તી થશે તેમનું ત્રણ હજાર વરસનું આયુષ્ય અને બાર ધનુષ્યની કાયા થશે. તે નમીનાથ અને નેમીનાથના અંતરમાં થશે.

છેલ્લા કાંપિલ્ય નગરમાં બ્રહ્મ રાજા અને ચુલણી રાણીના પુત્ર બ્રહ્મદત્ત નામે બારમા ચક્રવર્તી નેમિનાથ અને પાર્શ્વનાથ સ્વામીના અંતરમાં થશે તેમનું સાતસો વરસનું આયુષ્ય અને સાત ધનુષ્યની કાયા થશે અને તે રૌદ્રધ્યાનથી સાતમી નારકીમાં જશે.

વળી હે ભરત ! પોતનપુર નગરમાં ત્રિપૃષ્ટ નામે વાસુદેવ પ્રજાપતિ રાજા અને મૃગાવતી રાણીના પુત્ર એંસી ધનુષ્યની કાયાવાળા થશે. શ્રેયાંસ જિનેશ્વર પૃથ્વીમાં વિચરતા હશે તે વખતે ચોરાસી લાખ વરસનું આયુષ્ય ભોગવી તે છેલ્લી નરકે જશે.

દ્વારિકા નગરીમાં બ્રહ્મરાજા અને પદ્માદેવીના પુત્ર દ્વિપૃષ્ટ નામે બીજા વાસુદેવ થશે તેમની સીતેર ધનુષ્યની કાયા અને બોતેર લાખ વરસનું આયુષ્ય થશે તે વાસુપૂજ્ય જિનેશ્વર વિહાર સમયમાં થઇને અંતે છઠ્ઠી નારકીએ જશે.

દ્વારિકામાં ભદ્રરાજ અને પૃથ્વીદેવીના પુત્ર સ્વયંભુ નામે ત્રીજા વાસુદેવ સાઠ ધનુષ્યની કાયાવાળા સાઠ લાખ વરસના આયુષ્યવાળા અને વિમળપ્રભુના સમયમાં થશે તે છઠ્ઠી નારકીએ જશે.

તેજ દ્વારિકા નગરીમાં પુરૂષોતમ નામે ચોથા વાસુદેવ સોમરાજા અને સીવાદેવીના પુત્ર થશે. તેમની પચાસ ધનુષ્યની કાયા થશે. અને ત્રીસ લાખ વરસનું આયુષ્ય ભોગવી અનંતનાથ પ્રભુના સમયમાં છઠ્ઠી નારકીએ જશે.

અશ્વપુર નગરમાં શિવરાજ અને અમૃતાદેવીના પુત્ર **પુરૂષસિંહ** નામે પાંચમા વાસુદેવ ચાલીસ ધનુષ્યની કાયા અને દશ લાખ વરસના આયુષ્યવાળા ધર્મનાથ તીર્થંકરના સમયમાં આયુષ્ય પૂર્ણ કરી છઠ્ઠીએ નારકીએ જશે.

ચક્રપુરી નગરમાં મહાશિર રાજા અને લક્ષ્મીવતીના પુત્ર **પુરૂષપુંડરીક** નામે છઠ્ઠા વાસુદેવ ઓગણત્રીસ ધનુષ્યની કાયા અને પાંસઠ હજાર વર્ષના આયુષ્યવાળા થશે તથા તે અરનાથ અને મલ્લિનાથના અંતરમાં આયુષ્ય પૂર્ણ કરી છઠ્ઠી નરકે જશે.

કાશી નગરમાં અગ્નિસિંહ રાજા અને શેખવતી રાણીના પુત્ર **દત્તનામે** સાતમા વાસુદેવ છવીસ ધનુષની કાયા અને છપ્પન હજાર વરસના આયુષવાળા થશે અને તે પણ અરનાથ અને મલ્લીનાથના અંતરમાંજ આયુષ પૂર્ણ કરી પાંચમી નરકે જશે.

અયોધ્યા (રાજગૃહ)માં દશરથ રાજા અને સુમિત્રા રાણીના પુત્ર **લક્ષ્મણ** (નારાયણ) નામે આઠમા વાસુદેવ થશે તેમની સોળ ધનુષ્યની કાયા અને બાર હજાર વરસનું આયુષ થશે. મુનિસુવ્રત અને નમિતીર્થંકરના અંતરમાં આયુષ પૂર્ણ કરી ચોથી નરકે જશે.

મથુરા નગરીમાં વસુદેવ અને દેવકીજીના પુત્ર **કૃષ્ણ** નામે નવમા વાસુદેવ દશ ધનુષની કાયા અને એક હજાર વરસના આયુષવાળા થશે, તેઓ નમીનાથ પ્રભુના સમયમાં આયુષ પૂર્ણ કરી ત્રીજી નરક ભૂમિમાં જશે.

વળી હે ભરત ! ભદ્રનામની માતાથી **અચળ** નામે પેહેલા બળદેવ પંચાશી લાખ વરસના આયુષવાળા સુભદ્રા માતાથી વિજયનામે બીજા બળદેવ પંચોતેર લાખ વરસના આયુષ

વાળા થશે. સુપ્રભા માતાથી **ભદ્ર** નામે ત્રીજા બળદેવ પાંસઠ લાખ વરસના આયુષવાળા થશે, સુદર્શના માતાથી **સુપ્રભ** નામે ચોથા બળદેવ પંચાવન લાખ વરસના આયુષવાળા થશે, વિજયા માતાથી સુદર્શન નામે પાંચમા બળદેવ સત્તરલાખ વરસના આયુષવાળા થશે, વૈજયંતી માતાથી **આનંદ** નામે છઠ્ઠા બળદેવ ચાશી હજાર વરસના આયુષવાળા થશે જયંતી માતાથી **નંદન** નામે સાતમા બળદેવ પચાસ હજાર વરસના આયુષ વાળા થશે, કૌશલ્યા માતાથી **પદ્મ** (રામચંદ્ર નામે આઠમા બળદેવ પંદર હજાર વરસના આયુષવાળા થશે રોહીણી માતાથી **રામ** (બળભદ્ર) નામે નવમા બળદેવ બારસેં વરસના આયુષવાળા થશે.

એ નવ બળદેવોમાં આઠ મોક્ષે જશે અને નવમો બળદેવ બળભદ્ર પાંચમા દેવલોક જશે અને ત્યાંથી આવતી ઉત્સર્પિણીમાં આજ ભરતક્ષેત્રમાં અવતરી કૃષ્ણ નામે પ્રભુના તીર્થમાં સિદ્ધ થશે. અશ્વગ્રીવ, તારક, મેરૂક, મધુ, નિષંભ, બળિ, પ્રલ્હાદ, રાવણ અને જરાસંઘ એ નવ પ્રતિ વાસુદેવ થશે. તેઓ ચક્રના શસ્ત્રવાળા હોય છે, તેમને તેમનાજ ચક્રથી વાસુદેવા મારી નાંખશે.

એ સાંભળી ભરતચક્રી બોલ્યા હે પ્રભુ ! આ સભામાં કોઇ તીર્થંકરનો જીવ છે? ભગવાને કહ્યું તમારો પુત્ર મરિચી જે ત્રિદંડીપણે છે. તે પ્રથમ ત્રિપુષ્ટ વાસુદેવ થશે, પછી પ્રિયમિત્ર ચક્રવર્ત્તિ થશે. અને પછી ઘણોકાળ સંસારમાં ભ્રમણ કરી માહાવીર સ્વામી નામે ચોથા તીર્થંકર થશે એ સાંભળી ભરતે ઉઠી તે ભવિષ્યમાં તીર્થંકર થવાના છે તેથી તેમને વાંદ્યા ત્યાર પછી અયોધ્યામાં ગયા.

ભરતના પુત્ર મરિચીએ પોતાનું કુળ ઘણું ઉચું છે. એમ ઘણા હર્ષ સાથે ગર્વ કર્યો તેથી નિચ ગોત્ર બાંધ્યું.

એક દિવસે ભગવાન પુંડરીક વગેરે ગણધરો સાથે શત્રુંજય પર્વત ઉપર પધાર્યા, ત્યાં દેવતાએ સમવસરણ રચ્યું, પ્રભુએ ઉપદેશ આપવા માંડ્યો પ્રથમ પોરસી પુરી થયે પ્રભુ દેવછંદમાં જઈ બેઠા. એટલે પુંડરીક ગણધરે પાદપીઠ ઉપર બેસી બીજી પોરસી પુરી થતા સુધી ઉપદેશ આપ્યો, પછી ભગવાને વિહાર કર્યો, અનુક્રમે પુંડરિક ગણધરો કોટી મુનિ સહિત શુભ ધ્યાનથી કર્મ ખપાવી ચૈત્ર સુદી પુનેમને દિવસે કેવળજ્ઞાન પામ્યા. શુકલ ધ્યાનને ચોથા પાયે રહેલા તે અયોગીઓ બાકી રહેલા અઘાતી કર્મનો ક્ષય કરી મોક્ષપદ પામ્યા ત્યારથી એ પર્વત પ્રથમ તીર્થરૂપ થયો એ પર્વત ઉપર ભરત મહારાજાએ એક રત્નશિલામય ચૈત્ય કરાવ્યું અને તેમાં પુંડરીકજીની પ્રતિમા સહિત શ્રી ઋષભદેવ ભગવાનની પ્રતિમા સ્થાપન કરી.

હવે ભગવાનને જૂદા જૂદા દેશમાં વિહાર કરતાં ચોરાસીહજાર સાધુ, ત્રણ લાખ સાધવિઓ, ત્રણલાખને પચાસહજાર શ્રાવક, પાંચલાખ ચોપનહજાર શ્રાવિકાઓ, ચારહજાર સાતસો પચાસ ચૌદ પૂર્વી, નવહજાર અવધિજ્ઞાની, વીસહજાર કેવળી, વીસહજાર છસેં વૈક્રિય લબ્ધિવાળા, બારહજારને સાડાછસેં મનઃપર્યવ જ્ઞાની, તેટલાજ વાદી, અને બાવીસ હજાર અનુત્તર વિમાનવાસી મહાત્માઓ એટલો પરિવાર થયો એ પ્રમાણે ચતુર્વિધ સંઘની પ્રભુએ સ્થાપના કરી.

હવે દિક્ષા સમયથી લક્ષ પૂર્વક વર્ષ વ્યતિત થયાં તે સમયે

પોતાનો મોક્ષ કાળ જાણી પ્રભુ અષ્ટાપદે પધાર્યા. ત્યાં દશ હજાર મુનિઓ સાથે પ્રભુએ છ ઉપવાસ કરીને પાદોપગમન અનશન શરૂ કર્યું. આ વૃત્તાંત સાંભળી ભરત મહારાજા અત્યંત શોકાતુર થયા અને આંખમાંથી આંસુ વરસાવતા પગે ચાલતા અષ્ટાપદે ગયા ત્યાં પ્રભુ પર્યંકાસને બેઠેલા હતા તેમને પ્રદક્ષિણા દઈ પડખે બેસી ઉપાસના કરવા લાગ્યા. આ વખતે ઇંદ્રોનાં આસન ચલિત થવાથી સઘળા ત્યાં આવ્યા. મહાત્મ પ્રભુ અનુક્રમે શુકલ ધ્યાનનો ચોથો પાયો ધ્યાવતા ત્રીજા આરાના નવ્વાણું પક્ષ બાકી રહ્યા હતા ત્યારે માહા વદી તેરશને પૂર્વાન્હે ચંદ્ર અભિચિ નક્ષત્રમાં આવે છતે મોક્ષ પામ્યા.

આ વખતે પાસે બેઠેલા ચક્રવર્ત્તી મૂર્છીત થઇ પૃથ્વી ઉપર પડયા એટલે ઇંદ્ર પણ રૂદન કરવા લાગ્યા અને તેમની પછવાડે સર્વ દેવતાઓ રૂદન કરવા લાગ્યા ત્યારથી મરણ પાછળ રૂદન કરવાનો પ્રચાર પ્રવર્ત્યો ઇંદ્રે બોધ આપી ભરત મહારાજાને શાંત કર્યા પછી ઇંદ્રે આજ્ઞા કરવાથી દેવતાઓ વનમાંથી ગોશીર્ષચંદનનાં કાષ્ટ લાવી પ્રભુના દેહને અગ્નિ સંસ્કાર કર્યો. પછી ક્ષીર સમુદ્રના જળવડે અગ્નિ શાંત કરી સૌધર્મે પૂજાને માટે પ્રભુની ઉપલી જમણી દાઢ ગ્રહણ કરી ઇશાનેંદ્રે ડાબી, ચમરેંદ્રે નીચલી જમણી અને બલીંદ્રે નીચલી દાઢ ગ્રહણ કરી બીજા ઇંદ્રોએ દાંત અને દેવતાઓએ અસ્થિ ગ્રહણ કર્યા કેટલાક શ્રાવકોના માગવાથી દેવતાઓએ અગ્નિ આપ્યો તે અગ્નિ લેનારા અગ્નિ હોમ બ્રાહ્મણો થયા. કેટલાક ચિતામાંથી ભસ્મ લઇ ચોળતા હતા ત્યાંથી ભસ્મ ભૂષણધારી તાપસો થયા પછી ચિતા

સ્થાને રત્નના સ્થુભ કરી દેવતાઓએ નંદીશ્વર દ્વીપે જઇ અઠ્ઠાઇ ઉત્સવ કર્યો ભરત મહારાજાએ સંસ્કાર પાસેની જમીન ઉપર વાર્દ્ધકી રત્ન પાસે સિંહ નિષધ્યા નામે પ્રસાદ ત્રણ ગાઉ ઉંચો કરાવ્યો તેમાં પ્રભુની પ્રતિમા સ્થાપન કરી પૂજા કરી ઘેર આવ્યા કેટલાક દિવસ ભરતરાજાએ શોકમાંજ નિર્ગમન કર્યા, પછી મંત્રી વગેરે પુરૂષોએ અનેક પ્રકારે સમજાવી રાજ્યકાર્યમાં પ્રવર્ત્તાવ્યા.

હવે પ્રભુના મોક્ષ પછી પાંચ લાખ પૂર્વ વ્યતિત થતાં એક દિવસ ભરત મહારાજા સર્વ અલંકારો પેહેરી પોતાના રત્ન જડિત આરીસા ભૂવનમાં ગયા ત્યાં પોતાના જેવડા આરીસામાં પોતાનું રૂપ જોવા લાગ્યા. ત્યાં પોતાની આંગળી કાન્તી રહિત લાગતાં જોયું તો આંગળીએથી મુદ્રિકા પડી ગયેલી દીઠી ત્યારે વિચાર્યું કે શું બીજાં પણ અંગો આભૂષણ વિના શોભા રહિત લાગતાં હશે ? એમ ધારી આભૂષણો એક પછી એક એમ સવ આભૂષણો ઉતારતાં પત્ર વગરના ઝાડની પેઠે સર્વ શરીર શોભા રહિત જણાવા લાગ્યું ત્યારે શરીરની નિંદા કરવા લાગ્યા કે અહેઃ મળમૂત્રથી ભરેલા આ શરીરને ધિક્કાર છે. જેઓ વિષયથી વિ-રાગ પામીને મોક્ષ ફળને આપનારા તપ તપે છે તે પુરૂષોજ આ શરીરનું ફળ ગ્રહણ કરે છે. એમ વિચાર કરતાં શુકલ ધ્યાનથી ક્ષપક શ્રેણીએ ચઢી ઘાતિ કર્મનો ક્ષય થતાં કેવળજ્ઞાન થયું તત્કાળ ઇંદ્રનું આસન ચલાયમાન થતાં ને ત્યાં આવી કહેવા. લાગ્યો કે હે કેવળજ્ઞાની તમે કેવળજ્ઞાન પામ્યા છો પરંતુ અદી-ક્ષિત હોવાથી અમારાથી વંદના થાય નહીં માટે યતિવેષ ધારણ કરો. પછી પંચમુષ્ટી લોચ કરી દિક્ષા અંગીકાર કરી એટલે ઇંદ્રે

તેમને વંદના કરી અને ભરતચક્રીના પુત્ર આદિત્ય યશાનો રાજ્યાભિષેક ઉત્સવ કર્યો.

કેવળજ્ઞાન પામ્યા પછી લાખ પૂર્વ પર્યંત વિહાર કરી પ્રતિબોધ કરતા ભરત મુનિએ એક દિવસ અષ્ટાપદ પર્વત ઉપર જઈ વિધિ સહિત ચતુર્વિધિ આહારનું પ્રત્યાખ્યાન કર્યું અને એક માસને અંતે ચોરાસી લાખ પૂર્વનું આયુષ પૂર્ણ કરી મોક્ષ પદને પામ્યા તે વખતે ઇંદ્રે તેમના નિર્વાણનો અઠ્ઠાઇ ઉત્સવ કર્યો.



# ૨ શ્રી અજિતનાથ ચરિત્ર.

જંબુદ્વીપના મધ્યભાગમાં જ્યાં પ્રાયે દુઃષમ સુખમા નામે ચોથા આરો નિરંતર વર્ત્તે છે. એવા મહાવિદેહ ક્ષેત્રની વત્સ નામે વિજયમાં સંપત્તિઓના ભંડારરૂપ સુસીમા નામે નગરી હતી, તેમાં વિમલવાહન નામે રાજા રાજ્ય કરતો હતો. તેને એક દિવસ વૈરાગ્યવાસના ઉત્પન્ન થઇ કે અહો ! લાખો યોનીરૂપ મહાબળમાં પડવાના કલેશથી ભયંકર એવા આ સંસારરૂપ સમુદ્રને ધિક્કાર છે. જન્મ મરણનાં અત્યંત દુઃખોથી આ સંસારમાં કોઇ પણ પ્રકારે સુખ નથી. આયુષ નાશવંત છે, તેનો કેટલોક ભાગ બાળપણમાં અણુસમજમાં ચાલ્યો જાય છે. યૌવનવય ઇંદ્રિઓના લોલુપપણામાં વ્યર્થ જાય છે. અને વૃદ્ધાવસ્થામાં અશક્તપણાને લીધે ધર્મ સાધન થઇ શકતું નથી. એમ આખું જીવિત ધર્મારાધનવિના વ્યર્થ જાય છે, એવી રીતે તે પોતાના મનમાં ચિંતવતો હતો તેવામાં શ્રી અરિંદમન આચાર્ય ઉદ્યાનમાં આવી સમોસર્યાના સમાચાર સાંભળ્યા. આ સમાચારથી રાજાને અત્યંત હર્ષ થયો અને અને ચતુરંગી સૈન્યાસહિત મોટા આડંબરથી સુરીને વાંદવા ગયો. ત્યાં જઇ ભક્તિપૂર્વક પ્રણામ કરી દેશના સાંભળવા બેઠો દેશનાને અંતે વિમલવાહન રાજા સૂરીશ્વરને પૂછવા લાગ્યો કે મહારાજ આપને આ સંસારથી કેમ વૈરાગ્ય ઉત્પન્ન થયો તે કૃપા કરીને કહો–સૂરિ બોલ્યા હે રાજા ! હું જ્યારે ગૃહસ્થાવાસમાં હતો ત્યારે એક વખત ચતુરંગી સેના સાથે દિગ્‌વિજય કરવા નીકળ્યો.

ત્યારે ફલ ફુલોથી ભરપુર એક બગીચો મારા જોવામાં આવ્યો. પછી જ્યારે દિગ્વિજય કરીને પાછો આવ્યો ત્યારે તેજ બગીચો સુકાઇ ગયેલો અને ભાગી ગયેલો મારા જોવામાં આવ્યો આ ઉપરથી મેં વિચાર્યું કે આ બગીચાની પેઠે સંસારી જીવોની પણ સ્થિતિ થવાની છે, એમ ધારી મેં મહામુની પાસે વ્રત ગૃહણ કર્યું.

એ સાંભળી રાજા દિક્ષા લેવાનો નિશ્ચય કરી ઘેર આવી પોતાના પુત્રને રાજ્ય સોંપી આચાર્ય સમીપે દિક્ષા લીધી. બાવીશ પરિસહોને સહન કરતાં શુદ્ધ ચારિત્ર વાળી અનેક પ્રકારનાં તપથી તીર્થંકર નામ કર્મ ઉપાર્જન કરી વિમલ વાહન મુનિ આયુષ પૂર્ણ થયે શુભ ધ્યાને કાળ કરી **વિજય** નામા અનુત્તર વિમાનને વિષે તેત્રીસ સાગરોપમના આયુષવાળા દેવતા થયા. તે વિમાનમાં દેવતાઓનું શરીર એક હાથનું હોય છે, તે હંમેશાં સુખ શય્યામાં પોઢયા રહે છે. શક્તિ છતાં પણ ઉત્તર વૈક્રિય નિર્માણ કરીને બીજે સ્થાને જતા નથી. તે આયુષના સાગરોપમની સંખ્યા જેટલા એટલે તેત્રીસ પખવાડીએ શ્વાસ લે છે, અને તેટલા હજાર એટલે તેત્રીસહજાર વરસે ભોજન લેછે. એવા સુખમાં તેત્રીસ સાગરોપમનું આયુષ પુર્ણ કરી વિમળ વાહનનો જીવ જંબુદ્વીપના ભરતક્ષેત્રમાં **વિનિતા** નામની નગરીમાં ઇક્ષ્વાકુવંશમાં **જિતશત્રુ** રાજાની **વિજયાદેવા** નામે રાણીની કુખે વૈશાખ સુદી ત્રીજને દિવસે રોહિણી નક્ષત્રને વિષે પુત્ર પણે ઉપન્યો તે સમયે નારકીના જીવોને પણ ક્ષણવાર સુખ થયું. રાણી વિજયાદેવીએ રાત્રિના ચોથા પહોરમાં હસ્તી, વૃષભ, કેસરીસિંહ, લક્ષ્મીદેવી, પુષ્પોની માળા, ચંદ્ર, સૂર્ય, ધ્વજ, પૂર્ણ કુંભ, પદ્મસરોવર, સમુદ્ર, વિમાન રત્નપુંજ, નિર્ધુમ

અગ્નિ એમ અનુક્રમે ચૌદ સ્વપ્ન પોતાના મુખમાં પ્રવેશ કરતાં જોયાં, તે વખતે ઇંદ્રે **અવિધિજ્ઞાન**થી અજિતનાથ પ્રભુનું ચ્યવન જાણી સિંહાસન ઉપરથી ઉઠી તીર્થંકર દિશા સન્મુખ સાત આઠ પગલાં ચાલી નમુથ્થુણુંથી પ્રભુની સ્તુતી કરી, પછી વિજયારાણી પાસે આવી સ્વપ્નના અર્થ કરી વિનીતા નગરીને ધન ધાન્યથી ભરપુર કરી નંદીશ્વર દ્વીપે જઇ અઠ્ઠાઇ ઉત્સવ કર્યા.

હવે તેજ રાત્રીએ જિતશત્રુ રાજાના નાનાભાઇ સુમિત્ર વિજયની રાણી યશોમતિએ પણ ચૌદ સ્વપ્નો જોયાં. બંન્ને રાણીઓએ સ્વપ્ન જોયા પછી વિશેષ રાત્રી જાગૃતપણે નિર્ગમન કરી, સવાર થતાં બન્ને રાણીએ સ્વપ્નનો વૃત્તાંત પોતપોતાના પતિઓને કહ્યા પછી રાજાએ સુપન પાઠકોને તેડાવી સ્વપ્નના અર્થ પૂછયા.

સુપનપાઠક કહેવા લાગ્યા કે હે રાજા! શાસ્ત્રીમાં બોતેર સ્વપ્ન કહ્યાં છે. તેમાં ત્રીસ સુપન ઉત્કૃષ્ટ કહ્યાં છે. તેત્રીસમાંના આ ચૌદ સ્વપ્ન કહેવાય છે. અને જ્યારે તીર્થંકર અથવા ચક્રવર્તી ગર્ભમાં આવે ત્યારે તેમની માતા જુએ છે તેમાંનાં સાત વસુદેવની માતા જુએ છે, ચાર બલભદ્રની માતા જુએ અને એક મંડલેશ્વરની માતા જુએ છે. હે વિજયા માતા તમારા પુત્ર તીર્થંકર થશે અને હે યશોમતિ માતા તમારા પુત્ર ચક્રવર્તી થશે. આ સાંભળી બંને રાણીએ સંતુષ્ટ થઇ સુપન પાઠકોને વિદાય કર્યા.

અનુક્રમે નવ માસ અને સાડા આઠ દિવસ વ્યતિત્ થયે. મહા સુદી આઠમને દિવસે રોહિણી નક્ષત્રમાં ચંદ્રમાનો યોગ આવે થકે વિજયારાણીએ ગજ લંછનવાળા પુત્રને જન્મ આપ્યો, તે સમયે ઋષભદેવ ભગવાનની પેઠે દેવ દેવીઓએ સૂતિકા કર્મ

કરી અઠ્ઠાઈ ઉત્સવ કર્યો તેજ રાત્રીએ યશોમતિ ( વૈજયંતિ ) એ પણ પુત્રને જન્મને આપ્યો. સવાર થતાં આખા નગરમાં ઘેર ઘેર ઓચ્છવ થવા લાગ્યા અને મંગળ ગીત થવા લાગ્યાં.

જ્યારે વિજયા દેવી ગર્ભ સહિત હતાં તે વખતે રાજા સાથે પાસા રમતાં રાજાથી જિતાયાં નહીં તે હકીકત યાદ કરી રાજાએ પુત્રનું **અજિત** એવું નામ પાડયું. અને ભાઈનું નામ **સગર** પાડયું.

અનુક્રમે બંને ભાઇઓ અનેક ધાવ માતાઓથી પાલન થતા બીજના ચંદ્રની માફક વધવા લાગ્યા યોગ્ય વય થતાં તેમને સારા પંડિતો પાસે ભણવા મૂકયા. અલ્પ સમયમાં સર્વ શાસ્ત્રના પારંગામી થયા, તેમજ પુરૂષની બોતેર કળાઓ શીખ્યા, ક્ષત્રીઓને લાયક યુદ્ધ કળામાં પણ તે પ્રવીણ થયા. એવી રીતે બાળ વયમાં શાસ્ત્રનો અભ્યાસ કરી યોવન વય થતાં સેંકડો રાજ કન્યાઓ જિતશત્રુએ અજિતકુમારને પરણાવી. પ્રભુએ પણ ભોગ કર્મ ફળને જાણી તે સઘળું સ્વીકાર્યું.

હવે જિતશત્રુ રાજાએ પોતાનું અઢાર લાખ પૂર્વ વર્ષ આયુષ વ્યતિત થયેલું જાણી ચારિત્ર લેવાનો વિચાર અજિત કુમારને જણાવ્યો અજિતનાથે કહ્યું હે તાત ! એ તમને યુક્ત છે, ભોગ ફળ કર્મરૂપ વિઘ્ન ન હોય તો મારે પણ તે આદરવું યુક્ત છે. વિવેકી પુરૂષો બીજા કોઇને વ્રત આદરવામાં યુક્ત થતા નથી તો હે પૂજ્ય પિતાજી હું વિઘ્નકારી કેમ થાઉ ? પરંતુ મારી એટલી પ્રાર્થના છે કે મારા કાકા રાજ્યધારી થાઓ. તે સાંભળી સુમિત્ર વિજયે પણ ભાઇની સાથે દિક્ષા લેવાનું જણાવ્યું ત્યારે અજિતકુમારે કહ્યું હે લઘુ તાત ! જો આપ રાજ્ય ગ્રહણ કરવાને

ઇચ્છતા ન હોતો અમારા સુખને માટે ભાવ યતિ થઇને ઘરમાં રહો, પછી સુમિત્રવિજય સાક્ષાત્ તિર્થંકર અજિતસ્વામીનો આગ્રહ જાણી તેમનું વચન માન્ય કર્યું અને જિતશત્રુ રાજા ચારિત્ર લઇ અખંડિત વ્રતનું પાલન કરી કેવળજ્ઞાન પામી મોક્ષ પદને પ્રાપ્ત થયા.

હવે અજિતનાથ પ્રભુએ રાજ્ય પાળતાં ત્રેપન લાખ પૂર્વ સૂખે નિર્ગમન કર્યા એક દિવસ એકાંતમાં બેસી પોતે ચિંતવવા લાગ્યા કે હવે મારાં ઘણાં ખરાં ભોગ ફળ કર્મ ભોગવાઈ ગયેલાં છે તો હવે મારે સ્વકાર્યમાં વિમુખ થઇ રહેવું ન જોઇએ એમ ચિંતાતુર થયેલા જાણી લોકાંતિક દેવતાઓ ત્યાં આવી કહેવા લાગ્યા કે હે પ્રભુ ! આપ સ્વયંબુદ્ધ છો તેથી અમે કાંઇ આપને બોધ કરવાને લાયક નથી પરંતુ યાદ આપીએ છીએ કે ધર્મ તીર્થ પ્રવર્ત્તાવો. એમ કહી પોતાને સ્થાનક ગયા. પ્રભુએ સગરકુમારને બોલાવી પોતાની ઇચ્છા જણાવી, અને કહ્યું કે તમે આ રાજ્ય ગ્રહણ કરો સગર કુમારે પ્રભુની આવી આજ્ઞાથી ખેદ પામી આંસું પાડતાં કહ્યું કે હે દેવ ! હું તો આપના ચરણમાંજ રહીશ આજ સુધી આપની પાસેથી હું ક્ષણ વાર પણ અળગો રહ્યો નથી. જેમ સંસારીપણામાં તમે રાજાને હું યુવરાજ તેમ તમે વ્રતધારી થશો તો હું તમારો શિષ્ય થઇશ પણ સ્વકાર્યમાં વિઘ્નરૂપ એવા રાજ્યને હું ગ્રહણ કરીશ નહીં, પછી પ્રભુએ કહ્યું કે હે વત્સ ! સંયમ લેવાને માટે હું નથી કહેતો પણ હજુ તમારાં ભોગ ફળ કર્મ બાકી છે. માટે તમે પણ મારી પેઠે ભોગ ફળ કર્મ ભોગવીને દીક્ષા લેજો અને હાલ તો તમે

આ રાજયને ગ્રહણ કરો સગર કુમારને સ્વામીનો વિરહ દુઃસહ લાગ્યો પરંતુ આજ્ઞા ભંગની બીકથી પ્રભુની આજ્ઞા સ્વીકારી.

પછી સગર કુમારને રાજ્યાભિષેક કરી પ્રભુએ સંવત્સરી દાન આપવાનો આરંભ કર્યો તે અવસરે ઇંદ્રે આજ્ઞા કરેલા અને કુબેરે પ્રેરેલા તિર્યંક જૃંભક નષ્ટ થએલા, સ્વામિ વિનાના પર્વતની ગુફાઓમાં અને જમીનમાં ડટાઇ રહેલાં ધન ઉપાડી લાવી નગરના ચોકમાં ત્રીકમાં અને રસ્તાઓમાં મોટા ઢગલા કર્યા તેમાંથી ભગવાને દરરોજ એક ક્રોડને આઠ લાખ સોનઇયા દાન આપતાં એક વરસમાં ત્રણસેં અઠયાસી ક્રોડને એંસી લાખ સોનઇયા દાન આપ્યા. વાર્ષિક દાનને અંતે ઇંદ્રનું આસન ચલાયમાન થવાથી અવધિજ્ઞાનવડે પ્રભુનો દીક્ષા અવસર જાણી સામાનિક દેવતાઓની સાથે ત્યાં આવ્યો તે વખતે બીજા ઇંદ્રો પણ તેવી જ રીતે ત્યાં આવ્યા અને સગરાદિક નરેંદ્રો તથા સર્વ દેવેંદ્રોએ મળી પ્રભુનો દીક્ષાભિષેક કર્યો, નગરમાં ઘેર ઘેર મંગળ ગીત થવા લાગ્યાં સેંકડો દેવીઓ અંતરિક્ષ રહી પ્રભુની આગળ નાટક કરવા લાગી વાજિંત્રના નાદથી આકાશ ગાજવા લાગ્યું. પછી પ્રભુ અલંકાર પેહેરી સુપ્રભા નામની શિબિકામાં આરૂઢ થઇ સહસામ્રવણ નામના ઉદ્યાનમાં આવી શિબિકામાંથી ઉતરી રત્નાલંકાર વગેરે સર્વ આભૂષણો ઉતાર્યા અને ઇંદ્રનું આપેલું દેવદુષ્ય વસ્ત્ર ધારણ કરી મહા શુદી બીજને દીવસે ચંદ્ર રોહિણી નક્ષત્રમાં આવે છતે સપ્તચ્છવૃક્ષ નીચે છઠ્ઠનો તપ કરીને સાયંકાળે પ્રભુએ પોતાની મેળે પોતાના સર્વ કેશનો પંચ મુષ્ટીએ લોચ કર્યો, કેશ ઇંદ્રે પોતાના વસ્ત્રના ખોળામાં લઇ ક્ષીર સમુદ્રમાં ક્ષેપન કર્યા પછી

પ્રભુએ વ્રત ઉચર્યું એટલે તરતજ તેમને મનઃપર્યવ જ્ઞાન ઉત્પન્ન થયું. તે વખતે ત્રણ જગતમાં ઉદ્યોત થયો અને નારકીના જીવોને ક્ષણવાર સુખ થયું. પછી ઇંદ્રે તથા સગર કુમારે ભગવાનની અતિ આહ્‌લાદપૂર્વક સ્તુતિ કરી. અને ઇંદ્ર દેવ સમૂહ સહિત નંદીશ્વર દ્વીપે ગયો ત્યાં જઇ પ્રભુના જન્માભિષેકના કલ્યાણકની પેઠે શાશ્વત્ અર્હત્ પ્રતિમાઓનો અઠ્ઠાઇ ઉત્સવ કર્યો અને પ્રભુનું સ્મરણ કરતાં સર્વ દેવતાઓ પોતપોતાની સ્થાનકે ગયા સગર કુમાર પણ પ્રભુની સ્તુતિ કરી ઘેર આવ્યો બીજે દિવસે પ્રભુએ બ્રહ્મદત્ત રાજાને ઘેર ક્ષીરવડે છઠ્ઠ તપનું પારણું કર્યું, તે વખતે બ્રહ્મદત્ત રાજાને ઘેર દેવતાએ સાડી બાર ક્રોડ સોનઇયાની વૃષ્ટિ કરી.

ત્યાંથી ભગવાન વિહાર કરી પૃથ્વીતળને પાવન કરતા બાર વર્ષે પાછા સહસામ્રવણ નામના ઉદ્યાનમાં આવ્યા ત્યાં આવી સપ્તચ્છદ વૃક્ષ નીચે કાયોત્સર્ગે રહી પ્રભુ સાતમા **અપ્રમત્ત** ગુણ ઠાણને ભજવા લાગ્યા અનુક્રમે પ્રભુ બારમા ક્ષીણ મોહ ગુણઠાણે પહોંચ્યા એટલે તેમનાં સર્વ ઘાતી કર્મો ક્ષય પામી ગયાં અને પોસ શુદી અગિયારસને દિવસે રોહિણી નક્ષત્રે છઠ્ઠ તપ કર્યે છતે પ્રભુને ઉજ્વળ કેવળજ્ઞાન પ્રાપ્ત થયું.

તે વખતે ઇંદ્રનું આસન ચલાયમાન થવાથી પ્રભુનું કેવળજ્ઞાન જાણી ઇંદ્ર પરિવાર સહિત ત્યાં આવ્યો ક્ષણવારમાં તમામ દેવતાઓ એકઠા થઇ સમવસરણ રચ્યું એટલે પ્રભુ તીર્થાયનમઃ એ વાકયવડે તીર્થને નમસ્કાર કરી મધ્યના સિંહાસન ઉપર પૂર્વાભિમૂખે બેઠા એટલે વ્યંતરોએ ચાર દિશામાં પ્રભુના ચાર પ્રતિબિંબ વિકૃત કર્યા એટલે બાર પર્ષદા પોતપોતાને સ્થાન

બેસી ગઈ તેમાં સાધુ સાધવી અને વૈમાંનિકની દેવીઓએ ત્રણ પર્ષદા પૂર્વદ્વારથી પ્રવેશ કરીને અગ્નિખૂણામાં બેઠી તેમાં સાધુ આગળ બેઠા અને પેહેલી દેવીઓ તથા તેમની પાછળ સાધવીઓ ઉભી રહી ભુવનપતિ, વ્યંતર અને જયોતિષની દેવીઓએ ત્રણ પર્ષદાએ દક્ષિણ દ્વારથી પ્રવેશ કરીને નૈઋત્ય દિશામાં ઉભી રહી ભુવનપતિ જયોતિષી અને વ્યંતર દેવતાઓએ ત્રણ પર્ષદાઓ પશ્ચિમદ્વારથી પ્રવેશ કરી વાયવ્ય ખૂણામાં બેઠા વૈમાનિક દેવો મનુષ્યો અને મનુષ્યની સ્ત્રીઓ ઉત્તર દિશાથી પ્રવેશ કરી ઇશાન ખૂણે બેઠા.

પ્રભુએ દેશના દેવા માંડી દેશનામાં ભગવંતે ધર્મધ્યાનનું સ્વરૂપ સમજાવતાં અપાય વિચય, વિપાક વિચય, સંસ્થાન વિચયનું વ્યાખ્યાન સંભળાવ્યું.

સંસ્થાન વિચયાંતર્ગત જંબુદ્વીપની રચના, મેરૂ પર્વતનું સ્વરૂપ, લવણ સમુદ્ર ધાતકી ખંડ, આર્ય, અનાર્ય દેશોનું વર્ણન અંતરદ્વીપોનું વર્ણન નંદીશ્વર દ્વીપોનું વર્ણન, ઉર્ધ્વ લોકનું વર્ણન, વગેરે ભવ્યજીવોના હિતાર્થે કહી સંભળાવ્યું.

હવે અહીં સગર રાજાને આયુધશાળામાં ચક્રરત્ન ઉત્પન્ન થયું તેનો ઉત્સવ કરી છ ખંડ સાધ્યા અનુક્રમે સગર ચક્રવર્તીને જન્હુકુમાર વગેરે સાઠ હજાર પુત્રો થયા તે જ્યારે મોટા થયા ત્યારે પોતાના પિતાને કહેવા લાગ્યા કે હે પિતા ! અમને સ્વચ્છંદે વિહાર કરવાની આજ્ઞા આપો કારણ કે સઘળી પૃથ્વી આપે જીતી લીધી છે તો અમારે કોઇ ઠેકાણે સંગ્રામ કરવાનો બાકી રહ્યો નથી એ સાંભળી રાજાએ તેમને આજ્ઞા આપી એટલે

તેઓ એક સ્ત્રીરત્ન સિવાય ચક્રવર્તીનાં સઘળાં રત્નાં લેઈ ચાલ્યા રસ્તામાં ઘણા અપશુકન થયા ફરતા ફરતા અષ્ટાપદ પર્વતે ગયા, તે પર્વત ઘણો શ્રેષ્ટ જોઇ તેઓ વિચાર કરવા લાગ્યા જ્યારે દુઃષમ કાળ આવશે ત્યારે અવિચારી અને દુષ્ટ લોકોથી આ પર્વતનું રક્ષણ કરવાને આપણ તેની પછવાડે એક ખાઇ કરીએ એમ વિચારી દંડ રત્નથી એક હજાર જોજન ઉંડી ખાઇ કરી તે વખતે નાગકુમાર દેવતાઓનાં સ્થાન ભાંગવા લાગ્યાં ત્યારે તેમનો જ્વલનપ્રભ નામે ઇંદ્ર કોપાયમાન થઇ જન્હુકુમાર વગેરેને આવી કહેવા લાગ્યો કે તમો ઉન્મત થઇ આ ઘણું અઘટિત કાર્ય કરો છો ત્યારે તેઓએ કહ્યું કે હે નાગરાજ ! તમારા સ્થાનોનો ભંગ કરવા અમે આ કાર્ય નથી કરતા પરંતુ આ પર્વતના રક્ષણ માટે કરીએ છીએ માટે માફ કરશો એવું કહેવાથી તે નાગરાજ પોતાના સ્થાને ગયો પછી તે કુમારોએ તે ખાઇ પાણીથી પુરવાને દંડરત્નવડે ગંગાનદીનો પ્રવાહ તેમાં વાળ્યો તેથી નાગકુમારોનાં સ્થાન પાણીથી ભરાઈ ગયાં આ બનાવથી જ્વલનપ્રભ અતિશે ક્રોધાયમાન થઇ ત્યાં આવી તેમનો તિરસ્કાર કરી કહેવા લાગ્યો કે હે સગરના પુત્રો તમે પિતાનાં વૈભવથી દુર્મદ થયેલા છો તેથી તમો શામને યોગ્ય નથી પરંતુ ગધેડાની પેઠે દંડનેજ યોગ્ય છો એકવાર તમારો અપરાધ અમે સહન કર્યો તો તમે ફરીથી કર્યો એમ કહી કે દૃષ્ટિ વિષય સર્પના તે રાજાએ પોતાની કોપાયમાન દૃષ્ટિવડે તે સઘળા પુત્રોને એકે વખતે બાળીને ભસ્મ કરી નાંખ્યા.

આ સમાચાર સગર ચક્રવર્ત્તીએ સાંભળ્યા. ત્યારે અત્યંત

ખેદ કરવા લાગ્યો. તે વખતે ઇંદ્રે બ્રાહ્મણનું રૂપ ધરી ઘણો બોધ આપી સમજાવ્યો, પછી તે ગંગાનદીના પ્રવાહથી ઘણાં ગામ વગેરે ડુબી જવા લાગ્યાં ત્યારે લોકોની અતિશે બુમરાણથી પોતાના પૌત્ર ભાગીરથ પાસે તે ખાઇ કરાવી ગંગાનો પ્રવાહ સમુદ્રમાં વાળ્યો. ત્યાંથી પાછા આવતાં અજિતનાથ પ્રભુને જોયા. તેમને વંદન કરી પૂછ્યું કે હે ભગવંત કયા કર્મથી મારા પિતાઓ એકી સાથે મૃત્યુ પામ્યા ! ભગવંતે કહ્યું કે હે ભગીરથ ! એક વખત શ્રાવકોનો એક સંઘ જાત્રા કરવાને નીકળ્યો ત્યાં રાત્રે એક ગામમાં કોઇ કુંભારના ઘરપાસે ઉતારો કર્યો. ને ગામના લોક ચોર હતા. તેઓ આ સંઘને લુટવાથી પુષ્કળ ધન મળશે એમ ધારી લુટવાને તૈયાર થયા. તેમને કુંભારે સમજાવીને તેમ કરતાં અટકાવ્યા, તેથી તે સંઘ બચી ગયો, એક વખતે તે રાજાએ ચોર લોકોથી કંટાળી પોતાનું આખું ગામ બાળી મુકયું, તેથી સર્વ લોક બળી ગયા. ફક્ત પેલો કુંભાર ગામ ગયો હતો તેથી બચી ગયો. તે સર્વ લોક મૃત્યું પામીને વિરાટદેશમાં જન્મ્યા અને કુંભારનો જીવ તેમનો રાજા થયો, ત્યાંથી તે લોકો સંસારમાં ભમતા ભમતા તારા પિતાઓ થયા અને તું તેમનો પુત્ર થયો.

આ વૃત્તાંત સાંભળી ભગીરથી ઘેર આવ્યો તેને સગરચક્રવર્તીએ રાજ્યભિષેક કરી રાજય સોંપ્યું અને પોતે અજિતનાથ ભગવાન પાસે વ્રત અંગીકાર કર્યું અનુક્રમે ચારિત્ર પાળી કેવળ જ્ઞાન પામી મોક્ષે ગયા.

ભગવાન અજિતનાથ સ્વામીને પૃથ્વી ઉપર વિહાર કરતાં પંચાણું ગણધરો, એકલાખ મુનિ, ત્રણલાખ ત્રીસહજાર સાધ્વી,

ત્રણહજાર સાતસો ચૌદ પુર્વધારી, એક હજાર ચારસો પચાસ મનઃપર્યવજ્ઞાની, નવહજાર ચારસેં અવધિજ્ઞાની, બાવીસ હજાર કેવળી, બારહજાર ચારસો વાદી, વીસહજાર ચારસો વૈક્રિય લબ્ધિવાળા, બે લાખ અઠ્ઠાણું હજાર શ્રાવક, પાંચ લાખ પીસ્તાળીસ હજાર શ્રાવિકા એટલો પરિવાર થયો. દિક્ષા લીધા પછી એક પુર્વાંગ ન્યુન લક્ષ પુર્વ જતાં પોતાનો નિર્વાણ સમય જાણી પ્રભુ સમેતશિખર પર્વતે આવ્યા. ત્યાં બોતેર લાખ પુર્વનું આયુષ પૂર્ણ થતાં એક હજાર સાધુ સાથે ભગવાને પાદોપગમન અનશન શરૂ કર્યું. તે વખતે ઇંદ્રોનાં આસન ચલિત થવાથી ભગવાનનો નિર્વાણ સમય જાણી સઘળા ત્યાં આવી બેઠા. જ્યારે અનસનનો એક માસ પૂર્ણ થયો ત્યારે ચૈત્ર શુદી પાંચમને દિવસે ચંદ્ર મૃગશિર નક્ષત્રમાં આવે છતે ભગવાન નિર્વાણ પામ્યા. પ્રભુને અઢાર લાખ પૂર્વ કુમાર અવસ્થામાં, ત્રેપન લાખ પૂર્વ ઉપર એક પૂર્વાંગ વર્ષ રાજ્ય ચલાવ્યું. બાર વર્ષ છદ્મસ્થપણામાં અને એક લાખ પૂર્વમાં એક પુર્વાંગ અને બાર વર્ષ ન્યુન કેવળપણે વિચર્યા એમ બોતેર લાખ પુર્વ આયુષ્ય ભોગવીને ઋષભદેવ ભગવાનના નિર્વાણ પછી પચાસ લાખ કોડ સાગરોપમે અજિતનાથ પ્રભુ નિર્વાણ પામ્યા. દેવતાઓએ તેમના દેહને અગ્નિસંસ્કાર કરી નંદીશ્વર દ્વીપે અઠાઇ ઉત્સવ કર્યો.

# ૩ શ્રી સંભવનાથ ચરિત્ર.



ધાતકી ખંડના ઐરાવત ક્ષેત્રને વિષે ક્ષેમપરા નગરીને વિષે વિપુલવાહન નામે એક રાજા છે તેને એક રાણી છે. એક વખત તે રાજાના રાજ્યમાં મહા દુકાળ પડયો અને હજારો લોકો ભૂખથી મરી જવા લાગ્યા. જ્યાં ત્યાં ભૂખે મરતા માણસોના કોલાહલથી રાજાને બહુ ખેદ થયો, પોતાના છતાં ચતુર્વિધ સંઘનો ક્ષય થતો જોઇ દયાથી રાજાનું અંતઃકરણ પીંગળી ગયું અને રસોઈ-યાને આજ્ઞા કરી કે મારા વાસ્તે રાંધેલું અન્ન મુનિઓને વોહા-રાવવું અને બીજા અન્નથી શ્રાવકો જમાડવા. રાજાની આજ્ઞા થતાં રસોઇયા હમેશાં તે નવાં નવાં ભોજન બનાવી શ્રાવકોને જમા-ડવા લાગ્યા અને રાજા હમેશાં તેમની દેખરેખ રાખવા લાગ્યો આ પ્રમાણે જ્યાં સુધી દુકાળ રહ્યો ત્યાં સુધી ચતુર્વિધ સંઘની ભક્તિ કરવાથી રાજાએ તીર્થંકર નામ કર્મ ઉપાર્જન કર્યું.

એક વખત રાજા પોતાના મેહેલની અગાશીમાં બેઠો હતો તેવામાં આકાશમાં વાદળ ચઢી આવ્યું અને થોડીજ વારમાં તે પાછું વેરાઈ ગયું તે જોઇ રાજાને આ સંસારના સર્વ પદાર્થો અસાર જાણી વૈરાગ્ય ઉત્પન્ન થયો. અને પોતાના કુંવર વિમલ-કીર્ત્તિને રાજ્યનો ભાર સોંપી સ્વયંપ્રભ નામના આચાર્ય પાસે દિક્ષા લીધી. શુદ્ધ ચારિત્ર પાળી વીસ સ્થાનકનું આરાધન કરી તીર્થંકર નામ કર્મનું સારી રીતે પોષણ કર્યું આયુષ પૂર્ણ થતા મરણ પામી આનત નામના નવમા દેવલોકે પ્રાપ્ત થયા. ત્યાં

આયુષ પૂર્ણ કરી વિપુલ વાહનનો જીવ પૂર્વ ભરતાર્થમાં શ્રાવસ્તી નગરીમાં જિતારી રાજાની સેનાદેવી રાણીની કુક્ષિને વિષે ફાગણ શુદી આઠમને દિવસે મૃગશિર નક્ષત્રમાં ચંદ્રમાનો યોગ આવે છતે અવતર્યો. તે વખતે રાણીએ ચૌદ સ્વપ્ન જોયાં તે સઘળી હકીકત પ્રથમ પ્રમાણે જાણી લેવી. અનુક્રમે નવમાસ અને સાડા સાત દિવસ વ્યતિત થતાં માગશર શુદી ચૌદસને દિવસે ચંદ્ર મૃગશિર નક્ષત્રમાં આવતાં જરાયુ અને રૂધિર વગેરે દોષોથી વર્જિત અશ્વના લાંછનવાળા સુવર્ણવર્ણી પુત્રને સેનાદેવીએ જન્મ આપ્યો તે અવસરે નારકીના જીવોને ક્ષણવાર સુખ થયું. દેવતાઓનાં આસન ચલિત થયાથી અવધિજ્ઞાનવડે પ્રભુનો જન્મ થયો જાણી ત્યાં આવી સ્તુતિ કરી ભગવાનને મેરૂ ઉપર લઇ જઇ અભિષેક કર્યો પછી દેવીઓએ તેમનું સૂતિકા કર્મ કર્યું એ સઘળી હકીકત પૂર્વની પેરે જાણવી પ્રભુ જ્યારે ગર્ભમાં હતા ત્યારે શંબા (શીંગનું) ધાન્ય ઘણું થયું હતું તેથી રાજાએ તેમનું સંભવનાથ નામ પાડયું અનેક ધાત્રીઓથી લાલન પાલન કરાતા પ્રભુ યૌવન વય પામ્યા એટલે પીતાએ તેમને દેવકન્યાના જેવી હજારો રાજકન્યાઓ પરણાવી તેમની સાથે અનેક પ્રકારનાં સુખ ભોગવતાં પ્રભુને પંદર લાખ પૂર્વ નિર્ગમન થયાં તે વખતે જિતારી રાજાએ સંભવ પ્રભુને રાજ્ય સોંપી દીક્ષા લીધી પ્રભુને રાજ્ય કરતાં ચાર પૂર્વાંગ સહિત ચુંવાલીસ લાખ પૂર્વ ગયાં એવામાં એક દીવસ સંસારની અસારતા વિચારતાં લોકાંતિક દેવતાઓએ અવસર જાણી પ્રભુને વિનંતી કરી કે હે સ્વામી! તીર્થ પ્રવર્ત્તાવો પછી ભગવાને વરસીદાન આપી માગશર શુદી પુનેમને

દિવસે મૃગશિર નક્ષત્ર યોગે છઠ્ઠ તપને કરનારા પ્રભુએ દિક્ષા લીધી ઇંદ્રાદિક દેવતાઓ દિક્ષા મહોત્સવ કરી પોત પોતાને સ્થાનકે ગયા બીજે દીવસે પ્રભુએ તેજ નગરીમાં સુરેંદ્રદત્ત રાજાને ઘેર ક્ષીરથી પારણું કર્યું તે વખતે તેને ત્યાં દેવતાઓએ ધનની તથા પુષ્પની વૃષ્ટી કરી.

ત્યાંથી સંભવનાથ પ્રભુ અનેક ગ્રામ, દ્રોણ મુખ, નગર, ખાણ, કર્બટ, ખેટડંબ, પત્તન, વન અને બીજાં નવાં નવાં સ્થાનોમાં એકાગ્ર દૃષ્ટિ રાખી ચૌદ વરસ સુખ વિહાર કરતા સહુસામ્ર નામના વનમાં આવ્યા. ત્યાં આવી સાળ વૃક્ષ નીચે શુકલ ધ્યાનને બીજે પાયે વર્ત્તતા પ્રભુએ કાયોત્સર્ગ કર્યો ત્યાં છઠ્ઠ તપ સહિત કારતક વદી પાંચમને ચંદ્રમા મૃગશર નક્ષત્રમાં આવે છતે પ્રભુને કેવળજ્ઞાન થયું. ઇંદ્રોનાં આસનો ચલાયમાન થવાથી ત્યાં આવી સમવસરણની રચના કરી એટલે પ્રભુએ દેશના દીધી તે સર્વ વૃત્તાંત પૂર્વની પેરે જાણવો.

તે સંભવનાથ સ્વામીના તીર્થમાં ત્રિમુખ નામે યક્ષ અને દુરિતારી નામે શાસનદેવી ઉત્પન્ન થયાં તથા વિહાર કરતાં પ્રભુને બે લાખ સાધુઓ, ત્રણ લાખને છત્રીસ હજાર સાધ્વી, બે હજાર એકસો પચાસ ચૌદ પૂર્વધારી, નવ હજાર છસો અવધિજ્ઞાની, બાર હજાર એકસો પચાસ મનઃપર્યવજ્ઞાની, પંદર હજાર કેવળજ્ઞાની, ઓગણીસ હજાર અને આઠસો વૈક્રિય લબ્ધિવાળા, બાર હજાર વાદી, બે લાખ ત્રાણુ હજાર શ્રાવકો, અને છ લાખને છત્રીસ હજાર શ્રાવિકાઓનો પરિવાર થયો. પ્રભુને કેવળજ્ઞાન થયા પછી ચાર પૂર્વાંગ અને ચૌદ વરસ ન્યુન લાખ પૂર્વ સુધી વિહાર કર્યો.

પછી પ્રભુ પોતાનો મોક્ષ કાળ નજીક જાણી પરિવાર સહિત સમેતશિખરપર આવ્યા ત્યાં એક હજાર મુનિઓ સાથે પાદોપગમન અનશન શરૂ કર્યુ એક માસને અંતે ચૈત્ર શુદી ૫ ને દિવસે મૃગશિર નક્ષત્રે પ્રભુ મોક્ષ પદને પામ્યા. પ્રભુએ કુમારપણામાં પંદરલાખ પૂર્વ, રાજ્યમાં ચાર પૂર્વાંગ સહિત ચુંવાલીસ લાખ પૂર્વ, દીક્ષામાં ચાર પૂર્વાંગ વર્જિત એક લાખ પૂર્વ એમ સાઠ લાખ પુર્વનું આયુષ ભોગવ્યું, ઇંદ્રોએ તેમનો શરીર સંસ્કાર વગેરે યોગ્ય કર્મ યથાવિધી કર્યું.



# ૪ શ્રી અભિનંદન સ્વામીનું ચરિત્ર.



જંબુદ્વીપના પૂર્વ વિદેહમાં મંગલાવતી વિજયને વિષે રત્નસંચયા નામની નગરીમાં મહાબળ નામે રાજા હતો તેણે સંસારની અસારતા જાણી વિમલસૂરિ આચાર્ય પાસે દિક્ષા લીધી. દીર્ઘકાળ પર્યંત ચારિત્ર પાળી વીસસ્થાનકમાંના કેટલાંએક સ્થાનકોનું આરાધન કરી મૃત્યુ પામી વિજય વિમાનને વિષે મહર્દ્ધિક દેવતા થયો ત્યાંથી ચ્યવી ભરતક્ષેત્રમાં અયોધ્યા નગરીને વિષે સંવર રાજાની સિદ્ધાર્થા નામે રાણીની કુખે મહાબળ રાજાનો જીવ ત્રેત્રીસ સાગરોપમ આયુ પુર્ણ કરી વૈશાખ શુદી ચોથને દિવસે અભિજિત નક્ષત્રે પુત્રપણે ઉત્પન્ન થયો નવ માસ અને સાડા સાત દિવસ વ્યતિત થતાં મહા શુદી બીજને દિવસે અ-

ભિજિત નક્ષત્રે સિદ્ધાર્થાદેવીએ વાનર લંછનવાળા અને સુવર્ણના વર્ણવાળા પુત્રને જન્મ આપ્યો. પ્રભુ જ્યારે ગર્ભમાં હતા ત્યારે સર્વ નગરીને અભિનંદન ( હર્ષ ) થયો હતો તેથી પિતાએ તેમનું અભિનંદન એવું નામ પાડયું. અનેક ધાત્રીઓથી પાલન કરાતા પ્રભુ યોવન વયને પ્રાપ્ત થયા એટલે પિતાએ તેમને અનેક રાજકન્યાઓ સાથે પાણીગ્રહણ કરાવ્યું તેમની સાથે સુખ ભોગવતાં સાડાબાર લાખપૂર્વ વ્યતિત થયાં એટલે સંવર રાજાએ અભિનંદન સ્વામીને રાજ્યાસને બેસારી પોતે દીક્ષા લીધી. પ્રભુને રાજયનું પાલન કરતાં આઠ અંગ સહિત સાડી છત્રીસ લાખ પૂર્વ નિર્ગમન થયાં અનુક્રમે પ્રભુને દિક્ષા લેવાની ઈચ્છા થઇ તે વખતે લોકાંતિક દેવતાઓએ આવી પ્રભુને વિનંતિ કરી કે સ્વામી તીર્થ પ્રવર્ત્તાવો. પછી પ્રભુએ સંવત્સરી દાન આપી માહા શુદી બારસે અભિચિ નક્ષત્રે સહસામ્ર વનમાં છઠ્ઠ તપ સહિત પ્રભુએ દીક્ષા લીધી. બીજે દિવસે ઇંદ્રદત્ત રાજાને ઘેર પ્રભુએ પારણું કર્યું. અનુક્રમે વિહાર કરતા પ્રભુ પાછા સહસામ્ર વનમાં આવ્યા ત્યાં છઠ્ઠ તપ કરી રાયણવૃક્ષ નીચે કાઉસ્સગે રહ્યા. ત્યાં શુક્લ ધ્યાને વર્તતાં ઘાતિ કર્મનો ક્ષય થવાથી પ્રભુને પોસ સુદી ચૌદસને અભિચિ નક્ષત્રે કેવળજ્ઞાન થયું.

અવધિજ્ઞાનથી ઇંદ્રોએ પ્રભુનું કેવળજ્ઞાન જાણી ત્યાં આવી સમવસરણની રચના કરી. પ્રભુએ સિંહાસન ઉપર બેસી દેશના દીધી અને ઉત્પાદ, દ્રવ્ય અને ધ્રુવ્રમય ત્રિપદી કહી બતાવી તેને અનુસારે ગણધરોએ દ્વાદશાંગીની રચના કરી પ્રભુના તીર્થમાં યક્ષેશ્વર નામે યક્ષ અને કાલિકા નામે શાસન દેવી થઇ.

અનુક્રમે પ્રભુને વિહાર કરતાં ત્રણલાખ સાધુ, છલાખ ત્રીસ-હજાર સાધ્વીઓ; નવહજાર આઠસો અવધિજ્ઞાની, એક હજાર પાંચસો ચૌદ પૂર્વી, અગીઆર હજાર છંસેં પચાસ મનઃપર્વવજ્ઞાની, ચૌદ હજાર વાદ લબ્ધિવાળા, બે લાખ અઠયાસી હજાર શ્રાવક, અને પાંચ લાખને સત્તાવીસ હજાર શ્રાવિકાઓ એટલો પરિવાર થયો.

કેવળજ્ઞાન પ્રાપ્ત થયા પછી આઠ પુર્વાંગ અને અઢાર વર્ષે ઉણાં લાખ પુર્વ વ્યતિત થયે પોતાનો નિર્વાણ કાળ સમીપ આ-વ્યો જાણી પ્રભુ સમેતશિખર પર્વતે આવ્યા. ત્યાં એક માસના અનશનને અંતે એક હજાર મુનીઓ સાથે વૈશાખ સુદી આઠમે પુષ્પ નક્ષત્રે અભિનંદન સ્વામી મોક્ષપદને પ્રાપ્ત થયા.

પ્રભુએ કુમાર અવસ્થામાં સાડાબાર લાખ પૂર્વ, રાજ્યમાં આઠ પૂંવાગ સહિત સાડી છત્રીસલાખ પૂર્વ, અને દીક્ષામાં આઠપુર્વાંગે ઉણા એક લાખ પુર્વ એમ એકંદર પચાસ લાખ પુર્વનું આયુષ નિર્ગમન કરી સંભવનાથ સ્વામીના નિર્વાણ પછી દશલાખ ક્રોડ સાગરોપમે નિર્વાણ પામ્યા, દેવતાઓ તેમના દેહને અગ્નિ સંસ્કાર કરી નંદીશ્વર દ્વીપે જઈ અઠ્ઠાઇ ઉત્સવ કરી પોતપોતાને સ્થાનકે ગયા.



# ૫ શ્રી સુમતિનાથ ચરિત્ર.

જંબુદ્વીપના પૂર્વ વિદેહમાં પુષ્કળાવતી નામે વિજયને વિષે શંખપુર નામના નગરમાં વિજયાસેન નામનો રાજા હતો તેને સુદર્શના નામે એક રાણી હતી. તેને પેટ કાંઈ સંતાન નહોતું એક વખત નંદિષેણ શેઠના સુલક્ષણાતા પુત્રો જોઇ સુદર્શનાને ખેદ થયો, અને રાજા આગળ પોતાનો ખેદ પ્રગટ કર્યો, રાજા કુલદેવીનું તપથી આરાધન કરી દેવીને પ્રત્યક્ષ કરી પુત્રની માગણી કરવા લાગ્યો. દેવીએ વરદાન આપ્યું કે દેવ લોકમાંથી દેવતા ચ્યવીને તારો પુત્ર થશે. એમ કહી અંતર્ધ્યાન થઇ ગઈ. અનુક્રમે રાણીને સિંહસ્વપ્ને સુચિત ગર્ભ રહ્યો, ગર્ભના પ્રભાવથી રાણીને દયા પળાવવાનો તથા ચૈત્યોમાં અઠ્ઠાઇ ઉત્સવ કરાવવાનો દોહદ ઉત્પન્ન થયો, તે રાજાએ પૂર્ણ કરાવ્યો પછી દિવસ પુરા થતાં પુત્રનો જન્મ થયો તેનું પુરૂષસિંહ નામ પાડયું. તે ઉમર લાયક થતાં તેને રાજાએ આઠ કન્યાઓ પરણાવી તેમની સાથે તે વિષય સુખ ભોગવવા લાગ્યો.

એક દિવસે તે ક્રીડા સારૂ ઉદ્યાનમાં ગયો ત્યાં તેણે વિનયનંદન નામના સૂરીને સમવસરેલા જોયા. તેમને વંદના કરી દેશના સાંભળવા બેઠા દેશનાને અંતે ત્યાંથી ઉઠી ઘેર આવી દીક્ષા લેવાના વિચારથી પિતા પાસે જઈ આજ્ઞા માગી. પિતાએ ઘણું સમજાવ્યો પણ પોતાનો નિશ્ચય જણાવી તેણે મુનિ પાસે દીક્ષા

લીધી. અને વીસસ્થાનકના આરાધનથી તીર્થંકર નામ કર્મ ઉપાર્જન કરી મરણ પામી વૈજયંત નામના ગ્રૈવેયેકમાં દેવપણે ઉત્પન્ન થયો. ત્યાં આયુ પૂર્ણ કરી શ્રાવણ સુદી બીજને દીવસે મઘાનક્ષત્રે જંબુદ્વીપના ભરતક્ષેત્રની વિનિતા નામે નગરીને વિષે મેઘ રાજાની મંગળા રાણીના ઉદરે પુત્રપણે અવતર્યા.

એક દિવસ શેઠ પોતાની બે સ્ત્રીયોને સાથે લઇ પરદેશ ગયો હતો. ત્યાં એક સ્ત્રીને પુત્ર થયો. તેને બંને શોકયોએ ઉછેરી મોટો કર્યો, દૈવયોગે શેઠ મરી ગયો. તેથી સ્ત્રીઓ ઘેર આવી તેમાંની પુત્ર વગરની સ્ત્રી કપટી હતી તે કહેવા લાગી કે આ પુત્ર અને ધન મારાં છે તેમની ફરીયાદ રાજદ્વારે મેઘ રાજા પાસે ગઇ, પણ તેનો ઇનસાફ છ મહીના સુધી કોઇથી થઇ શકયો નહીં મંગળારાણીએ રાજાના મુખથી તે વાત જાણી તે બે સ્ત્રીઓને બોલાવી કહ્યું કે હે સ્ત્રીઓ મારા ગર્ભને વિષે ત્રણ જ્ઞાનને ધરનાર પુત્ર છે. તેનો જન્મ થશે ત્યારે તમને ઈનસાફ આપશે, તે સાંભળી અપરમાતા મૌન રહી, પણ ખરી માતા બોલી ઉઠી કે હે દેવી, તેટલા વખત સુધી મારાથી શી રીતે રહી શકાય ! માટે આપજ ઇનસાફ આપો પછી મંગળારાણી કહે કે, સ્ત્રી તારાથી કાળક્ષેપ સહન થતો નથી માટે તુંજ ખરી માતા છે. એમ કહી તેને પુત્ર સોંપી બંને જણીઓને વિદાય કરી. સૌ સભા વિસ્મય પામી વખાણ કરવા લાગી.

હવે નવ માસ અને સાત સાત દિવસ વ્યતિત થયે મંગળાદેવીને વૈશાક શુદી આઠમે મઘા નક્ષત્રમાં ચંદ્રમાનો યોગ આવે ક્રૌંચ પક્ષીનાં લાંછનવાળા સુવર્ણ વર્ણી પુત્રનો જન્મ થયો. તે

ગર્ભમાં હતા ત્યારે માતાની સારી મતિ થયેલી હતી તેથી પિતાએ પ્રભુનું સુમતિનાથ એવું નામ પાડયું.

અનુક્રમે મોટા થતાં પ્રભુને ઘણી રાજ કન્યાઓ પરણાવી. તેમની સાથે સુખ ભોગવતાં પ્રભુને દશલાખ પૂર્વ નિર્ગમન થયાં ત્યારે પિતાએ તેમને રાજ્યનો ભાર સોંપ્યો, પ્રભુએ ઓગણત્રીસ લાખ પૂર્વ સુધી રાજ્યનું પાલન કર્યું. પછી લોકાંકિત દેવતાઓની વિનંતીથી વાર્ષીક દાન આપી વૈશાખ સુદી નોમને દિવસે મઘા નક્ષત્રે સહસામ્ર વનમાં આવી દીક્ષા લીધી. બીજે દિવસે પદ્મ રાજાને ઘેર પારણું કર્યુ. પરિસહોને સહન કરતા પ્રભુ વીસવરસ સુધી પૃથ્વીતળ વિહાર કરી સહસામ્ર વનમાં આવ્યા ત્યાં રાયણ વૃક્ષ નીચે કાયોત્સર્ગે રહ્યા. ચૈત્ર સુદી અગિઆરસને દિવસે મઘા નક્ષત્રે છઠ્ઠ તપવાળા પ્રભુને કેવળજ્ઞાન થયું તે વખતે દેવતાઓએ સમવસરણ રચ્યું. પ્રભુએ દેશના દીધી.

તે પ્રભુના તીર્થમાં તુંબરૂ નામે યક્ષ અને મહાકાલી નામે શાસન દેવી થઈ પ્રભુને વિહારમાં વીસ વર્ષ અને બાર પૂર્વાંગે ઉણાં એક લાખ પૂર્વ વિહારમાં ગયાં, તે પછી પોતાનો મોક્ષ કાળ સમીપ જાણી સમેતશિખર ઉપર ગયા, ત્યાં એક હજાર મુનિઓ સાથે અનસન લઇ એક માસને અંતે ચૈત્ર સુદી નોમને દિવસે પુનર્વસુ નક્ષત્રે એક હજાર મુનિઓ સાથે મોક્ષપદને પ્રાપ્ત થયા પ્રભુને ત્રણલાખ વીસહજાર સાધુ, પાંચલાખ ત્રીસહજાર સાધ્વી, બે હજાર ચારસો ચૌદપૂર્વી, અગીઆર હજાર અવધિજ્ઞાની, દશહજાર ચારસો પચાસ મનઃપર્યવજ્ઞાની, તેરહજાર કેવળજ્ઞાની, અઢાર

હજાર ચારસેં વૈક્રિય લબ્ધિવાળા, દશ હજાર ચારસો પચાસ વાદી, બે લાખ એકાસી હજાર શ્રાવક અને પાંચ લાખ સોળ હજાર શ્રાવિકાનો પરિવાર થયો હતો.

# ૬ શ્રી પદ્મપ્રભ ચરિત્ર.

ધાતકી ખંડના પૂર્વ વિદેહમાં વત્સનામના વિજયમાં સુશીમા નગરીને વિષે અપરાજિત નામે રાજા હતો તેણે સંસારથી વૈરાગ્ય પામી પિહિતાશ્રવ નામે આચાર્ય પાસે દીક્ષા લીધી. ઘણો કાળ દિક્ષા પાળી વીસસ્થાનક તપનું આરાધન કરી તીર્થંકર નામ કર્મ ઉપાર્જન કર્યું છેવટે શુભધ્યાને મૃત્યુ પામી નવમા ગ્રવેયકમાં દેવપણે ઉત્પન્ન થયા. તેત્રીસ સાગરોપમ આયુ પૂર્ણ કરી ત્યાંથી ચ્યવી જંબુદ્વીપના ભરતક્ષેત્રની કૌશંબી નગરીને વિષે ધર નામે રાજાની સુસીમા રાણીની કુક્ષીને વિષે મહાવદી છઠને દિવસે ચંદ્ર ચિત્રા નક્ષત્રમાં આવતાં અપરાજિત રાજાનો જીવ પુત્રપણે ઉપ-જ્યો. નવ માસને સાડાસાત દિવસ જતાં સુસીમા રાણીએ કારતક વદી અગીઆરસને દિવસે ચિત્રા નક્ષત્રે પદ્મી વર્ણવાળા અને પ-દ્મના લંછનવાળા પુત્રને જન્મ આપ્યો. પ્રભુ ગર્ભમાં હતા તેવારે સુસીમા દેવીને પદ્મની શય્યામાં સુવાનો દોહદ થયો હતો તેથી તેમનું પદ્મ પ્રભ એવું નામ પાડયું અનુક્રમે બીજી વયને પ્રાપ્ત થતાં પિતાએ તેમને અનેક રાજકન્યાઓ સાથે પાણીગ્રહણ કરાવ્યું

તેમની સાથે સુખ ભોગવતાં પ્રભુને સાડાસાત લાખ પૂર્વ થયા ત્યારે પિતાએ રાજ્યનો ભાર સોંપ્યો સાડી એકવીસ લાખપૂર્વ અને સોળ પૂર્વાંગ પ્રભુએ રાજ્ય કર્યું તે પછી લોકાંતિક દેવતાની પ્રેરણાથી સંવત્સરી દાન આપી પ્રભુએ કારતક વદી તેરસે ચિત્રા નક્ષત્રે છઠ્ઠ તપ કરી સહસામ્ર વનમાં જઇ એક હજાર રાજાઓ સાથે દીક્ષા લીધી. બીજે દિવસે સોમદેવ રાજાને ઘેર પ્રભુએ પારણું કર્યું પછી છ માસ પર્યંત વિહાર કરી ફરી પાછા સહસામ્ર વનમાં આવી છઠ્ઠ તપ કરી વડના ઝાડ નીચે કાઉસ્સગ્ગે રહ્યા શુકલ ધ્યાનવડે ઘાતી કર્મનો ક્ષય થવાથી પ્રભુને ચૈત્ર શુદી પુનમે ચિત્રા નક્ષત્રે ભગવાનને કેવળજ્ઞાન થયું તત્કાળ દેવતાઓએ સમવસરણ રચ્યું પ્રભુએ જગતને તારનારી એવી દેશના દીધી ત્યાંથી વિહાર કરતાં પ્રભુને ત્રણલાખ ત્રીસ હજાર સાધુ, ચારલાખ વીસ હજાર સાધ્વી, બે હજાર બસેં ચૌદ પૂર્વધારી, દશહજાર અવધિજ્ઞાની, દશહજાર ત્રણસો મનઃપર્યવજ્ઞાની, બાર હજાર કેવળી, સોળ હજાર એકસો આઠ વૈક્રિય લબ્ધિવાળા, નવહજાર છસો વાદી, બેલાખ છોતેર હજાર શ્રાવક, પાંચ લાખને પાંચ હજાર શ્રાવિકાઓ એટલો પરિવાર થયો. કુસમ નામે યક્ષ અને અચ્યુતા નામે શાસન દેવી થઇ. દિક્ષા લીધા પછી છ માસ અને સોળ પૂર્વાંગે ન્યૂન એવાં એક લાખ પૂર્વ વ્યતિત થયે પોતાનો મોક્ષ કાળ સમીપ જાણી સમેતશિખરે જઇ અનશન ગ્રહણ કર્યું એક માસને અંતે માગશર વદી અગીઆરસને દિવસે ચિત્રા નક્ષત્રે પ્રભુ ત્રણસેં આઠ અનસન વ્રતવાળા મુનિઓ સાથે મોક્ષ પામ્યા. સાડા સાત લાખને સોળ પૂર્વાંગ કુમાર વયમાં, સાડી એક-

વીસલાખ પૂર્વ રાજ્ય પાળવામાં, સોળ પુર્વાંગે ન્યૂન એકલાખ પુર્વ દીક્ષામાં એમ સર્વ મળી ત્રીશ લાખ પૂર્વ વર્ષનું આયુષ પુર્ણ કરી સુમતિનામ સ્વામીના નિર્વાણ પછી નેવું હજાર કોટી સાગરોપમે પ્રભુ મોક્ષ પામ્યા.



# ૭ શ્રી સુપાર્શ્વનાથ ચરિત્ર.



ધાતકી ખંડના પૂર્વ વિદેહમાં ક્ષેમપુરી નામે નગરીને વિષે નંદીષેણ રાજા હતો તેણે સંસારથી ઉદ્વેગ પામી અરિદમન આચાર્ય પાસે દિક્ષા લીધી તીક્ષણ મહાવ્રત પાળનારા એ મહામુનિએ વીસ સ્થાનકના આરાધનવડે તીર્થંકર નામ કર્મ ઉપાર્જન કર્યું. અંત સમયે અનશન કરી નંદિષેણ મુનિ મૃત્યુ પામી છઠ્ઠા ગ્રૈવયકે દેવપણે ઉત્પન્ન થયા. ત્યાં અઠ્ઠાવીશ સાગરોપમનું આયુષ પૂર્ણ કરી નંદીષેણનો જીવ વારાણસી નામે નગરીને વિષે પ્રતિષ્ટ રાજાની પૃથ્વી રાણીની કુક્ષીને વિષે ભાદરવા વદી આઠમને દિવસે અનુરાધા નક્ષત્રે પુત્રપણે ઉત્પન્ન થયો ગર્ભ વૃદ્ધિ પામે છતે તેમણે એક દિવસ પોતાના આત્માને એક, પાંચ અને નવ ફણાવાળા નાગની શય્યા ઉપર સૂતેલો જોયો અનુક્રમે જેઠ શુદી બારસને દિવસે વિશાખા નક્ષત્રે સ્વસ્તિક ચિન્હવાળા સુવર્ણી પુત્રને પૃથ્વી માતાએ જન્મ આપ્યો. પ્રભુ ગર્ભમાં હતા ત્યારે તેમની માતા સારા પડખાવાળાં થયાં હતાં તેથી તેમનું

નામ સુપાર્શ્વ એવું પાડયું. ઉમર લાયક થતાં અનેક રાજકન્યાઓ સાથે પિતાએ પાણીગ્રહણ કરાવ્યું તેમની સાથે સુખ ભોગવતાં પ્રભુને પાંચ લાખ પુર્વ વ્યતિત થયાં, પછી પિતાએ તેમને રાજ્યનો ભાર સોંપ્યો.

રાજ્યનું પાલન કરતાં વીશ પૂર્વાંગે અધિક ચૌદ લાખ પૂર્વ નિર્ગમન કર્યા પછી લોકાંતિક દેવતાઓની પ્રેરણાથી પ્રભુએ સંવત્સરી દાન આપી જેઠ શુદી બીજને અનુરાધા નક્ષત્રે છઠ્ઠ તપ સહિત સહસામ્ર વનમાં આવી દિક્ષા લીધી. બીજે દિવસે મહેંદ્ર રાજાને ઘેર પ્રભુએ પરમાન્નથી પારણું કર્યું પછી નવ માસ સુધી વિહાર કરી પાછા સહસામ્ર વનમાં આવી પ્રભુ કાઉસ્સગે રહ્યા ત્યાં તેમને ફાગણ વદી છઠને દિવસે વિશાખા નક્ષત્રે કેવળજ્ઞાન ઉત્પન્ન થયું.

અનુક્રમે પૃથ્વી ઉપર પ્રભુને વિહાર કરતાં પંચાણું ગણધર, ત્રણલાખ સાધુ. ચાર લાખને ત્રીસ હજાર સાધ્વી, બે હજાર ત્રીશ ચૌદ પૂર્વધર, નવહજાર અવધિજ્ઞાની નવહજાર એકસો પચાસ મનઃપર્યવજ્ઞાની અગીઆર હજાર કેવળજ્ઞાની, પંદર હજાર ત્રણસેં વૈક્રિય લબ્ધિવાળા, આઠહજાર ચારસો વાદલબ્ધિવાળા, બે લાખ સત્તાવન હજાર શ્રાવક અને ચારલાખ ત્રાણુ હજાર શ્રાવિકાઓ એટલો પરિવાર થયો, તેમના તીર્થમાં માતંગ યક્ષ અને શાંતા નામે યક્ષણી શાસન દેવતા થઇ.

કેવળજ્ઞાન થયા પછી નવમાસ અને વીશ પૂર્વાંગે ન્યૂન એવાં લાખ પૂર્વ ગયા પછી નિર્વાણ કાળ સમીપ જાણી પ્રભુ સમેતશીખરે આવ્યા ત્યાં એક માસનું અનસન કરી પાંચસે

મુનિઓની સાથે સુપાર્શ્વ પ્રભુ ફાગણવદી સાતમને મૂળ નક્ષત્રે નિર્વાણ પામ્યા પ્રભુએ પાંચ લાખ પૂર્વ કુમાર વયમાં, ચૌદલાખ પૂર્વને વીશ પૂર્વાંગ રાજ્ય પાળવામાં, દીક્ષા પર્યાયમાં વીશ પૂર્વાંગે ન્યૂન એક લાખ પૂર્વ એમ સઘળું વીશલાખ પૂર્વનું આયુષ પૂર્ણ કર્યું.

# ૮ શ્રી ચંદ્રપ્રભ ચરિત્ર.

ધાતકી ખંડના મંગળાવતી વિજયમાં રત્નસંચયા નામની નગરીને વિષે પદ્મનામે રાજા હતો તે રાજાએ સંસારથી વૈરાગ્ય પામી યુગંધર મુનિ પાસે દિક્ષાલઈ ઘણા કાળ શુદ્ધ ચારિત્ર પાળી વીશસ્થાનકનું આરાધન કરી તિર્થંકર નામ કર્મ ઉપાર્જન કર્યું આયુષ પુરૂં થયે પદ્મ રાજાનો જીવ વૈજયંત નામના વિમાનમાં ઉત્પન્ન થયો. ત્યાં આયુષ પૂર્ણ કરી ચૈતર વદ પાંચમને દિવસે ચંદ્ર અનુરાધા નક્ષત્રમાં આવતાં પદ્મ રાજાનો જીવ ચંદ્રાનના નગરીને વિષે મહાસેન રાજાની લક્ષ્મણા રાણીને કુખે પુત્રપણે ઉત્પન્ન થયો અનુક્રમે પોષ વદ અગીયારસે અનુરાધા નક્ષત્રે મહાદેવી લક્ષ્મણાએ ચંદ્રના ચિન્હવાળા ચંદ્રવર્ણિ પુત્રને જન્મ આપ્યો. પ્રભુ જયારે ગર્ભમાં હતા ત્યારે તેમનો માતાને ચંદ્રપાન કરવાનો દોહદ થયો હતો તેમજ તેમની ચંદ્રના જેવી કાંતિ હતી તેથી પિતાએ તેમનું ચંદ્ર પ્રભુ એવું નામ પાડયું. અનુક્રમે યૌવન વય પામ થતાં પિતાએ તેમને અનેક રાજ કન્યાઓ પરણાવી. અઢી-લાખ પૂર્વ વ્યતીત થતાં પિતાએ તેમને રાજ્યનો ભાર સોંપ્યો

ગાદીએ બેસી ચોવીસ પૂર્વ યુક્ત સાડા છ લાખ પૂર્વ રાજ્યનું પાલન કર્યું. પછી લોકાંતિક દેવતાઓની વિનંતિથી વરશીદાન આપી પોષવદ તેરસને દિવસે અનુરાધા નક્ષત્રે સહસામ્ર નામના ઉદ્યાનમાં આવી એકહજાર રાજાઓ સાથે છઠ્ઠ તપ કરીને દિક્ષા લીધી દિક્ષાને બીજે દિવસે પદ્મ ખંડ નગરમાં સોમદત્ત રાજાને ઘેર પ્રભુએ ક્ષીર અન્નથી પારણુ કર્યું. ત્યાંથી વિહાર કરતાં ત્રણ-માસે ફરી પાછા સહસામ્ર વનમાં આવ્યા ત્યાં પુનાગ વૃક્ષ નીચે કાઉસગ્ગે રહ્યા શુકલધ્યાનને અંતે રહેલા પ્રભુને ફાગણ વદ સા-તમને દિવસે અનુરાધા નક્ષત્રે છઠ તપ યુક્ત કેવળજ્ઞાન ઉત્પન્ન થયું તરતજ દેવતાઓએ સમવસરણની રચના કરી, પ્રભુએ સિંહાસન ઉપર બેસી અમૃત સમાન ધર્મ દેશના આપી.

પૃથ્વિતળમાં વિહાર કરતાં પ્રભુને ત્રાણું ગણધર, અઢીલાખ સાધુ, ત્રણલાખ એંશીહજાર સાધવીઓ, બે હજાર ચૌદ પૂર્વિ, આઠહજાર અવધિજ્ઞાની, આઠહજાર મનઃપર્યવજ્ઞાની, દશહજાર કેવળી, ચૌદ હજાર વૈક્રિય લબ્ધિવાળા, સાત હજાર છસો વાદિ, અઢીલાખ શ્રાવક અને ચાર લાખ એકાણું હજાર શ્રાવિકા એટલો પરિવાર થયો. વિજયનામે યક્ષ અને ભ્રુકુટિનામે દેવી શાસન દેવતા થયાં. ચોવીસ પૂરવ અને ત્રણમાસે ન્યૂન એક લાખ પૂર્વ વિહાર કરી પ્રભુ સમેતશિખરે આવ્યા ત્યાં એકહજાર મુનિ સાથે અનસન વ્રત ગૃહણ કર્યું, એક માસને અંતે યોગનો નિરોધ કરી ભાદરવા વદ સાતમના દિવસે શ્રવણ નક્ષત્રે પ્રભુ મુનિ-ઓની સાથે મોક્ષ પામ્યા. પ્રભુએ અઢી લાખ પૂર્વ કુમાર વયમાં ચોવિસ પૂર્વ સહિત સાડા છ લાખ પૂર્વ રાજ્ય પાળવામાં અને

ચોવીસ પૂર્વ રહિત એક લાખ પૂર્વ વ્રત પાળવામાં એમ સર્વ મળી દશ લાખ પૂર્વનું આયુષ પૂર્ણ કરી સુપાર્શ્વ સ્વામીના નિર્વાણ પછી નવસેં કોટી સાગરોપમે ચંદ્ર પ્રભુ મોક્ષ પદને પ્રાપ્ત થયા.

# ૯ શ્રી પુષ્પદંત (સુવિધિનાથ ચરિત્ર.)

પુષ્કરવર નામે દ્વીપના પુષ્કલાવતી વિજયમાં પુંડરીકીણી નામે નગરીને વિષે મહાપદ્મ નામે રાજા હતો તેણે જગન્નંદ ગુરૂની પાસે દિક્ષા ગ્રહણ કરી અને એકાવળી તપ કરી તીર્થંકર નામ કર્મ ઉપાર્જન કર્યું. આયુષ પૂરૂં થયે કાળ કરી વૈજયંત નામના વિમાનને વિષે મહર્દ્ધિક દેવતા થયો. ત્યાંથી આયુષ પૂર્ણ કરી કાકંદીનગરીને વિષે સુગ્રીવ નામે રાજાની રામા નામે રાણીની કુખે મહાપદ્મરાજાનો જીવ ફાગણવદી નોમને દિવસે મૂળ નક્ષત્રે પુત્ર પણે ઉત્પન્ન થયો અનુક્રમે સમય પૂર્ણ થતાં માગસર વદી પાંચમે મૂલ નક્ષત્રે રામાદેવી માતાએ મગરના ચિન્હવાળા શ્વેત વર્ણી પુત્રને જન્મ આપ્યો જયારે તે ગર્ભમાં હતા ત્યારે તેમની માતા સર્વ વિધિમાં કુશળ થયાં હતાં તેથી સુવિધિ અને પુષ્પના દોહદથી પ્રભુને દાંત આવ્યા હતા તેથી પુષ્પદંત એ પ્રમાણે બે નામ પાડયાં યૌવન પામતાં પિતાના આગ્રહથી પ્રભુ અનેક રાજકન્યાઓ પરણ્યા, પછી પિતાએ તેમને રાજ્યાસને

બેસાડયા; તે વખત જન્મથી પચાસ હજાર પુર્વ ગયાં હતાં અને ગાદીએ બેઠા પછી અઠ્યાસી પૂર્વાંગ સહિત પચાસ હજાર પૂર્વ રાજ્યનું પાલન કર્યું એક સમે લોકાંતિક દેવતાઓએ દીક્ષા લેવા વિનંતિ કરવાથી, વરસીદાન આપી માગસર વદી છઠને દિવસે મૂળનક્ષત્રે છઠ તપ સાથે એક હજાર રાજાઓ સાથે સહસામ્ર નામના ઉદ્યાનમાં દીક્ષા લીધી. બીજે દીવસે શ્વેતપુર નગરમાં પુષ્પ રાજાને ઘેર પ્રભુએ ક્ષીર અન્નથી પારણું કર્યું, ત્યાંથી વિહાર કરતા ચાર માસ પ્રભુ પાછા તેજ ઉદ્યાનમાં આવ્યા ત્યાં માલુર વૃક્ષ નીચે કાઉસ્સગ્ગે રહ્યા. શુકલ ધ્યાનથી કર્મ ખપી જતાં કારતક શુદી ત્રીજને દિવસે મૂલ નક્ષત્રે પ્રભુને કેવળજ્ઞાન પ્રાપ્ત થયું.

અનુક્રમે વિહાર કરતાં પ્રભુના શાસનમાં અજિત નામે યક્ષ અને સુતારા નામે દેવી શાસન દેવતા થયાં, વળી બે લાખ સાધુઓ, એક લાખ વીશ હજાર સાધવીઓ, આઠ હજાર ચારસો અવધિજ્ઞાનીઓ, દોઢ હજાર ચૌદ પુર્વધારી, સાડા સાત હજાર મનઃ-પર્યવજ્ઞાની સાત હજાર પાંચસો કેવળજ્ઞાની, તેર હજાર વૈક્રિય લબ્ધિવાળા, છ હજાર વાદ લબ્ધિવાળા, બે લાખ ઓગણત્રીસ હજાર શ્રાવક, અને ચાર લાખ બોતેર હજાર શ્રાવિકાઓ એટલો પરિવાર થયો.

પ્રાંતે પ્રભુ સમેત શિખર પર્વત ઉપર જઇ એક હજાર મુનિ સાથે અનશન કરી એક માસને અંતે કારતક વદી નોમને મૂલ નક્ષત્રે મોક્ષ પદને પામ્યા. અરધો લાખ પુર્વ કુમાર વયમાં, અઠ્ઠાશી પૂર્વાંગ સહિત અર્દ્ધ લાખ પૂર્વ રાજ્ય પાળવામાં, અને અઠ્ઠાશી પૂર્વાંગે ન્યૂન એક લાખ પૂર્વ દિક્ષામાં એમ સર્વ મળી

એ લાખ પૂર્વ આયુષ ભોગવી ચંદ્ર પ્રભુના નિર્વાણ પછી નેવું ક્રોટી સાગરોપમે સુવિધિનાથ પ્રભુ નિર્વાણ પામ્યા.

શ્રી સુવિધિનાથના નિર્વાણ પછી કેટલોએક કાળ જતાં હુંડાવસર્પિણી કાળના દોષથી સાધુઓનો ઉચ્છેદ થઇ ગયો પછી જેમ માર્ગ ભ્રષ્ટ થયેલા માર્ગુઓ બીજા જાણીતા મુસાફરોને માર્ગ પૂછે તેમ ધર્મના અજ્ઞ લોક સ્થવિર શ્રાવકોને ધર્મ પૂછવા લાગ્યા. જ્યારે તેઓ પોતાને અનુસારે ધર્મ કહેવા લાગ્યા ત્યારે લોકોએ તેઓની શ્રાવકો ચિત્ત અર્થે પૂજા કરવા લાગ્યા, એવી રીતે પૂજા થવાથી દ્રવ્યાદિકમાં લુબ્ધ થઇને એ સ્થવિર શ્રાવકોએ તત્કાલ નવાં કૃત્રિમ શાસ્ત્રો રચી તેમાં વિવિધ જાતનાં મોટાં ફળવાળાં દાનો પ્રગટ કર્યાં, તેમાં પ્રતિદિન દ્રવ્યાદિકમાં લુબ્ધ આચાર્યો થઇને તેઓએ આલોક તથા પરલોકમાં નિશ્ચિત મોટાં ફળવાળાં કન્યાદાન, પૃથ્વીદાન, લોહદાન, તિલદાન, કપાસ દાન, ગોદાન સ્વર્ણદાન, રૂપ્યદાન, ગૃહદાન, અશ્વદાન, રાજદાન અને શય્યા દાન વગેરે વિવિધદાનોને મુખ્યપણે ગણાવ્યાં. અને મોટી ઇચ્છાવાળા તેમજ દુષ્ટ આશયવાળા તેઓએ તે સર્વ દાન દેવા માટે યોગ્ય પાત્ર પોતે છે અને બીજા અપાત્ર છે એમ જણાવ્યું એવી રીતે લોકાની વંચના કરતાં છતાં પણ તેઓ લોકોના ગુરૂ થઇ પડયા. એવી રીતે શીતળસ્વામીનું તીર્થ પ્રવર્ત્તતાં સુધી આ ભરતક્ષેત્રમાં સર્વ પ્રકારે તીર્થોચ્છેદ રહ્યો તેથી તે વખતમાં રાત્રીએ ઘુવડ પક્ષીની પેઠે કનિષ્ટ બ્રાહ્મણોએ આ ભરત ક્ષેત્ર ઉપર પોતાનું એક છત્ર રાજ્ય ચલાવ્યું તે પછી બીજા છ જિનેશ્વરોના અંતરમાં પણ એટલે શાંતિનાથના અંતર સુધી એવી રીતનું આંતરે આંતરે

મિથ્યાત્વ પ્રવર્ત્યું, અને તીર્થનો ઉચ્છેદ થવાથી તે સમયમાં મિથ્યા દૃષ્ટિઓનો અસ્ખલિત પ્રચાર થયો.



# ૧૦ શ્રી શીતલનાથ ચરિત્ર.



પુષ્કરવર દ્વીપના વજ્ર નામના વિજયમાં સુસીમા નામે નગરીને વિષે પદ્મોત્તર નામનો રાજા હતો, તે રાજાએ ઘણાં વર્ષ રાજ પાળી સંસારથી વૈરાગ્ય પામી ત્રિસાધ નામના આચાર્ય પાસે દિક્ષા લીધી, તીવ્ર તપ સહિત શુદ્ધ ચારિત્ર પાળી મૃત્યુ પામી દશમા પ્રાણી લોકના અધિપતિ થયા.

ત્યાંથી ચ્યવી ભરતક્ષેત્રનો ભદ્દિલપુર નામના નગરમાં દૃઢરથ રાજાની નંદા નામે રાણીના ઉદરે વૈશાખ વદી છઠને પૂર્વાષાઢા નક્ષત્રે પુત્રપણે ઉત્પન્ન થયો. અનુક્રમે સમય પૂર્ણ થતાં માહાવદી બારસને પૂર્વાષાઢા નક્ષત્રે શ્રીવત્સના લાંછનવાળા સુવર્ણવર્ણી પુત્રને જન્મ આપ્યો પ્રભુ જયારે ગર્ભમાં હતા ત્યારે રાજાનું તપ્ત થયેલું અંગ નંદાદેવીના સ્પર્શથી શીતળ થઈ ગયું હતું તેથી રાજાએ પ્રભુનું **શીતલનાથ** એવું નામ પાડયું.

અનેક ધાત્રીઓથી પાલન કરાતા પ્રભુ બીજના ચંદ્રની પેઠે વધવા લાગ્યા યૌવન વય પ્રાપ્ત થતાં પિતાએ તેમને ઘણી રાજકન્યાઓ સાથે પરણાવ્યા પચીસ હજાર પૂર્વના પ્રભુ થયા ત્યારે

પિતાના આગ્રહથી તેમણે રાજ્યનો ભાર માથે લીધો, અને તે તેમણે પચાસ હજાર પૂર્વ સુધી સારી રીતે ચલાવ્યો એકદા લોકાંતિક દેવતાની પ્રેરણાથી સંવત્સરી દાન આપી છઠ્ઠ તપ કરી માહા વદી બારસને પૂર્વાષાઢા નક્ષત્રે સહસામ્ર નામના ઉદ્યાનમાં આવી એક હજાર રાજાઓની સાથે દીક્ષા લીધી બીજે દિવસે રિષ્ટ નગરમાં પુનર્વસુ રાજાને ઘેર પરમાન્નથી પ્રભુએ પારણું કર્યું.

ત્યાંથી વિહાર કરતાં પ્રભુ ત્રણ માસે પાછા આવી પીપળાના વૃક્ષ નીચે કાઉસ્સગ્ગે રહ્યા શુકલ ધ્યાનના બીજા પાયે ચડી ઘાતિ કર્મનો ક્ષય કર્યો, તત્કાલ પોસ વદી ચોથને દિવસે પૂર્વાષાઢા નક્ષત્રે શીતળનાથ પ્રભુને કેવળજ્ઞાન થયું. એટલે દેવતાઓએ સમવસરણ રચ્યું, ત્યાં સીંહાસને બેસી પ્રભુએ દેશના આપી.

પ્રભુના શાસનમાં બ્રહ્મ નામે યક્ષ અને અશોકા દેવી શાસન દેવતા થયાં, પૃથ્વીતળમાં વિહાર કરતાં એક લાખ મુનિઓ, એક લાખને છ સાધ્વીઓ, ચૌદસો ચૌદ પૂર્વધારી, સાત હજાર બસો અવધિજ્ઞાની, સાડા સાત હજાર મનઃપર્યવ જ્ઞાની, સાત હજાર કેવળજ્ઞાની, બાર હજાર વૈક્રિય લબ્ધિવાળા, પાંચ હજારને આઠસો વાદી, બે લાખ નેવ્યાસી હજાર શ્રાવકો અને ચાર લાખ અઠ્ઠાવન હજાર શ્રાવિકાઓ આ પ્રમાણે શીતલનાથ પ્રભુને પરિવાર થયો.

પ્રાંતે નિર્વાણ કાળ સમીપ જાણી પ્રભુ સમેતશિખરે પધાર્યા ત્યાં એક હજાર મુનિઓ સાથે અનશન કર્યું એક માસને અંતે વૈશાખ વદી બીજને દીવસે પૂર્વાષાઢા નક્ષત્રે પ્રભુ તે મુનિઓ સાથે મોક્ષ પદને પામ્યા.

પચ્ચીસ હજાર પૂર્વ કુમાર વયમાં, પચાસ હજાર રાજ્ય પાળવામાં, પચ્ચીસ હજાર પૂર્વ દીક્ષામાં એમ શીતળનાથ પ્રભુ એક લાખ વરસનું આયુષ ભોગવી સુવિધિનાથના નિર્વાણ પછી નવ કોટી સાગરોપમે શીતળનાથ પ્રભુ નિર્વાણ પામ્યા દેવતાઓએ તેમના દેહને અગ્નિ સંસ્કાર કર્યો, અને નંદીશ્વર દ્વીપે શાશ્વતી પ્રતિમાઓનો અષ્ટાન્હિકા ઉત્સવ કરી પોતપોતાને સ્થાનકે ગયા.

# ૧૧ શ્રી શ્રેયાંસનાથ ચરિત્ર.

પુષ્કર દ્વીપમાં કચ્છ વિજયની અંદર ક્ષેમા નામે નગરીને વિષે નલિની ગુલ્મ નામે રાજા હતો, તેણે ઘણા વરસ રાજ્ય કરી આ સંસારને અસાર જાણી વજ્રદત નામના મુનિ પાસે દિક્ષા ગ્રહણ કરી ઘણો કાળ દિક્ષા પાળી વીશ સ્થાનક તપનું આરાધન કરી તીર્થંકર નામ કર્મ ઉપાર્જન કરી મહા શક્ર નામના સાતમા દેવલોકે ગયા.

ત્યાંથી ચ્યવી સિંહપુર નામના નગરને વિષે વિષ્ણુ રાજ-નામે રાજાની વિષ્ણુ નામે રાણીના ઉદરે જેઠ વદ છઠને દિવસે શ્રવણ નક્ષત્રે પુત્રપણે ઉત્પન્ન થયા સમય પુરણ થતાં વિષ્ણુ માતાએ ભાદરવા વદ બારસને દિવસે શ્રવણ નક્ષત્રે ગેંડાના ચિન્હ વાળા સુવર્ણવર્ણી પુત્રને જન્મ આપ્યો અનુક્રમે પ્રભુ યોવન વયને પામ્યા એટલે પિતાએ પરણાવ્યા પ્રભુ એકવીસ લાખ વરસના થયા એટલે પિતાએ રાજ્યાસને બેસાડયા બેતાલીસ લાખ

વરસ સુધી પ્રભુએ રાજ્ય કર્યું જ્યારે પ્રભુ સંસારથી વિરક્ત થઇ દિક્ષા લેવાને ઉત્સુક થયા ત્યારે લોકાંતિક દેવતાએ પ્રેરણા કરી એટલે શ્રેયાંસ પ્રભુએ વરસી દાન આપ્યું સહસામ્ર વનમાં ફાગણ વદ તેરસને દીવસે શ્રવણ નક્ષત્રે છઠ તપ કરીને દિક્ષા લીધી બીજે દીવસે સિદ્ધાર્થ નગરમાં નંદ રાજાને ઘેર પ્રભુએ પારણું કર્યું પછી બે માસ પર્યંત વિહાર કરી પાછા સહસામ્ર વનમાં આવ્યા ત્યાં અશોકવૃક્ષ નિચે કાઉસગ્ગે રહ્યા. શુકલ ધ્યાને વર્તતાં ઘાતી કર્મનો ક્ષય થવાથી જેઠ વદ અમાસને દીવસે શ્રવણ નક્ષત્રે છઠ તપવાળા પ્રભુને કેવળજ્ઞાન થયું શ્રેયાંસ પ્રભુના તીર્થમાં ઇશ્વર અથવા મનુજ નામે યક્ષ અને માનવી અથવા શ્રીવત્સા નામે દેવી શાસન દેવતા થઇ. અનુક્રમે વિહાર કરતાં પ્રભુને ચોરાશી હજાર સાધુ, એકલાખ ત્રણ હજાર સાધ્વીઓ, તેરસો ચૌદ પૂર્વ ધારી, છ હજાર અવધિજ્ઞાની, છ હજાર મનઃપર્યવ જ્ઞાની, સાડા છ હજાર કેવળી, અગીઆર હજાર વૈક્રિય લબ્ધિવાળા, પાંચ હજાર વાદી, બેલાખ અગના, એંશી હજાર શ્રાવક, ચારલાખ અડતાલીસ હજાર શ્રાવીકા એટલો પરિવાર થયો પછી પોતાનો મોક્ષ કાળ સમીપ જાણી પ્રભુ સમેતશિખર પર્વતે આવ્યા ત્યાં એક હજાર મુનીઓ સાથે અનશન વ્રત ગ્રહણ કર્યું એક માસને અંતે શ્રાવણ શુદ ત્રીજને દીવસે ધનિષ્ટા નક્ષત્રે હજાર મુનીઓ સાથે પ્રભુ નિર્વાણ પામ્યા. પ્રભુએ કુમાર વયમાં એકવીસ લાખ વર્ષ, રાજપાળમાં બેતાલીસ લાખ વરસ અને દિક્ષામાં એકવીસ લાખ વરસ એમ સર્વ મળી ચોરાસી લાખ વરસનું આયુષ પુરણ કરી શીતળનાથ પ્રભુના નિર્વાણ પછી

છાસઠલાખ અને છત્રીશ હજાર વર્ષે તથા સો સાગરોપમે ઉણા એક કોટી સાગરોપમે નિર્વાણ પામ્યા.

શ્રેયાંસ પ્રભુના સમયમાં ત્રિપૃષ્ટ વાસુદેવ, ચળ નામે બળદેવ અને અશ્વગ્રીવ નામે પ્રતી વાસુદેવ થયા તેમનું ચરિત્ર ત્રિષષ્ઠિ શલાકા ચરિત્રથી જાણી લેવું.



# ૧૨ શ્રી વાસુપૂજ્ય ચારિત્ર.

પુષ્કવર દ્વીપના મંગલાવર્તિ વિજયમાં રત્નસંચયા નામે નગરીને વિષે પદ્મોત્તર નામે રાજા હતો, તેણે વૈરાગ્ય પામી વજ્રનાભ ગુરૂપાસે દીક્ષા લીધી. આઠ પ્રવચન માતાને પાળતા તે રાજાએ વીસસ્થાનકને આરાધી તીર્થંકર નામ કર્મ ઉપાર્જન કર્યું ઘણાવર્ષ પર્યંત ચારિત્ર પાળી મૃત્યુ પામી તે રાજા દશમા દેવલોકે દેવપણે ઉત્પન્ન થયો.

જંબુ દ્વીપના ભરતાર્દ્ધમાં ચંપાનામે નગરીને વિષે વસુપૂજ્ય રાજાની જયાનામે રાણીની કુખે પદ્મોત્તર રાજાનો જીવ દશમા દેવલોકથી ચ્યવી જેઠ શુદી નોમને દિવસે શતભિષા નક્ષત્રે પુત્રપણે ઉત્પન્ન થયો.

અનુક્રમે સમય પૂર્ણ થતાં જયાદેવીએ ફાગણ વદી ચૌદશે વરૂણ નક્ષત્રે રાતા વર્ણવાળા અને મહિષનાં લાંછનવાળા પુત્રને જન્મ આપ્યો પિતાએ તેમનું વાસુપૂજ્ય એવું નામ પાડયું યૌવ-

નવય થતાં પ્રભુને પરણવા માટે પિતાએ આગ્રહ કર્યો, પરંતુ પોતાનાં ભોગફળ કર્મ શેષ નહીં હોવાથી પ્રભુએ પરણવાની તેમજ રાજ્યાસને બેસવાની ના પાડી, અને પિતાને સમજાવી લોકાંતિક દેવતાની પ્રેરણાથી ફાગણવદી અમાસે વરૂણ નક્ષત્રે છસો રાજાઓ સાથે છઠ્ઠ તપ સહિત પ્રભુએ દીક્ષા લીધી. બીજે દિવસે મહાપુર નગરમાં સુનંદ રાજાને ઘેર પરમાન્નથી પ્રભુએ પારણું કર્યું.

વાસુપૂજ્ય સ્વામીના સમયમાં બીજા વાસુદેવ દ્વિપૃષ્ટ, બળદેવ વિજય અને પ્રતિ વાસુદેવ તારક એ ત્રણ શ્લાઘ્નીય પુરૂષો થયા તેમનાં ચરિત્રો ત્રિષષ્ઠિ શલાકા પુરૂષથી જાણી લેવાં.

એક માસ છદ્મસ્થપણે વિહાર કરી વાસુપૂજ્ય ભગવાન પાછા વિહાર ગૃહ નામના ઉદ્યાનમાં આવી પાટલ ( ગુલાબના ) વૃક્ષ નીચે કાઉસ્સગે રહ્યા. ત્યાં મહા શુદી બીજને દિવસે શતભિષા નક્ષત્રે છઠ્ઠ તપવાળા પ્રભુને કેવળજ્ઞાન થયું કુમાર નામે યક્ષ અને ચંદ્રા નામે દેવી પ્રભુના શાસન દેવતા થયાં.

અનેક ગ્રામ નગરાદિકને વિષે વિહાર કરતાં પ્રભુને બોતેર હજાર સાધુ, એક લાખ સાધ્વીઓ, બારસો ચૌદ પૂર્વધારી, ચોપનસો અવધિજ્ઞાની, એકસઠ સો મનઃપર્યવજ્ઞાની. છ હજાર કેવળજ્ઞાની, દશહજાર વૈક્રિય લબ્ધિવાળા, સુડતાલીસ સો વાદી, બે લાખ પંદર હજાર શ્રાવક અને ચાર લાખ છત્રીસ હજાર શ્રાવિકાઓ એટલો પરિવાર થયો.

પછી પોતાનો મોક્ષકાળ સમીપ જાણી પ્રભુ ચંપાનગરીએ પધાર્યા ત્યાં છસો મુનિ સાથે પ્રભુએ અનશન ગ્રહણ કર્યું એક

માસને અસાડ શુદી ચૌદશે ઉત્તરા ભાદ્રપદ નક્ષત્રે પ્રભુ મોક્ષપદને પ્રાપ્ત થયા.

પ્રભુ અઢાર લાખ વર્ષ કુમારપણામાં અને ચોપન લાખ વર્ષ દીક્ષામાં એમ બોતેર લાખ વર્ષનું આયુષ ભોગવી શ્રેયાંસનાથ પ્રભુના નિર્વાણ પછી ચોપન સાગરોપમે નિર્વાણ પામ્યા.



# ૧૩ શ્રી વિમલનાથ ચરિત્ર.



ધાતકી ખંડમાં પ્રાગ્વિદેહ ક્ષેત્રને વિષે ભરતનામની વિજયમાં મહાપુરી નામે નગરી હતી તેમ પદ્મસેન નામે રાજા હતો તેણે વૈરાગ્ય પામી સર્વ ગુપ્ત નામના આચાર્ય પાસે દિક્ષા લીધી સમ્યક પ્રકારે ચારિત્રનું પાલન કરી અર્હદ્ ભક્તિ વગેરે સ્થાનકોનું સેવન કરી તીર્થંકર નામ કર્મ ઉપાર્જન કર્યું ચિરકાલ પર્યંત ચારિત્ર પાળી આયુષ પૂર્ણ કરી સહસાર દેવલોકે મહર્દ્ધિક દેવતા થયો.

ત્યાંથી આયુષ પૂર્ણ કરી વૈશાખ શુદી બારસને દિવસે ઉત્તરા ભાદ્રપદ નક્ષત્રે કાંપિલ્લપુર નગરને વિષે કૃતવર્મા રાજાની શ્યામા નામે રાણીની કુખે પદ્મસેન રાજાનો જીવ પુત્રપણે ઉત્પન્ન થયો પૂર્ણ સમયે મહા શુદી ત્રીજે ઉત્તરા ભદ્રપદે ડુક્કરના ચિન્હવાળા સુવર્ણવર્ણી પુત્રને જન્મ આપ્યો પ્રભુ જ્યારે ગર્ભમાં હતા ત્યારે તેમની માતા નિર્મલ થઈ ગયાં હતાં તેથી પિતાએ

તેમનું વિમલનાથ નામ પાડયું. યૌવન વય પ્રાપ્ત થતાં પિતાએ અનેક રાજ કન્યાઓ સાથે પરણાવ્યા પ્રભુ પંદરલાખ વરસના થયા એટલે પિતાએ તેમને રાજ્યાસને બેસાડયા. ત્રીસલાખ વરસ રાજ્યનું પાલન કરી લોકાંતિક દેવતાઓએ પ્રેરણા કરવાથી પ્રભુએ સાંવત્સરીદાન આપવા માંડયું એક વરસને અંતે છઠ્ઠ તપ કરી પ્રભુએ સહસામ્ર નામના ઉદ્યાનને વિષે આવી મહા શુદી ચોથને દિવસે જન્મ નક્ષત્રે એક હજાર રાજાઓનો સાથે દિક્ષા લીધી. ત્રીજે દિવસે ધાન્યકુટ નગરમાં જય રાજાને ઘેર પરમાન્નથી પ્રભુએ પારણું કર્યું

બે વર્ષ વિહાર કરી પ્રભુ તેજ વનમાં પાછા આવી જંબુવૃક્ષ નીચે કાઉસ્સગે રહ્યા. ત્યાં ક્ષપક શ્રેણીમાં આરૂઢ થયેલાં પ્રભુનાં ઘાતિકર્મ ક્ષય થઇ જવાથી પોસ શુદી છઠને દિવસે ઉત્તરાભાદ્રપદ નક્ષત્રે છઠ્ઠ તપ યુક્ત પ્રભુને કેવળજ્ઞાન થયું તેમના તીર્થમાં ષણ્મુખ નામે યક્ષ અને વિદિતા નામે દેવી શાસન દેવતા થયાં અને અડસઠ હજાર સાધુઓ, એકલાખ આઠસો સાધ્વીઓ, અગીઆરસો ચૌદ પૂર્વધારી, ચાર હજારને આઠસો અવધિજ્ઞાની, પંચાવનસો મનઃપર્યવજ્ઞાની, તેટલાજ કેવળજ્ઞાની, નવહજાર વૈક્રિય લબ્ધિવાળા, બેલાખ આઠ હજાર શ્રાવક અને ચાર લાખ ચોત્રીસ હજાર શ્રાવિકાઓ એટલો પરિવાર થયો.

પછી પોતાનો કાલ નજીક આવ્યો જાણી પ્રભુ સમેત શિખરે પધાર્યા ત્યાં અનસન કરી એક માસને અંતે છ હજાર સાધુઓ સાથે મોક્ષ પદને પામ્યા પ્રભુએ પંદરલાખ વર્ષ કુમાર વયમાં, ત્રીસલાખ વરસ રાજ્ય પાળવામાં અને પંદર લાખ વર્ષ

દીક્ષામાં એમ ત્રીસ લાખ વર્ષનું આયુષ પૂર્ણ કરી વાસુપૂજ્ય સ્વામીના નિર્વાણ પછી ત્રીસ સાગરોપમે નિર્વાણ પામ્યા.

તેમના સમયમાં ત્રીજા વાસુદેવ સ્વયંભુ, બળદેવ ભદ્ર અને પ્રતિવાસુદેવ મેરકનાં ચરિત્ર ત્રિષષ્ઠિશલાકા ચરિત્રથી જાણી લેવાં.



# શ્રી અનંતનાથ પ્રભુનું ચરિત્ર.



ધાતકી ખંડના ઐરાવી નામના વિજયને વિષે અરિષ્ટા નામે નગરીમાં પદ્મરથ નામે રાજા રાજ્ય કરતો હતો તેણે ચિત્ત રક્ષ નામના આચાર્ય પાસે દિક્ષા લીધી પછી વીશ સ્થાનકના આરાધનવડે તીર્થંકર નામ કર્મ બાંધી મૃત્યુ પામી પ્રાણી દેવલોકમાં દેવતા થયો.

આ જંબુ દ્વીપમાં અયોધ્યા નામે નગરને વિષે સિંહસેન નામે રાજા રાજ્ય કરતો હતો તેની સુપક્ષા નામે રાણી હતી તેને ઉદરે પદ્મરથ રાજાનો જીવ દેવલોકથી ચ્યવી શ્રાવણ વદ સાતમને રેવતી નક્ષત્રે પુત્રપણે ઉત્પન્ન થયો. તે વખતે સુયશા રાણીએ ચૌદ મહા સ્વપ્ન જોયાં પછી અનુક્રમે વૈશાખ વદ તેરસે પુષ્પ નક્ષત્રે બાજ પક્ષીના ચિન્હવાળા સુવર્ણવર્ણી પુત્રને સુયશા માતાએ જન્મ આપ્યો. પ્રભુ ગર્ભમાં હતા ત્યારે પિતાએ શત્રુના અનંતબળને જિત્યું હતું તેથી અનંતજિત નામ પાડયું ઉમ્મર લાયક થતાં પિતાએ તેમને અનેક રાજકન્યાઓ પરણાવી

અને સાડા સાત લાખ વરસ વીત્યા પછી પિતાના આગ્રહથી રાજ્ય ભાર ગ્રહણ કર્યો. પંદર લાખ વરસ સુધી રાજ્યનું પાલન કર્યું.

એક વખત લોકાંતિક દેવતાઓની પ્રેરણાથી સહસામ્ર નામના ઉદ્યાનમાં આવી વૈશાખ વદી ચૌદશને દિવસે રેવતી નક્ષત્રે છઠ્ઠ તપ કરી શ્રી અનંતનાથ પ્રભુએ દીક્ષા લીધી. બીજે દિવસે વર્દ્ધમાન નગરમાં વિજયરાજાને ઘેર પરમ અન્નથી પ્રભુએ પારણું કર્યું. ત્રણ વરસ સુધી વિહાર કરી પ્રભુ પાછા સહસામ્ર વનમાં આવ્યા ત્યાં અશોક વૃક્ષ નીચે રહી ધ્યાન ધરતાં વૈશાખ વદી ચૌદશે રેવતી નક્ષત્રે છઠ્ઠ તપ કરીને રહેલા પ્રભુને કેવળજ્ઞાન થયું.

પ્રભુના તીર્થમાં પાતળ નામે યક્ષ અને અંકુશા નામે દેવી શાસન દેવતા થયાં. પૃથ્વી ઉપર વિહાર કરતાં પ્રભુને છાસઠ હજાર સાધુ, બાસઠ હજાર સાધવીઓ, નવસો ચૌદપૂર્વ ધારી, ચાર હજાર ત્રણસો અવધિજ્ઞાની, ચાર હજાર પાંચસો મનઃપર્યવજ્ઞાની, પાંચ હજાર કેવળજ્ઞાની આઠ હજાર વૈક્રિય લબ્ધિવાળા ત્રણ હજાર બસો વાદી, બે લાખ છ હજાર શ્રાવક અને ચાર લાખ ચૌદ હજાર શ્રાવિકાઓ એટલો પરિવાર થયો.

પછી પોતાનો કાલ નજીક આવ્યો જાણી પ્રભુ સમેતશિખરે આવ્યા ત્યાં અનસન કરી એક માસને અંતે સાત હજાર સાધુઓ સાથે ચૈત્ર શુદી પાંચમને પુષ્પ નક્ષત્રે પ્રભુ મોક્ષપદને પ્રાપ્ત થયા. પ્રભુ સાડાસાત લાખ વરસ કુમાર વયમાં, પંદર લાખ વર્ષ રાજ્ય પાળવામાં અને સાડા સાત લાખ વરસ દીક્ષા પાળવામાં એમ ત્રીસ લાખ વરસનું આયુષ ભોગવી વિમળસ્વામીના નિર્વાણ પછી નવ સાગરોપમે નિર્વાણ પામ્યા.

અનંત પ્રભુના સમયમાં ચોથા વાસુદેવ પુરૂષોત્તમ, ચોથા બળદેવ સુપ્રતી ને ચોથા પ્રતિવાસુદેવ મધુ એ ત્રણ શલાકા પુરૂષ થયા.

# ૧૫. શ્રી ધર્મનાથ ચરિત્ર.

ધાતકી ખંડના પૂર્વ મહા વિદેહમાં ભરત નામના વિજયને વિષે ભદ્રિલ નામના નગરમાં દ્રઢરથ નામે રાજા હતો તેણે સંસારથી ઉદ્વિગ્ન પામી વિમલ વાહન નામના ગુરૂ પાસે દીક્ષા લીધી. ચીરકાળ પર્યંત ચારિત્ર પાળી વીસ સ્થાનક આરાધનવડે તીર્થંકર નામ કર્મ ઉપાર્જન કરી મૃત્યુ પામી વૈજયંત નામના વિમાનમાં મહર્દ્ધિક દેવતા થયો.

વૈશાખ શુદી સાતમને પુષ્પ નક્ષત્રે દ્રઢરથ રાજાનો જીવ દેવલોકથી ચ્યવી રત્નપુર નામના નગરને વિષે ભાનુ રાજાની સુવ્રતા નામે રાણીને ઉદરે અવતર્યો. સમય પૂર્ણ થતાં મહા શુદી ત્રીજને દિવસે પુષ્પ નક્ષત્રે સુવ્રતા માતાએ વજ્રના લાંછનવાળા સુવર્ણવર્ણી પુત્રને જન્મ આપ્યો. પ્રભુ જ્યારે ગર્ભમાં હતા ત્યારે તેમની માતાને ધર્મ કરવાનો દોહદ ઉત્પન્ન થયો હતો તેથી પિતાએ તેમનું **ધર્મનાથ** એવું નામ પાડયું. યોવન વય પ્રાપ્ત થતાં પોતાનાં ભોગ્ય કર્મને ભોગવવા પ્રભુએ પાણીગ્રહણ કર્યું. અઢી લાખ વરસના થયા પછી પ્રભુએ રાજ્ય ગ્રહણ કર્યું.

પાંચ લાખ વરસ સુધી રાજ્ય કરી પ્રકાંચન નામના ઉદ્યાનમાં આવી મહા શુદી તેરસે પુષ્પ નક્ષત્રે છઠ્ઠ તપ કરીને એક હજાર રાજાઓની સાથે દીક્ષા લીધી. બીજે દિવસે સોમનપુર નગરમાં ધર્મસિંહ રાજાને ઘેર પ્રભુએ પરમાન્નથી પારણું કર્યું.

પછી વિહાર કરી બે વરસે પાછા તેજ વનમાં આવી દધિપર્ણ વૃક્ષ નીચે ધ્યાન ધરતાં પ્રભુને પોશ સુદી પુનેમને દિવસે પુષ્પ નક્ષત્રમાં ચંદ્ર આવતાં પ્રભુને કેવળજ્ઞાન થયુ.

કેવળજ્ઞાન પામ્યા પછી બે વર્ષે ઉણા અઢી લાખ વરસ સુધી વિહાર કરતાં પ્રભુને ચોસઠ હજાર સાધુઓ, બાસઠ હજાર ચારસો સાધવીઓ, નવસો ચૌદ પુર્વ ધારી, ત્રણ હજારને છસો અવધિજ્ઞાની, ચાર હજાર ને પાંચસો મનઃપર્યવ જ્ઞાની તેટલાજ જ્ઞાની, સાત હજાર વૈક્રિય લબ્ધિવાળા, બે હજાર આઠસો વાદી, બે લાખ ચાળીસ હજાર શ્રાવક અને ચાર લાખ તેર હજાર શ્રાવિકાઓ એટલો પરિવાર થયો પ્રભુના તીર્થમાં કિન્નર નામે યક્ષ અને કંદર્પ નામે યક્ષણી શાસન દેવી થઈ અનેક ગ્રામ નગરાદિકને વિષે વિહાર કરી ભવ્ય જીવોને ઉપકાર કરતા પ્રભુ પોતાનો મોક્ષ કાળ નજીક જાણી પ્રભુ ધર્મનાથ સમેતશિખરે આવ્યા ત્યાં એકસોઆઠ મુનિઓ સાથે અનશન વ્રત ગ્રહણ કરી જેઠ શુદી પાંચમને પુષ્પ નક્ષત્રે મોક્ષપદને પ્રાપ્ત થયા,

પ્રભુએ અઢી લાખ વરસ કુમારપણે, પાંચ લાખ વરસ રાજ્યમાં અને અઢી લાખ વરસ સુધી વ્રતમાં એમ એકંદર દશ લાખ વરસનું આયુષ ભોગવી અનંતનાથ સ્વામીના નિર્વાણ પછી ચાર સાગરોપમે ધર્મનાથ પ્રભુ નિર્વાણ પામ્યા.

શ્રી ધર્મનાથ પ્રભુના સમયમાં પાંચમા વાસુદેવ પુરૂષસિંહ, બળદેવ સુદર્શન અને પ્રતિ વાસુદેવ નિશુંભનાં ચરિત્ર ત્રિષષ્ટિ શલાકા ચરિત્રથી જાણી લેવાં.

---

# ૧૬ શ્રી શાંતિનાથ પ્રભુનું ચરિત્ર.

શ્રી શાંતિનાથ પ્રભુ સમક્તિ પામ્યા પછી બારમે ભવ મોક્ષે ગયા છે તેમાં પ્રથમ ભવે ભરતખંડના રત્નપુર નામના નગરમાં શ્રીષેણુ નામે રાજા હતો તેને અભિનંદિતા તથા શિખિનંદિતા નામે બે રાણીઓ હતી. અભિનંદિતાથી તેને ઇંદુષેણુ અને બિંદુષેણુ નામે બે પુત્રો થયા.

એક વખત અચલ ગ્રામ નામે એક ગામમાં ધરણીજટ નામનો બ્રાહ્મણુ હતો તેને પોતાની કપિલા નામે દાસીથી અનાચાર સેવતાં કપિલ નામે પુત્ર થયો તે કોઇ કુલીન ઘરની સત્યભામા નામે કન્યા સાથે પરણ્યો પરંતુ તે દાસી પુત્ર હોવાથી તેના આચાર સત્યભામાને ગમ્યા નહીં એક દિવસ તેણે પોતાના સસરાના મુખથી કપિલ દાસી પુત્ર છે એમ જાણી શ્રીષેણુ રાજા પાસે જઇ કપિલથી છુટી પડી ધર્મ સાધન કરવાનો વિચાર જણાવ્યો, એટલે રાજાએ તેને તેનાથી છોડાવી પોતાને ત્યાં રાણીઓ પાસે રાખી.

શ્રીષેણુનો પુત્ર ઇંદુષેણુ એક વખત સ્વયંવરથી કૌશાંબી

નગરીના બલરાજાની શ્રી કાંન્તા નામની કન્યાને પરણી લાવ્યો તે કન્યાની સાથે અનંતમતિકા નામે વેશ્યા હતી તે અતિશય રૂપવંત હોવાથી ઇંદુષેણ તથા બિંદુષેણ તેની સાથે રતિ ક્રીડા ભોગવવાની ઇચ્છાથી માંહોમાંહે લડવા લાગ્યા, રાજાએ ઘણું વાર્યા પણ તેમણે માન્યું નહીં, તેથી પિતા કંટાળી તાળપુટ ઝેરવાળા કમળને સુંઘી મૃત્યુ પામ્યા. આ ખબર સાંભળતાંજ "હવે કપિલથી મને અનર્થ થશે" એમ ધારી શરણે રહેલી સત્યભામા પણ તેવીજ રીતે મરણ પામી, અને તેની બે રાણીઓ પણ તેવીજ રીતે મરણ પામી તે ચારે જણ અતિ મૃદુ ભાવથી મરણ પામી જંબુદ્વીપના ઉત્તર કુરૂક્ષેત્રમાં ત્રણ પલ્યોપમના આયુષવાળાં અને ત્રણ ગાઉના શરીરવાળાં જુગલીઆપણે ઉત્પન્ન થયાં, તેમાં શ્રીષેણ તથા અભિનંદિના સ્ત્રી પુરૂષ થયાં અને શિખિનંદિતા તથા સત્યભામા પુરૂષ સ્ત્રી થયાં, ઇંદુષેણ તથા બિંદુષેણ એક વિદ્યાધરના ઉપદેશથી પોતાના પૂર્વ ભવનો વૃત્તાંત સાંભળી દિક્ષા લઇ મોક્ષે ગયા અને શ્રીષેણ તથા અભિનંદીતા વગેરેના જીવ મૃત્યુ પામી પહેલા દેવલોકે દેવપણે ઉત્પન્ન થયા.

એ રીતે ત્રણ ભવ પૂરા કરી ચોથા ભવમાં ભરતક્ષેત્રના વૈતાઢય પર્વત ઉપરના રથનુપુર ચક્રવાળ નામ નગરને વિષે **અર્કકીર્તિ** નામે વિદ્યાધરોના રાજાની જ્યોતિર્માલા નામે રાણીની કુખે પુત્રપણે શ્રીષેણ રાજાનો જીવ થયો તેનું **અમિતતેજ** એવું નામ પાડયું, સત્યભામાનો જીવ શ્રીષેણ રાજાની પુત્રીપણે ઉપન્યો તેનું નામ સુતારા પાડયું, સત્યભામાના પતિ કપિલનો જીવ **અશનિઘોષ** નામે વિદ્યાધરોનો રાજા થયો, અભિનંદિતાનો

જીવ ત્રિપૃષ્ટ વાસુદેવની સ્વયંપ્રભાના પુત્રપણે ઉપન્યો તેનું **વિજય** એવું નામ પાડયું.

અમિતતેજની બેન સુતારાને વિજય સાથે પરણાવી હતી અને વિજયની બેન જ્યોતિઃપ્રભા અમિતતેજ સાથે પરણાવી હતી.

હવે અષનિઘોષ નામે જે વિદ્યાધર હતો તેણે **પ્રતારણી** વિદ્યા વિકુર્વી એક મૃગ બનાવ્યો તેને મારવા **વિજય** ગયો તે વખતે તેણે સુતારાનું હરણ કર્યું અને કૃત્રિમ સુતારા બનાવી "મને સર્પે ડશી" એવો કૃત્રિમ પોકાર કર્યો, અને થોડીવારમાં તે કૃત્રિમ સુતારા મરણ પામી ગઇ આ જોઇ વિજયે બળી મરવા ચિતા સળગાવી. તેવામાં બે વિદ્યાધરોએ આવી વિજયને કહ્યું કે તમારી સ્ત્રી જીવતી છે અને તે અષનિઘોષ લઇ ગયો છે. માટે સાહસ ન કરશો એમ કહી તેમણે પોતાની વિદ્યાના બળે પ્રતા-રણી વિદ્યા નષ્ટ કરી એટલે તે કૃત્રિમ સુતારા અટ્ટ હાસ્ય કરતી ચાલી ગઈ.

આ બનાવ અમિતતેજે જાણ્યો એટલે તેણે ક્રોધથી **વિજ-યને** તેની સાથે લડવા મોકલ્યો અને અષનિઘોષ ઘણી વિદ્યાઓ-વાળો હતો, તેથી તેની વિદ્યાઓને છેદ કરનારી મહાજવાળા નામની વિદ્યાને સાધવાને હિમવંત ગયો, અહીં અષનિઘોષ અને વિજય વચ્ચે લડાઇ ચાલી, લડાઈમાં શસ્ત્રવડે વિજયે અષનિઘોષનું મસ્તક છેદ્યું એટલે એકના બે અષનિઘોષ થયા, અને તે બેનાં મસ્તક છેદ્યાં એટલે ચાર થયા. એમ થોડીવારમાં સેંકડો અષનિઘોષ થઈ ગયા, વિજય ગભરાવા લાગ્યો તેવામાં અમિતતેજ વિદ્યા સાધી ત્યાં આવ્યો એટલે તેની **મહાજવાળા** વિદ્યાના પ્રભાવથી એક

અષનિઘોષનાં સઘળાં રૂપ શાંત થઇ ગયાં અને તેની સેન્યા નાશી ગઇ અષનિઘોષ નાશીને બીકનો માર્યો બળદેવ મુનિના સમવરસણમાં જઇ બેઠો, એટલે અમિતતેજ પણ ત્યાં ગયો ત્યાં મુનિના મુખથી પોતાનો પાછલો ભવ સાંભળી તથા પતિ ભવિષ્યમાં તીર્થંકર થશે. એવું વચન સાંભળી પોતે શ્રાવકનાં બાર વ્રત અંગીકાર કર્યાં.

એક દિવસ ચારણ મુનિઓને પૂછવાથી તેમણે કહ્યું કે તમારૂં આયુષ હવે છવીસ વરસ બાકી રહ્યું છે, એ સાંભળી તેણે વિજય સહિત દીક્ષા લીધી અંતે મૃત્યુ પામી દશમા દેવલોકે મણિચૂલ અને દિવ્યચૂલ નામે દેવતા થયા.

જંબુદ્વીપના રમણીય વિજયમાં શુભા નામની નગરીને વિષે સ્મિતસાગર નામે રાજા હતો. તેને વસુંધરા અને અનુદ્ધરા નામે બે પત્ની હતી. અમિતતેજનો જીવ દેવલોકથી ચ્યવી વસુંધરા રાણીની કુખે ઉત્પન્ન થયો તે વખતે બળભદ્રના જન્મને સુચવનારાં ચંદ્ર, હસ્તી, વૃષભ અને સરોવર એમ ચાર મહા સ્વપ્ન મુખમાં પ્રવેશ કરતાં જોયાં, સમય પુર્ણ થતાં પુત્રનો જન્મ થયો તેનું **અપરાજિત** એવું નામ પાડયું.

વિજયનો જીવ ત્યાંથી ચ્યવી અનુદ્ધરાની કુક્ષીને વિષે ઉત્પન્ન થયો તે સમયે અનુદ્ધરાએ સિંહ, લક્ષ્મી, સૂર્ય, કુંભ, સમુદ્ર, રત્નરાશી અને અગ્નિ, એમ વસુદેવના જન્મને સુચવનારાં સાત મહા સ્વપ્ન જોયાં અનુક્રમે રાણીને પુત્ર જન્મ્યો તેનું **અનંતવીર્ય** એવું નામ પાડયું, બન્ને પુત્ર મોટા થયા એટલે સ્મિતસાગરે અનંતવીર્યને ગાદી બેસારી દીક્ષા લીધી.

એક વખત અનંતવીર્ય અને અપરાજિત બન્ને ભાઇઓ પોતાની બર્બરી અને કિરાતી નામે દાસીઓનું ઘણું સારૂં નાટક જોવામાં લીન થયા તે વખતે સર્વત્ર કલહ જોવામાં કૌતુકવાળા ત્રિદંડી **નારદ** ઋષિ સભામાં આવ્યા, નાટક જોવામાં લીન હોવાથી તે બંન્ને ભાઇઓને તેમને આવવાનું ભાન રહ્યું નહીં. આથી નારદ ઋષિ કોપાયમાન થઇ, તેમને કષ્ટ પમાડવાના ઇરાદાથી વૈતાઢય પર્વતના દમિતારી રાજા પાસે ગયા. ત્યાં જઇ તેમણે બર્બરી અને કીરાતીનાં વખાણ કરી તેમને લાવવાની દમિતારી રાજાને ઉશ્કેરણી કરી પોતાની ઇચ્છા પૂરી પાડવા કલહ બીજ વાવી આકાશ માર્ગે ચાલતા થયા. દમિતારી પ્રતિ વાસુદેવે દૂત મોકલી દાસીઓને મોકલી દેવા કેહેવરાવ્યું. અનંતવીર્યએ થોડા દિવસમાં મોકલી દઇશું એમ વાયદો કરીને દૂતને પાછો કાઢયો.પછી તે વિદ્યાવાળા દમિતારી સાથે લડવાને વિદ્યાઓ સાધવાને વિચાર કરવા લાગ્યા એટલામાં પ્રજ્ઞપ્તિ વિગેરે વિદ્યાઓ પ્રત્યક્ષ થઈ અને કહેવા લાગી કે અમે તમારા આધીન છીએ. પણ વિદ્યાઓ પ્રાપ્ત થયેલા તે બન્ને ભાઇઓએ તે દાસીઓને મોકલી નહીં એટલે દમિતારી રાજાએ ફરીથી દૂત મોકલ્યો ત્યારે તે બન્ને ભાઇઓ વિદ્યાના બળથી બંન્ને દાસીઓનું રૂપ કરી ત્યાં ગયા. ત્યાં જઇ તેમણે પોતાની કળાથી રાજાને તથા સર્વ જનોને મોહ પમાડયા રાજાએ અતિ પ્રસન્ન થઈ તેમને પોતાની કુંવરી કનકશ્રીને નાટયકળા શીખવવા રાખ્યા,એક દિવસ તે બંન્ને જણે કનકશ્રી આગળ અનંતવીર્યનાં ઘણાં વખાણ કર્યાં તેથી કનકશ્રી અનંતવીર્ય ઉપર પ્રબળ રાગવાળી થઇ પરંતુ તેની ઇચ્છા પાર પડવી અશકય ધારી નિ-

શાસો નાંખ્યો એટલે બંન્ને ભાઈઓ પોતાનું રૂપ પ્રગટ કરી કનકશ્રીને લઇ ચાલતા થયા, જતી વખતે રાજાને ખબર આપી કે અમો કનકશ્રીને લઈ જઈએ છીએ. રાજા દમિતારી સૈન્ય તૈયાર કરી તેમની પાછળ પડયો એટલે તેમને સાત દિવ્ય પ્રાપ્ત થયાં. આકાશમાં દેવતાઓ યુદ્ધ જોવાને આવ્યા. દારૂણ યુદ્ધ થયું છેવટે પ્રતિવાસુદેવ દમિતારીએ અનંતવીર્ય વાસુદેવ ઉપર ચક્ર છોડયું તેના વાગવાથી અનંતવીર્ય ક્ષણવાર મૂર્છીત થઈ ગયો. થોડીવારમાં સાવધ થઈ તેજ ચક્રથી દમિતારીનું મસ્તક છેદી નાંખ્યું, અને બન્ને ભાઈઓ પોતાના નગર તરફ આવવાને ચાલ્યા. રસ્તામાં, કીર્ત્તિધર નામના મુનિને કેવળજ્ઞાન ઉપન્યું હતું તેના સમવસરણમાં દેશના સાંભળવા બેઠા. દેશનાને અંતે કનકશ્રીએ પોતાનો વૃત્તાંત પૂછયો. કેવળીએ તેનો પાછલો ભવ કહ્યો. તે સાંભળી કનકશ્રીએ વૈરાગ્ય પામી દિક્ષા લેવાનો વિચાર જણાવ્યો ઘેર આવી ઉત્સવ પૂર્વક કનકશ્રીએ દીક્ષા લીધી અનેક પ્રકારે તપ આરાધી મોક્ષપદને પ્રાપ્ત થઇ.

સમ્યક્ત્વવડે શોભતા અપરાજિત અને અનંતવીર્ય રાજ્ય પાળવા લાગ્યા. ચોરાશીલાખ પૂર્વનું આયુષ ભોગવી અનંતવીર્ય પેહેલી નારકીયે ગયા. ત્યાં બેતાલીસ હજાર વરસ સુધી સમતાથી નરકનાં દુઃખ સહન કરી ભરતક્ષેત્રમાં વૈતાઢયની શ્રેણીને વિષે ગગનવલ્લભપુર નગરને વિષે વિદ્યાધરપતિ મેઘ વાહનની મેઘમાલિની પત્નીથી મેઘનાદ નામે પુત્રપણે ઉત્પન્ન થયો.

અપરાજિત બળદેવભાઈના મરણથી ઉદ્વેગ પામી પોતાના પુત્રને રાજય સોંપી જયધર ગણધરની પાસે દીક્ષા લઇ અનશન

કરી અચ્યુત દેવલોકે ઇંદ્ર થયા. અને મેઘનાદ પણ ઘણાં વર્ષ રાજ્ય પાળી દીક્ષા લઈ અચ્યુત દેવલોકે સામાનિક દેવતા થયા.

આ જંબુદ્વીપના પૂર્વ મહાવિદેહના મંગલાવતી વિજયમાં **રત્નસંચયા** નામે નગરીને વિષે ક્ષેમંકર નામે રાજા રાજ્ય કરતો હતો તેની રત્નમાળા નામે રાણી હતી. **અપરાજિત**નો જીવ અચ્યુત દેવલોકમાંથી ચ્યવી રત્નમાળાની કુખે ઉત્પન્ન થયો. રત્નમાળાએ ચૌદ મહાસ્વપ્ન અને પંદરમું વજ્ર જોયું અનુક્રમે પુત્રનો જન્મ થયો તેનું નામ (માતાએ સ્વપ્નમાં વજ્ર જોયું હતું તેથી) વજ્રાયુદ્ધ પાડયું. અનુક્રમે મોટો થયો ત્યારે તેને લક્ષ્મીવતી નામની રાજકન્યા સાથે પરણાવ્યો, અનંતવીર્યનો જીવ અચ્યુત દેવલોકેથી ચ્યવી લક્ષ્મીવતીની કુખે અવતર્યો તેનું નામ **સહસ્રાયુધ** પાડયું. તેને મોટો થતાં **કનકશ્રી** નામે રાજકન્યા સાથે પરણાવ્યો તેનાથી શતબાળ પુત્ર થયો.

એક વખત વજ્રાયુદ્ધ વસંતક્રીડા માટે ઉદ્યાનમાં ગયા હતા ત્યાં એક વાવ્યને વિષે ક્રીડા કરતા હતા તેવામાં વિદ્યુદ્દંષ્ટ્ર નામે દેવતા જે પૂર્વ ભવમાં દમિતારી રાજા હતો તેણે વૈરભાવથી વજ્રાયુદ્ધ ઉપર એક મોટો પર્વત નાંખ્યો. વજ્રાયુદ્ધે તે પર્વત આવતાંવારને મુષ્ટીવડે પકડી તેના ચુરેચુરા કરી નાંખ્યા. તે વખતે શક્ર ઇંદ્ર મહાવિદેહ ક્ષેત્રના જિનેશ્વરને નમીને નંદીશ્વર દ્વીપની યાત્રા કરવાને જતા હતા. તેણે વાવ્યમાંથી નીકળતા વજ્રાયુદ્ધને જોયા એટલે "આ વજ્રાયુદ્ધ આ ભવમાં ચક્રવર્તિ અને આવતા ભવમાં શ્રી શાંતિનાથ નામે સોળમા તીર્થંકર થશે એમ ધારી ઇંદ્ર તેની પૂજા કરી નંદીશ્વર દ્વીપે ગયો અને વજ્રાયુદ્ધ પોતાના નગર વિષે ગયો.

ક્ષેમંકર રાજાએ લોકાંતિક દેવતાના સ્મરણ આપવાથી રાજ્યનો ભાર વજ્રાયુદ્ધને સોંપી પોતે વરસીદાન આપી દીક્ષા લીધી અનુક્રમે કેવળજ્ઞાન પામી પૃથ્વી ઉપર વિહાર કરવા લાગ્યા.

અહીં વજ્રાયુધને આયુધશાળામાં ચક્રરત્ન ઉપન્યું અને બીજાં પણ તેર રત્ન ઉત્પન્ન થયાં, ચક્રરત્નની પાછળ ફરી વજ્રાયુધે છ ખંડ પૃથ્વી સાધી લીધી એક દિવસ ક્ષેમંકર પ્રભુ ત્યાં આવી સમોસર્યા, તેમની દેશના સાંભળી વજ્રાયુધ ચક્રીએ સહસ્રાયુદ્ધને રાજ્યનો ભાર સોંપી દિક્ષા ગ્રહણ કરી, ત્યાંથી વજ્રાયુધ મુની વિહાર કરતા સિદ્ધિપર્વતે આવી "હું ઉપસર્ગોને સહન કરીશ" એવી બુદ્ધિથી વિરોચન નામના સ્થંભ ઉપર વાર્ષિકી પ્રતિમા ધારણ કરી.

હવે અશ્વગ્રીવ પ્રતિ વાસુદેવના પુત્ર મણિકુંભ અને મણિકેતુ ચિરકાલ ભવાટવીમાં ભમી અંતે બાલતપ કરી અસુર કુમાર દેવતા થયા હતા. તેઓ ફરતા ફરતા ત્યાં આવી ચડયા. વજ્રાયુદ્ધ મુનિને જોઇ પૂર્વના અમિતતેજના ભવના વૈરથી તે બંન્ને ઉપદ્રવ કરવા લાગ્યા. સિંહ થઇને તેમનું શરીર ઉઝરડવા લાગ્યા, વળી હાથી થઇને દંતુશળવડે પ્રહાર કરવા લાગ્યા. સર્પ થઇને તેમના શરીરે વીંટાઈ કચરવા લાગ્યા. એવામાં ઇંદ્રની તિલોત્તમા વગેરે દાસીઓ અરિહંતને વાંદવા જતી હતી, તે મુનિઓને ઉપસર્ગ થતા જોઈ ત્યાં આવી, એટલે તેઓ ક્ષોભ પામી નાશી ગયા. વજ્રાયુધ મુનિ પ્રતિમા પુર્ણ થયે ત્યાંથી વિહાર કરી ગયા.

અહીં સહસ્રાયુધે ઘણાં વર્ષ રાજ્ય પાળી પિહિતાશ્રવ નામના ગણધર પાસે દીક્ષા લીધી. અનુક્રમે વિહાર કરતાં બન્ન

પિતા પુત્ર એકઠા થયા એટલે ઇષત્ પ્રાગભારૂ નામના ગિરિ ઉપર જઇ અનશન કરી આયુષ પુરૂં થયે ત્રીજા ગ્રવેયકે અહમિંદ્ર થયા.

જંબુદ્વીપના પૂર્વ મહાવિદેહમાં પુષ્કળાવતી વિજયને વિષે પુંડરીકિણી નામે નગરીમાં ઘનરથ નામે મહારથી રાજા હતો તેને પ્રિયમતી અને મનોરમા નામે બે રાણીઓ હતી. વજ્રાયુદ્ધનો જીવ દેવલોકથી ચ્યવી પ્રિયમતિના ઉદરે ઉત્પન્ન થયો તેનું **મેઘરથ** નામ પાડયું અને સહસ્ત્રાયુધનો જીવ મનોરમાના ઉદરે અવતર્યો તેનું નામ દૃઢરથ એવું પાડયું બન્ને જણ ઉમર લાયક થતાં પિતાએ તેમને પરણાવ્યા.

પછી ઘનરથ રાજાએ લોકાંતિક દેવતાઓની પ્રેરણાથી મેઘરથને રાજ્યનો ભાર સોંપી દિક્ષા લીધી. અનુક્રમે કેવળજ્ઞાન પામી તીર્થ પ્રવર્ત્તાવિવા લાગ્યા એક દિવસ મેઘરથ રાજા પોસહમાં બેઠા હતા તેવામાં ભયથી થરથર ધ્રુજતું એક પારેવું ( કબુતર ) રાજાના ખોળામાં આવી બેઠું એટલે રાજાએ તેને અભય વચન આપ્યું એટલામાં તેના પાછળ પડેલું એક બાજ પક્ષી આવી રાજાને કહેવા લાગ્યું કે હે રાજા ! મારૂં ભક્ષ્ય તમારી પાસે આવ્યું છે તેને છોડી દ્યો રાજાએ કહ્યું કે અરે મૂરખ પક્ષી ક્ષણવારના સુખના માટે પ્રાણી હિંસા કરી શા માટે નારકીમાં જવા ઇચ્છે છે ! ત્યારે પક્ષી બોલ્યો હે રાજા જો તમે પારેવાને બચાવો છો તો મને પણ ક્ષુધાથી બચાવો હું માંસ વિના બીજું ખાતો નથી ત્યારે રાજાએ કહ્યું અરે પક્ષી તૈયાર થા હું મારા દેહનું માંસ તને આપું છું એમ કહી રાજાએ એક પલ્લામાં પક્ષી મૂકયું અને બીજા પલ્લામાં પોતાનું માંસ કાપી કાપી મૂકવા માંડયું જેમ

જેમ માંસ કાપી મૂકવા માંડયું તેમ તેમ પારેવું તોલમાં વધવા લાગ્યું એટલે રાજા પોતાનું આખું શરીર લઇ ત્રાજવામાં બેઠો એટલે સર્વ લોક હાહાકાર કરી કહેવા લાગ્યા હે પ્રભુ ! તમે આ શું કરો છો એક પક્ષીને માટે તમે આવો અમૂલ્ય દેહ ગુમાવો છો અમને તો એમ લાગે છે કે આ પક્ષી કોઇ માયાવી દેવ હોવા જોઇએ કારણ કે પક્ષીનામાં આટલો ભાર હોય નહીં. એટલામાં તો તે પારેવામાં અધિષ્ટીત થયેલો દેવતા પ્રત્યક્ષ થઇ કહેવા લાગ્યો કે હે રાજા ! ઇશાનેંદ્રની સભામાં તમારી પ્રશંસા થતી હતી તે મારાથી સહન ન થઈ તેથી હું તમારી પરીક્ષા કરવા માટે આ પારેવામાં અધિષ્ટીત થયો હતો માટે મારો અપરાધ ક્ષમા કરો. આ પ્રમાણે કહી રાજાને સજજ કરી પોતાને સ્થાનકે ગયો. બીજે દિવસે રાજાએ પોસહ પાર્યો. રાજાને પારેવાના દ્દષ્ટાંતથી વૈરાગ્ય ઉત્પન્ન થયો. પોતાના પુત્ર મેઘસેનને રાજ્ય આપી દ્દઢરથ સહિત વ્રત અંગીકાર કર્યું ઘણાં વર્ષ ચારિત્ર પાળી આયુષ પૂરું થયે બન્ને ભાઇઓ સર્વાર્થસિદ્ધ વિમાને ઉપન્યા ત્યાં તેત્રીસ સાગરોપમ મહા સુખે નિર્ગમન કર્યા.

જંબુદ્વીપના ભરત ક્ષેત્રમાં હસ્તીનાપુર નામે નગરને વિષે વિશ્વસેન નામે રાજા હતો તેની અચિરા નામે રાણી હતી મેઘરથનો જીવ સર્વાર્થસિદ્ધેથી ચ્યવી ભાદરવા શુદી સાતમને ભરણી નક્ષત્રે અચિરાદેવીના ઉદરે અનુક્રમે નવમાસ અને સાડાસાત દિવસ વ્યતિત થતાં જેઠવદી તેરસને ભરણી નક્ષત્રે અચિરાદેવીએ મૃગના લંછનવાળા કનકવર્ણી પુત્ર શાંતિનાથ પ્રભુને જન્મ આપ્યો. પ્રભુ ગર્ભે આવ્યા ત્યારે કુરૂદેશને વિષે મહામારી વગેરે ઉપદ્રવો પ્રવ-

ર્ત્તતા હતા તે શાંત થયા, તેથી પ્રભુનું શાંતીનાથ નામ પાડયું.

અનેક ધાત્રીઓથી લાલન પાલન કરાતા પ્રભુ બાલ્યાવસ્થા ઉલ્લંઘન કરી યોવન વય પામ્યા એટલે વિશ્વસેન પિતાએ તેમને અનેક રાજ કન્યાઓ પરણાવી પછી પ્રભુ જ્યારે પચીસ હજાર વરસના થયા ત્યારે પિતાએ રાજ્યનો ભાર સોંપ્યો.

શાંતિનાથની યશોમતી રાણીના કુખે દ્રઢરથનો જીવ સર્વાર્થ-સિદ્ધ વિમાનેથી ચ્યવીને આવ્યો તે વખતે યશોમતિએ સ્વપ્નમાં ચક્ર જોયું રાણીએ તે વૃત્તાંત રાજાને જણાવતાં રાજાએ કહ્યું કે હે રાણી! પૂર્વ ભવનો મારો ભાઇ તમારા ઉદરે ઉત્પન્ન થયો છે.

એકદા શ્રી શાંતિનાથની આયુધશાળામાં ચક્રરત્ન ઉત્પન્ન થયું તેનો અઠ્ઠાઇ ઉત્સવ કર્યો અનુક્રમે આઠસો વરસ સુધી શાં-તિનાથે તેની પાછળ ફરી ભરતચક્રીની પેઠે છ ખંડ સાધ્યા છ ખંડ સાધી જ્યારે પાછા આવ્યા ત્યારે દેવતાઓ અને બીજા મુગટબદ્ધ રાજાઓએ ચક્રવર્તીપણાનો અભિષેક તેનો ઓચ્છવ બાર વરસ સુધી ચલાવ્યો.

શ્રી શાંતિનાથ ચક્રવર્તી દરેક હજાર યક્ષોએ અધિષ્ઠિત એવાં ચૌદ રત્ન, નવમાહાનિધિ, ચોસઠ હજાર સ્ત્રીઓ, ચોરાશી લાખ હાથી, ચોરાશી લાખ ઘોડા, ચોરાસી હજાર રથ, છન્નુ ક્રોડ ગામ, છન્નુક્રોડ પાયદળ અને બત્રીસ હજાર મુગટબદ્ધ રાજા એટલાના સ્વામી હતા.

એક વખત લોકાંતિક દેવતાઓ આવી શાંતિનાથ પ્રત્યે આ-વીને કહેવા લાગ્યા કે હે સ્વામી! તીર્થ પ્રવર્ત્તાવો પછી પ્રભુએ વરસીદાન આપી પોતાના પુત્ર ચક્રાયુધને રાજ્ય સોંપી જેઠ વદી

ચૌદશને દિવસે ભરણી નક્ષત્રે સહસામ્ર વર્ણ નામના ઉદ્યાનમાં આવી છઠ્ઠ તપ કરીને એક હજાર રાજાઓની સાથે દિક્ષા લીધી બીજે દિવસે પરમાન્નથી મંદિરપુરમાં સુમિત્ર રાજાને ઘેર પ્રભુએ પારણું કર્યું. એક વરસ સુધી વિહાર કરી પ્રભુ પાછા તેજ ઉદ્યાનમાં આવી છઠ્ઠ કરીને નંદીવૃક્ષ નીચે કાઉસગ્ગે રહ્યા ત્યાં શુકલ ધ્યાન ધ્યાવતાં પ્રભુનાં ઘાતિ કર્મ ક્ષય થઇ ગયાં પોશ શુદી નોમને ભરણી નક્ષત્રે શ્રી શાંતિનાથ પ્રભુને કેવળજ્ઞાન પ્રાપ્ત થયું દેવતાઓએ સમવસરણ રચ્યું તેમાં બેસી પ્રભુએ દેશના દીધી દેશના સાંભળી ચક્રાયુધે પાંત્રીસ રાજાઓ સાથે દીક્ષા લીધી પ્રભુના તીર્થમાં ગરૂડ યક્ષ અને નિર્વાણી દેવી શાસન દેવતા થયાં.

અનુક્રમે વિહાર કરતાં પ્રભુને બાસઠ હજાર સાધુઓ, એકસઠ હજાર છસો સાધવીઓ, આઠસો ચૌદપુર્વ ધારી, ત્રણ હજાર અવધિજ્ઞાની, ચાર હજાર મનઃપર્યવજ્ઞાની, ચાર હજાર ત્રણસો કેવળજ્ઞાની, છ હજાર વૈક્રિય લબ્ધિવાળા, બે હજાર ચારસો વાદી, બે લાખ નેવુ હજાર શ્રાવકો અને ત્રણ લાખ ત્રાણું હજાર શ્રાવિકાઓ એટલો પરિવાર થયો.

પોતાનો નિર્વાણ કાળ સમીપ આવ્યો જાણી પ્રભુ સમેતશિખરે આવ્યા ત્યાં નવસો મુનિઓ સાથે એક માસનું અનશન ગ્રહણ કરી જેઠવદી તેરસને ભરણી નક્ષત્રે પ્રભુ કેવળજ્ઞાન પામ્યા. શ્રી શાંતિનાથ પ્રભુ એકલાખ વરસનું આયુષ પૂર્ણ કરી ધર્મનાથ પ્રભુના નિર્વાણ પછી પોણા પલ્યોપમ ઉણા ત્રણ સાગરોપમ ગયા પછી નિર્વાણ પામ્યા.

---

# ૧૭ શ્રી કુંથુંનાથ ચરિત્ર.

આ જંબુદ્વીપના પૂર્વ વિદેહમાં આવર્ત્ત વિજયની ખડ્ગી નામે એક મોટી નગરી છે. ત્યાં સિંહાવહ નામે રાજા હતો. તેણે સંવરાચાર્ય નામના આચાર્ય પાસે દીક્ષા લીધી. વીસ સ્થાનક તપનું આરાધન કરી તીર્થંકર નામ કર્મ ઉપાર્જન કરી મૃત્યુ પામી સર્વાર્થસિદ્ધ નામના વિમાનને વિષે દેવતા થયો. ત્યાંથી ચ્યવી ભરતક્ષેત્રના હસ્તીનાપુર નામે નગરને વિષે **સુર** નામે રાજાની **શ્રી** નામે રાણીના ઉદરે શ્રાવણ વદી નોમને કૃત્તિકા નક્ષત્રે અવતર્યો. સમય પૂર્ણ થતાં વૈશાખ વદી ચૌદશે કૃત્તિકા નક્ષત્રે છાગના ચિન્હવાળા કનકવર્ણી પુત્રને જન્મ આપ્યો. પ્રભુ જ્યારે ગર્ભમાં હતા ત્યારે તેમની માતાએ સ્વપ્નમાં કુંથું નામનો રત્નસંચય જોયો હતો તેથી પિતાએ તેમનું કુંથુંનાથ એવું નામ પાડ્યું.

યોવનવય પ્રાપ્ત થતાં પિતાની આજ્ઞાથી તેમને અનેક રાજ કન્યાઓ સાથે વીવાહ કર્યાં. જન્મથી તેવીસ હજાર અને સાડા-સાતસો વરસ જતાં પિતાએ તેમને રાજ્ય સોંપ્યું, અને તેટલાંજ બીજાં વર્ષ જતાં તેમની આયુધશાળામાં ચક્રરત્ન ઉત્પન્ન થયું. પછી ચક્રરત્નને અનુસરી છસો વરસમાં છ ખંડ સાધ્યા, ત્રેવીસ હજાર અને સાડાસાતસો વર્ષ ચક્રવર્તીપણામાં વૈભવ ભોગવી લોકાંતિક દેવતાઓની પ્રેરણાથી વરસીદાન આપી વૈશાખ વદી પાંચમને કૃત્તિકા નક્ષત્રે છઠ્ઠ તપ કરીને સહસામ્ર નામના ઉદ્યાનમાં

જાઓ સાથે દીક્ષા લીધી બીજે દિવસે ચક્ર-

પુર નગરમાં વ્યાઘ્રસિંહ રાજાને ઘેર પ્રભુએ પરમાન્નથી પારણું કર્યું. ત્યાંથી વીહાર કરી ફરતા ફરતા સોળ વર્ષે પાછા તેજ ઉદ્યાનમાં આવ્યા, ત્યાં આવી છઠ્ઠ તપ કરી તિલક વૃક્ષ નીચે કાઉસ્સગ્ગે રહ્યા. શુકલ ધ્યાનવડે ઘાતિકર્મોનો ક્ષય થતાં ચૈત્ર શુદી ત્રીજને દિવસે ચંદ્રકૃત્તિકા નક્ષત્રમાં આવતાં પ્રભુને કેવળજ્ઞાન થયું. તત્કાળ દેવતાઓએ આવી સમવસરણ રચ્યું. એટલે પ્રભુએ સિંહાસન ઉપર બેસી દેશના દીધી.

અનુક્રમે પૃથ્વીતળમાં વિહાર કરતાં સાઠ હજાર સાધુઓ સાઠહજાર ને છસો સાધ્વીઓ, છસો સીતેર ચૌદ પુર્વધારી, અઢીહજાર અવધિજ્ઞાની, ત્રણહજાર ત્રણસોને ચાલીસ મનઃપર્યવજ્ઞાની, ત્રણહજાર ને બસો કેવળજ્ઞાની, પાંચહજારને એકસો વૈક્રિય લબ્ધિવાળા, બે હજાર વાદ લબ્ધિવાળા, એક લાખ અગણ્યાએંશી હજાર શ્રાવક અને ત્રણ લાખ એકાશી હજાર શ્રાવિકા એટલો પરિવાર થયો. **ગંધર્વ** યક્ષ અને **બલા દેવી** પ્રભુના શાસન દેવતા થયાં.

પછી પ્રભુએ પોતાનો નિર્વાણ કાળ નજીક આવ્યો જાણી સમેત શિખરે પધાર્યા, ત્યાં એક હજાર મુનિઓ સાથે એક માસના અનશનને અંતે વૈશાખ વદી પડવેને દિવસે કૃત્તિકા નક્ષત્રમાં પ્રભુ મોક્ષ પદને પ્રાપ્ત થયા, કુમારપણામાં રાજ્ય પાળવામાં ચક્રવર્તીપણામાં અને દીક્ષામાં સરખા ભાગે પંચાણું હજાર વરસનું આયુષ પૂર્ણ કરી શ્રી શાંતિનાથ પ્રભુના નિર્વાણ પછી અરધા પલ્યોપમે કુંથુંનાથ ભગવાન નિર્વાણ પામ્યા.



# ૧૮ શ્રી અરનાથ ચરિત્ર.



જંબુદ્વીપના પૂર્વ વિદેહને વિષે **સુસીમા** નામે નગરીમાં ધનપતિ નામે રાજા હતો. તેણે સંસારથી વૈરાગ્ય પામી સંવર નામના મુનિ પાસે દીક્ષા લીધી. અનુક્રમે ચારિત્ર પાળતાં વીસ સ્થાનક તપ વડે તીર્થંકર નામ કર્મ ઉપાર્જન કર્યું આયુષ પૂર્ણ થયે કાળ કરી નવમા ગ્રૈવયકે દેવતા થયા.

ત્યાંથી ચ્યવી હસ્તીનાપુર નામે નગરને વિષે **સુદર્શન** રાજાની **મહાદેવી** નામે પ્રિયાની કુખે ફાગણ સુદી ત્રીજને દિવસે ચંદ્ર રેવતી નક્ષત્રમાં આવતાં ધનપતિ રાજાનો જીવ અવતર્યો, સમય પૂર્ણ થતાં માગશર શુદી દશમે ચંદ્ર રેવતી નક્ષત્રમાં આવતાં નંદવર્ત્તના લાંછનવાળા કનકવર્ણી પુત્રને **મહાદેવી** માતાએ જન્મ આપ્યો પ્રભુ ગર્ભમાં હતા ત્યારે તેમની માતાએ સ્વપ્નમાં ચક્રના આરા દીઠા હતા તેથી પિતાએ તેમનું અરનાથ એવું નામ પાડયું.

અનુક્રમે પ્રભુ એકવીસ હજાર વરસના થયા એટલે પિતાએ તેમને રાજ્ય સોંપ્યું. તેટલાંજ વર્ષ રાજ્ય કરી પછી આયુધશાળામાં ચક્ર રત્ન ઉત્પન્ન થયું. ચારસો વરસો વરસ સુધી ચક્રની પાછળ ફરી છ ખંડ સાધ્યા. એકવીસ હજાર વર્ષ સુધી ચક્રવર્તીપણાનો વૈભવ ભોગવી લોકાંતિક દેવતાઓની પ્રેરણાથી સંવત્સરી દાન આપી માગશર શુદી અગીઆરસે ચંદ્ર રેવતી નક્ષત્રમાં આવતાં છઠ્ઠ તપ કરીને સહસામ્ર નામના વનમાં આવી પ્રભુએ

દીક્ષા લીધી. બીજે દિવસે રાજપુર નગરમાં અપરાજિ.. ઘેર પ્રભુએ પરમાન્નથી પારણું કર્યું.

અનુક્રમે વિહાર કરતા પ્રભુ પાછા ત્રણ વરસે તેજ ઉદ્યાનમાં આવી આમ્ર વૃક્ષ નીચે કાઉસ્સગ્ગે રહ્યા ત્યાં કારતક શુદી બારસે ચંદ્ર રેવતી નક્ષત્રમાં આવતાં પ્રભુને કેવળજ્ઞાન થયું. એટલે દેવ-ઓએ સમવસરણ રચ્યું, ત્યાં બેસી પ્રભુએ દેશના દીધી, પછી ત્યાંથી વિહાર કરતાં પ્રભુને પચાસ હજાર સાધુઓ, સાઠ હજાર સાધવીઓ, છસેં દશ ચૌદ પૂર્વ ધારી, બે હજાર છસો અવધિ-જ્ઞાની, પચીસો એકાવન મનઃપર્યવજ્ઞાની, બે હજાર આઠસો કેવળજ્ઞાની, સાત હજાર ત્રણસો વૈક્રિય લબ્ધિવાળા, એક હજાર છસો વાદી, એક લાખ ચોરાસી હજાર શ્રાવક અને ત્રણ લાખ બોતેર હજાર શ્રાવકાઓ એટલો પરિવાર થયો. પ્રભુના તીર્થમાં **ષણ્મુખ** નામે યક્ષ અને ધારીણી નામે યક્ષણી શાસન દેવતા થયાં.

પોતાનો મોક્ષકાળ સમીપ જાણી પ્રભુ સમેત શિખર પર્વત ઉપર પધાર્યા, ત્યાં એક હજાર મુનિઓ સાથે અનશન ગ્રહણ કર્યુ એક માસને અંતે માગશાર શુદી દશમે ચંદ્ર રેવતી નક્ષત્રમાં આવે છતે તેટલા મુનિઓ સાથે પ્રભુ નિર્વાણ પદને પામ્યા.

અરનાથ પ્રભુ કૌમાર વયમાં માંડલીકપણામાં, ચક્રવતીપણામાં અને દીક્ષામાં સરખે ભાગે ચૌરાસી હજાર વર્ષનું આયુષ ભોગવી કુંથુંનાથ ભગવાન પછી કોટી હજાર વરસ ઉણો પલ્યોપમનો ચોથો અંશ ગયો ત્યારે મોક્ષ પામ્યા.

# ૧૯ શ્રી મલ્લિનાથ ચરિત્ર.

---o---

જંબુદ્વીપના અપર વિદેહમાં સલીલાવતી વિજયને વિષે વીતશોકા નામે નગરી છે. તેમાં બળ નામે રાજા રાજ્ય કરતો હતો, તે રાજાને ધારણી નામે રાણીથી મહાબળ નામે પુત્ર થયો, તે મહાબળને અચલ, ધરણ, પૂરણ, વસુ, વૈશ્રવણ અને અભિચંદ્ર એ છ રાજાઓ મિત્ર હતા, એક વખત તે મહાબળને દિક્ષા લેવાની ઈચ્છા થઇ તે વાત પોતાના મિત્રોને કરતાં અરસપરસ સ્નેહને લીધે તેના છ મિત્રોએ પણ દિક્ષા લીધી, તે સાતે મહાત્માઓની એવી પ્રતિજ્ઞા હતી કે આપણામાંથી જો એક તપસ્યા કરે તો તે પ્રમાણે સર્વેએ કરવી, આવો સંકેત કરીને તેઓ તપ કરવા લગ્યા પરંતુ તેમાં મહાબળ સર્વથી પોતાને અધિક ફળ મળે એવી ઈચ્છાથી આજ મારૂં મસ્તક દુખે છે, આજે પેટમાં પીડા થાયછે એવાં ખોટાં બાહાનાં બતાવી પારણાને દિવસે આહાર નહીં કરતાં અધિક તપસ્યા કરવા લાગ્યા. આવા તેમના માયા મિશ્ર તપ કરવાવડે સ્ત્રી વેદ અને અર્હદ્ ભક્તિ પ્રમુખના સ્થાનકોને આરાધવાવડે મહાબળ તીર્થંકર નામ કર્મ ઉપાર્જન કર્યું. ચોરાસીલાખ વરસના આયુષવાળા તે મહામુનિઓ ચોરાસી હજાર વરસ સુધી વ્રત પાળી આયુષ ક્ષય થતાં વૈજયંત નામે અનુત્તર વિમાને દેવતા થયા.

આ જંબુદ્વીપને વિષે દક્ષિણ ભરતાર્દ્ધમાં મિથિલા નામે નગરી છે તેમાં કુંભ નામે રાજા રાજ્ય કરતો હતો તેની પ્રભા-

વતી નામે રાણી હતી. સ્વર્ગવાસી મહાબળનો જીવ ત્યાંથી ચ્યવી ફાગણ શુદી ચોથને દિવસે ચંદ્ર અશ્વિની નક્ષત્રમાં આવતાં પ્રભાવતી દેવીના ઉદરે અવતર્યો. પૂર્ણ સમય થતાં માગશર શુદી અગીઆરસે ચંદ્ર અશ્વિની નક્ષત્રમાં આવતાં કુંભના લંછન સહિત નીલવર્ણી પુત્રીને જન્મ આપ્યો. પ્રભુ જ્યારે ગર્ભમાં હતા ત્યારે તેમની માતાને ફુલની માળાની શય્યામાં સૂવાનો દોહદ થયો હતો તેથી પિતાએ તેમનું મલ્લિકુમારી નામ પાડયું.

મલ્લિકુમારીના પુર્વ ભવના મિત્ર અચળનો જીવ સાકેતપુર નગરમાં **પ્રતિબુદ્ધિ** નામે રાજા થયો. ધરણનો જીવ ચંપાપુરીમાં **ચંદ્રછાય** નામે રાજા થયો. પૂરણનો જીવ શ્રીવત્સી નગરીમાં **રૂકમી** નામે રાજા થયો. વસુનો જીવ વારાણસી નગરીમાં **શંખ** નામે રાજા થયો. વૈશ્રવણનો જીવ હસ્તીનાપુરમાં **અદીનશત્રુ** નામે રાજા થયો અભિચંદ્રનો જીવ કાંપિલપુર નગરમાં જિતશત્રુ નામે રાજા થયો. હવે તે છએ રાજાઓએ પૂર્વ ભવના સ્નેહને લીધે મલ્લિકુમરીના રૂપથી મોહીત થઇ તેને પરણવા સારૂ કુંભ રાજા પાસે પોત પોતાના દૂત મોકલ્યા.

અહીં મલ્લીકુમારીએ પોતાના પૂર્વ જન્મના મિત્ર છએ રાજાઓને અશોકવાડીમાં બોધ થવાનો છે એવું અવધિજ્ઞાનથી જાણી, તે વાડીની અંદર મેહેલના ઓરડાની મધ્યમાં મનોહર રત્ન પીઠ ઉપર એક પોતાની સુવર્ણમય સુશોભિત પ્રતિમા કરાવીને સ્થાપન કરી તેના મસ્તક ઉપર સુવર્ણમય કમળનું ઢાંકણું કર્યું તે ઢાંકણા વાટે દરરોજ તેમાં આહારનો એક એક કોળીઓ નાંખવા લાગ્યા.

હવે તે છએ રાજાઓના આવેલા દૂતોને કુંભ રાજાએ તિર

સ્કાર કરી કાઢી મૂકયા. તેથી તે સર્વે પોતાનું લશ્કર લઈ મિથીલાપુર ઉપર ચઢી આવ્યા. આથી કુંભ રાજા ચિંતાતુર થયા. પછી મલ્લિકુમરીએ પીતાને કહ્યું કે તમે ચિંતા કરશો નહીં તે રાજાઓને કહેવરાવો કે તમે દરેક જણ મલ્લિકુમરીના ઓરડે આવજો, પછી તે બધાઓને મલ્લિકુમરીની સુવર્ણમય પ્રતિમાવાળા ઓરડામાં કોઈ કોઇને જોઇ ન શકે તેવી રીતે બેસાડયા, પછી તરતજ મસ્તક ઉપરનું ઢાંકણું ઉઘાડયું. એટલે તેમાં નાંખેલું અનાજ કોહી જવાથી તેની દુગધી બધા ઓરડામાં ફેલાઇ, એટલે તે બધા નાસિકાએ વસ્ત્ર ઢાંકી અવળુ મોં કરી બેઠા. પછી મલ્લિકુમારીએ કહ્યું કે, હે રાજાઓ! દરરોજ એક એક કવળના આહારની દુર્ગંધી સહન નથી કરી શકતા તો આ શરીર તો રૂધિર, માંસ, વિષ્ટા વિગેરેથી ભરેલું છે તેની દુર્ગંધી કેવી રીતે સહન કરશો. વિવેકી પુરૂષો તો આવા શરીર ઉપર કાંઇ પણ મોહ કરતા નથી. વળી તમે આજથી ત્રીજે ભવે મારી સાથે દીક્ષા લઇને તપ કર્યો હતો તે કેમ સંભારતા નથી. આવાં મલ્લિકુમરીનાં વચન સાંભળી તેઓને જાતિસ્મરણ જ્ઞાન થયું અને પોતાનો પૂર્વ ભવ યાદ આવ્યો, તેઓ કહેવા લાગ્યા કે હે પ્રભુ! તમે અમને દુર્ગતિમાં પડતાં બચાવ્યા છે. હવે અમને યોગ્ય રસ્તો બતાવો પછી મલ્લીકુંવરીએ કહ્યું કે સમય આવે ત્યારે દીક્ષા ગ્રહણ કરજો એમ કહી તેમને વિદાય કર્યા.

તે અવસરે લોકાંતિક દેવતાઓએ મલ્લીનાથને કહ્યું કે તીર્થ પ્રવર્ત્તાવો પછી પ્રભુએ વરસીદાન આપી અઠ્ઠમ તપ કરીને માગશર શુદી અગીઆરસે ચંદ્ર અશ્વીની નક્ષત્રમાં આવતાં સહસામ્ર વનમાં

આવી એક હજાર પુરૂષો અને ત્રણસો સ્ત્રીઓ સાથે દીક્ષા લીધી, તેજ દિવસે પ્રભુને મનઃપર્યવ અને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું બીજે દિવસે તેજ વનમાં રહેલા વિશ્વસેન રાજા તરફથી પ્રભુને પારણું થયું. પ્રભુના તીર્થમાં કુબેર નામે યક્ષ અને વૈરાટયા દેવી શાસન દેવના થયાં.

મલ્લિનાથ પ્રભુને વિહાર કરતાં ચાળીસ હજાર સાધુઓ, પંચાવન હજાર સાધવીઓ, છસો અડસઠ ચૌદ પૂર્વધારી, બેહજાર બસો અવધિજ્ઞાની, સતરસોને પચાસ મનઃપર્યવજ્ઞાની, બેહજાર બસો કેવળજ્ઞાની, બેહજાર નવસો વૈક્રિય લબ્ધિવાળા, એકહજાર ને ચારસો વાદી, એકલાખ ત્યાસી હજાર શ્રાવક અને ત્રણલાખને સીતેર હજાર શ્રાવિકાઓ એટલો પરિવાર થયો. પછી મલ્લિનાથ પ્રભુએ પોતાનો નિર્વાણ સમય સમીપ આવ્યો જાણી સમેતશિખરે જઇ પાંચસો સાધુઓ અને પાંચસો સાધવીઓ સાથે અનશન વ્રત ગ્રહણ કર્યું. એક માસને અંતે ફાગણ શુદી બારસે ચંદ્ર યામ્ય નક્ષત્રમાં આવતાં પ્રભુ તે સઘળાની સાથે નિર્વાણપદને પ્રાપ્ત થયા.

પંચાવન હજાર વરસનું આયુષ પૂર્ણ કરી અરનાથ પ્રભુના નિર્વાણ પછી કોટી હજાર વર્ષે મલ્લિનાથ પ્રભુ નિર્વાણ પામ્યા.



# ૨૦ શ્રી મુનિસુવ્રત સ્વામી ચરિત્ર.

આ જંબુદ્વીપના અપર વિદેહમાં ભરત નામના વિજયને વિષે ચંપા નામે એક નગરી છે, તેમાં સુરશ્રેષ્ટ નામે એક રાજા હતો, તેણે નંદનમુનિની દેશના સાંભળી તેમની પાસે દિક્ષા લીધી. અર્હંત ભક્તિ વગેરે સ્થાનોના આરાધનથી તીર્થંકર નામ ઉપાર્જન કરી મૃત્યુ પામી પ્રાણાંત દેવલોકે દેવતા થયા.

આ ભરતક્ષેત્રમાં મગધ દેશને વિષે રાજગ્રહ નામે નગરમાં સુમિત્ર નામે રાજા હતો તેને પદ્માવતી નામે પટરાણી હતી. સુરશ્રેષ્ટ રાજાનો જીવ પ્રાણાંત દેવલોકથી ચ્યવી શ્રાવણ શુદી પુનમે ચંદ્ર શ્રવણ નક્ષમાં આવતાં પદ્માવતી દેવીની કુખે અવતર્યો, અનુક્રમે જેઠ વદી આઠમે શ્રવણ નક્ષત્રમાં કાચબાના લંછનવાળા અને શ્યામ કાંતિવાળા પુત્રને જન્મ આપ્યો, પ્રભુ જ્યારે ગર્ભમાં હતા ત્યારે તેમની માતા મુનિની પેઠે સુવ્રતા એટલે સારા વ્રતવાળાં થયાં હતાં તેથી પિતાએ તેમનું મુનિસુવ્રત એવું નામ પાડયું.

અનુક્રમે યોવનવય પામતાં પિતાએ તેમને પ્રભાવતી વગેરે અનેક રાજકન્યાઓ પરણાવી તેમની સાથે સુખ ભોગવતાં પ્રભાવતી દેવીથી સુવ્રત નામે એક કુંવર થયો. મુનિસુવ્રત સ્વામી જ્યારે સાડાસાત હજાર વરસના થયા ત્યારે પિતાએ તેમને રાજ્યાસને બેસાડયા, પૃથ્વીનું પાલન કરતાં પ્રભુ જ્યારે પંદરહજાર વરસના થયા ત્યારે લોકાંતિક દેવતાઓની પ્રેરણાથી સુવ્રત પુત્રને રાજ્ય સોંપી ફાગણ શુદી આઠમે શ્રવણ નક્ષત્રમાં નીલગુહા ના-

મના ઉદ્યાનમાં આવી છઠ્ઠ તપ કરીને પ્રભુએ એક હજાર રાજાઓ સાથે દીક્ષા લીધી. બીજે દિવસે રાજગૃહ નગરમાં બ્રહ્મદત્ત રાજાને ઘેર પરમાન્નથી પ્રભુએ પારણું કર્યું.

પછી અગિઆર માસ વિહાર કરી પ્રભુ પાછા તેજ ઉદ્યાનમાં આવ્યા. તો ચંપાના વૃક્ષ નીચે કાઉસ્સગ્ગ કરતાં ફાગણવદી બારસે શ્રવણ નક્ષત્રમાં પ્રભુને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. તત્કાળ દેવતાઓએ સમવસરણની રચના કરી. પ્રભુએ સિંહાસન ઉપર બેશી દેશના દીધી. પ્રભુના શાસનમાં **વરૂણ** નામે યક્ષ અને **નરદત્તા** નામે યક્ષણી શાસન દેવતા થયાં.

એકદા વિહાર કરતા પ્રભુ ભૃગુકચ્છ (ભરૂચ) વગેરેમાં પધાર્યા, તે નગરનો જિતશત્રુ રાજા અશ્વ ઉપર ચઢી પ્રભુને વંદના કરવા આવ્યો, તે વખતે જિતશત્રુ રાજાના અશ્વે ઉંચા કાન કરી પ્રભુની દેશના સાંભળી, દેશનાને અંતે ગણધરે પ્રભુને પૂછયું કે સ્વામી આ સમવસરણમાં અત્યારે કોણ ધર્મને પામ્યું ? પ્રભુ બોલ્યા જિતશત્રુ રાજાના અશ્વ સિવાય બીજું કોઇ ધર્મ પામ્યું નથી તે સાંભળી જિતશત્રુ રાજા બોલ્યો હે જગન્નાથ એ અશ્વ કોણ છે. તે કૃપા કરીને કહો. પછી પ્રભુ બોલ્યા કે પદ્મિનીખંડ નગરમાં **જિનધર્મ** નામે એક શેઠ હતો તેને **સાગરદત્ત** નામે એક મિત્ર હતો, એક વખતે તેણે વ્યાખ્યાનમાં સાંભળ્યું કે જે અર્હંત પ્રભુનાં બિંબ કરાવે તે જન્માંતરમાં મોક્ષ પામે એવો ધર્મ પામે. તે સાંભળી સાગરદત્તે એક સોનાનું બિંબ કરાવી મોટી સમૃદ્ધિથી સાધુઓ પાસે તેની પ્રતિષ્ટા કરાવી. સાગરદત્ત મિથ્યાત્વી હતો તેથી તેણે નગરની બહાર પૂર્વે એક શિવાલય કરાવ્યું હતું,

એક દિવસ ઉત્તરાયણનું પર્વ આવતાં સાગરદત્ત ત્યાં ગયો. ત્યાં શીવના પૂજારીઓ ઘૃતપૂજાને માટે પ્રથમથી સંગ્રહી રાખેલા ઘીના ઘડા ત્વરાથી ખેંચતા હતા, ઘણાં દિવસ થયાં પડી રહેલાને ઘડાની નીચે પીંડાકાર થઇને ઘણી ઉધઇ ચોંટી હતી. તે ઘડા લેવાથી માર્ગમાં પડી જતી હતી, તે ઉધઇને ચગદાતી જોઈ સાગરદત્ત દયાથી વસ્ત્રવડે તેને ખસેડવા લાગ્યો તે જોઇને એક પૂજારી બોલ્યો અરે શું તને ધોળીઆ યતિઓએ આ નવી શિક્ષા આપી છે. એમ કહી તેણે પગવડે ચગદી નાંખી, તે સાગરદત્ત વિલખો થઇ તેઓમાંના આચાર્ય સામું જોવા લાગ્યો, આચાર્યએ પણ તે પાપની ઉપેક્ષા કરી, ત્યારે સાગરદત્તે વિચાર્યું જે આ નિર્દય પાપીઓને ધિક્કાર છે, આવા ગુરૂઓ પોતે દુર્ગતિ જાય છે. અને બીજાઓને લઇ જાય છે, એમ અશ્રદ્ધા રાખતો, પરંતુ આગ્રહથી શીવપૂજન કરતો સમકિત નહીં પામવાથી મૃત્યુ પામીને આ અશ્વ થયો છે, અને તેને બોધ કરવા માટેજ હું અહીં આવ્યો છું, પૂર્વ જન્મમાં તેણે જિનપ્રતિમા કરાવી હતી તેથી તે ક્ષણવારમાં ધર્મ પામ્યો છે આવાં ભગવંતનાં વચન સાંભળી તે અશ્વને ખમાવી રાજાએ તેને છોડી મૂકયો, ત્યારથી ભરૂચ શેહેર **અશ્વાવબોધ** નામે પવિત્ર તીર્થ તરીકે લોકમાં પ્રખ્યાત થયેલું છે.

કેવળજ્ઞાન થયા પછી વિહાર કરતાં મુનિસુવ્રત સ્વામીને ત્રીસહજાર સાધુઓ, પચાસ હજાર તપસ્વી સાધવીઓ; પાંચસો ચૌદ પૂર્વધારી, અઢારસો અવધિજ્ઞાની, પંદરસો મનઃપર્યવજ્ઞાની અઢારસો કેવળજ્ઞાની, બે હજાર વૈક્રિય લબ્ધિવાળા, એક હજાર

અસો વાદ લબ્ધિવાળા, એક લાખ બોતેર હજાર શ્રાવક, ત્રણલાખ ને પચાસ હજાર શ્રાવિકાઓ એટલો પરિવાર થયો.

અનુક્રમે નિર્વાણકાળ સમીપ આવ્યો જાણી પ્રભુ સમેતશિખરપર પધાર્યા ત્યાં અનશન કરી એક માસને અંતે હજાર મુનિઓ સાથે જેઠ વદી નોમને શ્રવણ નક્ષત્રમાં પ્રભુ નિર્વાણપદ પામ્યા. પ્રભુએ સાડાસાત હજાર વર્ષ કુમારપણામાં, સાડાસાત હજાર વરસ રાજ્ય પાળવામાં, અને પંદર હજાર વર્ષ વ્રતમાં એમ ત્રીસહજાર વરસનું આયુષ પૂર્ણ કરી, મલ્લીનાથ સ્વામીના નિર્વાણ પછી એક લાખ વરસે મોક્ષ પદને પામ્યા.

શ્રી અરનાથ સ્વામીના તીર્થમાં છઠ્ઠા વાસુદેવ **પુરૂષપુંડરીક**, બળદેવ **આનંદ** અને પ્રતિવાસુદેવ **બળી** રાજા થઇ ગયો, વળી ચક્રવર્તી સુભૂમ પણ તેમનાજ તીર્થમાં થયો. ત્યાર પછી સાતમા વાસુદેવ **દત્ત,** બળભદ્ર **નંદન** અને પ્રતિવાસુદેવ **પ્રલ્હાદ** થયા.

મુનિસુવ્રત સ્વામી વિહાર કરતા હતા તે સમયમાં હસ્તીનાપુર નગરને વિષે મહાપદ્મ નામે ચક્રવર્તી થઇ ગયો છે.



# ૨૧ શ્રી નમિનાથજી ચરિત્ર.

જંબુદ્વીપના પશ્ચિમ મહાવિદેહમાં કૌશાંબી નામે નગરીને વિષે સિદ્ધાર્થ નામે રાજા હતો, તેણે સંસારથી વિરક્ત થઇ સુદ-

ર્શન મુનિ પાસે દીક્ષા લીધી તે વીસ સ્થાનક તપનું આરાધન કરી તીર્થંકર નામ કર્મ ઉપાર્જન કરી મૃત્યુ પામી અપરાજિત વિમાને દેવપણે ઉત્પન્ન થયો.

ત્યાંથી ચ્યવી આસો શુદી પુનેમને દિવસે અશ્વની નક્ષત્રમાં મિથીલા નગરીને વિષે **વિજય** રાજાની **વપ્રા** નામે રાણીના ઉદરે પુત્રપણે ઉત્પન્ન થયો. સમય પૂર્ણ થતાં શ્રાવણ વદી આઠમે અશ્વિની નક્ષત્રમાં નીલકમળથી લાંછિત સુવર્ણ કાંતિવાળા કુમારને દેવીએ જન્મ આપ્યો. પ્રભુ જ્યારે ગર્ભમાં હતા ત્યારે શત્રુઓએ મિથિલા નગરીને ઘેરી લીધી હતી. તે વખતે વપ્રાદેવી મેહેલઉપર ચડયાં હતાં, તેમને જોઇ ગર્ભના પ્રભાવથી સર્વ શત્રુઓ આવી વિજય રાજાને નમી પડયા. તે ઉપરથી રાજાએ તેમનું **નમિનાથ** એવું નામ પાડયું.

યોવનવય થતાં પિતાની આજ્ઞાથી અનેક રાજકન્યાઓ સાથે પરણ્યા. અઢી હજાર વરસ ગયા પછી પ્રભુએ રાજ્યનો સ્વીકાર કર્યો. પાંચહજાર વરસ રાજ્ય કર્યા પછી લોકાંતિક દેવતાની પ્રેરણાથી સુપ્રભ નામના પોતાના પુત્રને રાજ્યે બેસારી સહસામ્ર નામના વનમાં આવી અસાડ વદી નોમને અશ્વિની નક્ષત્રમાં છઠ્ઠ તપ કરીને પ્રભુએ દીક્ષા લીધી. બીજે દિવસે વીરપુર નગરમાં દત્ત રાજાને ઘેર પ્રભુએ ક્ષીરથી પારણું કર્યું.

ત્યાંથી નવમાસ વિહાર કરી પ્રભુ પાછા તેજ વનમાં આવ્યા અને છઠ્ઠ તપ કરીને બોરસલીના વૃક્ષ નીચે કાઉસ્સગ્ગે રહ્યા. ત્યાં માગશર શુદી અગીઆરસને દિવસે અશ્વની નક્ષત્રમાં પ્રભુને કેવળજ્ઞાન થયું.

શ્રી નમિનાથ પ્રભુના તીર્થમાં ભૃકુટિ નામે યક્ષ અને ગાંધારી નામે શાસનદેવી થઈ. અનુક્રમે વિહાર કરતાં પ્રભુને વીસ હજાર સાધુઓ, એકતાલીસ હજાર સાધવીઓ, સાડાચારસો ચૌદ પૂર્વધારી, એકહજારને છસો અવધિજ્ઞાની બારસો આઠ મનઃપર્યવજ્ઞાની, સોળસો કેવળજ્ઞાની, પાંચહજાર વૈક્રિયલબ્ધિવાળા, એકહજાર વાદ લબ્ધિવાળા, એક લાખ સિત્તેરહજાર શ્રાવકો અને ત્રણ લાખ અડતાલીસ હજાર શ્રાવિકાઓ એટલો પરિવાર થયો.

પછી પોતાનો મોક્ષકાળ સમીપ આવ્યો જાણી પ્રભુ સમેત શિખરે પધાર્યા ત્યાં એક હજાર મુનિઓની સાથે પ્રભુએ અનશન કર્યું. એક માસને અંતે વૈશાખ વદ દશમે અશ્વીની નક્ષત્રમાં શ્રી નમિનાથ પ્રભુ તે મુનિઓની સાથે મોક્ષપદને પ્રાપ્ત થયા. કુમારપણામાં અઢી હજાર વરસ, રાજ્યમાં પાંચ હજાર વરસ અને વ્રતમાં અઢીહજાર વર્ષ એમ દસહજાર વરસનું આયુષ પૂર્ણ કરી મુનિસુવ્રત સ્વામીના નિર્વાણ પછી છ લાખ વરસે શ્રી નમિનાથ પ્રભુ મોક્ષ પદને પામ્યા.

શ્રી નમિનાથ પ્રભુ વિહાર કરતા હતા તે સિવાય હરિષેણ નામે ચક્રવર્તી થયા છે. તેમનું ચરિત્ર ત્રિષષ્ઠી શલાકા પુરૂષ ચરિત્રથી જાણી લેવું. વળી તેજ પ્રભુના તીર્થમાં બીજા જય નામે ચક્રવર્તી થઇ ગયા તેમનું ચરિત્ર પણ ઉપરોક્ત ગ્રંથથી જાણી લેવું.



# ૨૨ શ્રી નેમિનાથ ચરિત્ર.

જંબુદ્વીપના ભરતક્ષેત્રને વિષે અચળપુર નામના નગરને વિષે વિક્રમધન નામે રાજા હતો. તેની ધારિણી નામે રાણી હતી. તે રાણીને એક વખત સ્વપ્ન આવ્યું કે ફળવાળા આંબાના વૃક્ષને એક પુરૂષે હાથમાં લઇ કહ્યું કે આ આંબો તારા આંગણામાં રોપાય છે, તે જેમ જેમ વખત જશે તેમ તેમ અધિક ફળવાળું થઇને જૂદે જૂદે સ્થાનકે નવ વાર રોપાશે. આ સ્વપ્નનો અર્થ નિમિત્તીયાને પૂછતાં તેણે કહ્યું કે તમારે અધિક ગુણવાળો પુત્ર થશે. નવ વાર રોપાશે તેનો અર્થ કેવળી જાણે. અનુક્રમે રાણીને પુત્ર અવતર્યો તેનું **ધન** એવું નામ પાડયું. તે પુત્ર મોટો થયો તે અરસામાં કુસુમપુર નામના નગરમાં સિંહ રાજાની વિમળા નામે રાણીની **ધનવતી** નામની કન્યા કોઇ ચિતારાની પાસે ધનકુમારનું ચિત્ર ચિત્રપટમાં જોઇ મોહ પામી. વિક્રમધને પણ તે કન્યાનું માગું કરી ધનવતી સાથે ધન કુમારને પરણાવ્યો.

એક વખતે વસુંધર નામના મનઃપર્યવજ્ઞાની મુનિ ઉદ્યાનને વિષે પધાર્યા તેમને વિક્રમધને રાણીને આવેલા સ્વપ્નનું ફળ પૂછયું ત્યારે મુનિએ કહ્યું કે તમારો પુત્ર નવ ભવ કરી નવમા ભવમાં નેમિનાથ નામે તીર્થંકર થશે તે સાંભળી રાજા રાણી ખુશી થયાં.

એકદા ધનકુમાર ધનવતીની સાથે સરોવર ઉપર ક્રીડા કરવા ગયો હતો. ત્યાં ભૂલા પડવાથી તૃષાદિના દુઃખે મૂર્છિત

**થયેલા મુનિચંદ** નામના મુનિ તેમના જોવામાં આવ્યા તેમને સચેતન કરી પ્રણામ કર્યા. મુનિના ઉપદેશથી તેમણે સમકિત સહિત શ્રાવક ધર્મ સ્વીકાર્યો. ઘણો કાળ સંસારના સુખ ભોગવી પોતાના **જયંત** નામના પુત્રને રાજ્ય સોંપી વસુંધર નામના મુનિ પાસે બંન્ને જણે દિક્ષા લીધી ઘણા વર્ષ શુદ્ધ ચારિત્ર પાળી અનશન કરી સાધર્મ દેવલોકે દેવતા થયા. ત્યાંથી ધનકુમારનો જીવ વૈતાઢય પર્વતની ઉત્તર શ્રેણીમાં સુરતેજ નામના નગરમાં ખેચરના સૂર નામે રાજાની વિધુન્મતિ રાણીની કુખે અવતર્યો તેનું ચિત્રગતિ એવું નામ પાડ્યું. ધનવતીનો જીવ તેજ પર્વતની દક્ષિણ શ્રેણીમાં શિવમંદિરના નગરના અનંગસિંહ રાજાની શશિપ્રભા રાણીની પુત્રીપણે અવતર્યો તેનું રત્નવતી એવું નામ પાડયું.

એક વખત ચક્રપુર નગરનાં સુગ્રીવ રાજાની યશસ્વિ અને ભદ્રા નામની બે સ્ત્રીઓ હતી તે સ્ત્રીઓથી સુમિત્ર અને પદ્મ નામે બંન્ને પુત્ર થયા તેમાંના સુમિત્રને અપરમાતા ભદ્રાએ પોતાના દીકરાને રાજ્ય મળે એવા લોભથી ઝેર દીધું. આ વાતની ખબર પડવાથી લોકોમાં તની નિંદા થવા લાગી તેથી તે નાશી ગઈ. સુનિત્રને ઝેર વ્યાપી જવાથી તેનો પિતા આક્રાંત કરતો હતો તેવામાં આકાશમાં ફરતો ફરતો ચિત્રગતિ ત્યાં આવ્યો અને તેણે મંત્ર વિદ્યાથી સુમિત્રનું ઝેર ઉતાર્યું તે દિવસથી તેની સાથે પ્રીતી બંધાઇ એક વખત સુમિત્રની બેહેન જે કલિંગ દેશના રાજા સાથે પરણાવી હતી, તેને રત્નવતિનો ભાઈ કમલ હરી ગયો. આથી સુમિત્ર શોકમાં છે એવી ખબર ચિત્રગતિએ સાંભળી

ત્યારે ચિત્રગતિએ અનંગસિંહ ઉપર ચઢાઈ કરી અને લડાઈમાં અનંગસિંહ રાજાને જે દેવતાએ આપેલું ક્રમાગત ખડ્ગ રત્ન હતું તે ચિત્રગતિએ તેની પાસેથી લઇ લીધું આવું પરાક્રમ જોઇ તથા નિમીત્તિઆના વચનથી તેણે પોતાની પુત્રી રત્નવતી પરણાવી. પછી સુમિત્રિની બેનને લઇ સુમિત્રિને સોંપી પોતાને સ્થાનકે ગયો, અનુક્રમે ઘણા વર્ષ રાજ્ય કરી ચિત્રગતિ તથા રત્નવતી બેઉ દિક્ષા લઇ મરણ પામી મહેંદ્ર દેવલોકે દેવતા થયાં.

ત્યાંથી ચિત્રગતિનો જીવ પૂર્વ વિદેહમાં સિંહપુર નગરને વિષે હરીનંદિ નામે રાજાની પટરાણીની કુક્ષીએ પુત્રપણે થયો. રાજાએ તેનું અપરાજીત નામ પાડયું અનુક્રમે મોટો થતાં તેને વિમળબુધ નામના મંત્રીપુત્ર સાથે મિત્રાચારી થઇ. એક વખત બંને મિત્રો અશ્વારૂઢ થઇને ક્રીડા કરવાને માટે બહાર ગયા તેવામાં તેમના તિવ્ર અશ્વો તેમને હરીને એક દૂરના મોટા જંગલમાં લઈ ગયા. ત્યાં વૃક્ષ નીચે તેઓ ઉતર્યા તેવામાં રક્ષણ કરો રક્ષણ કરો એમ પોકાર કરતો કોઇ પુરૂષ ત્યાં આવ્યો. તે ભયથી કંપતો હતો તેવામાં મારો મારો કરતા તીક્ષણ ખડ્ગને ઉગામતા કેટલાક સુભટો ત્યાં આવ્યા, તેઓ બોલ્યા કે આ ચોરને છોડી દ્યો અમારે તેને મારવો છે કુમાર હસીને બોલ્યો એ મારે શરણે આવેલો છે માટે હવે તમારૂં કાંઈ ચાલશે નહિ તેઓ નહિ માનતાં કુમારની સાથે યુદ્ધ કરવા લાગ્યા કુમારે તે સર્વેને નસાડી મુકયા એટલે રાજા મોટું લશ્કર લઇ ત્યાં આવ્યો કુમાર એકલાએ તે સર્વેને પરાભવ પમાડયા પછી તે રાજા પોતાના મિત્રના પુત્રને ઓળખી પોતાને ત્યાં લઈ ગયો. અને પોતાની કનકમાળાના-

મની કન્યા તેને પરણાવી કેટલાએક દિવસ ત્યાં રહી અપરાજીત કુમાર છાનો માનો મિત્ર સહીત રાત્રે ચાલી નીકળ્યો મારગે જતાં કોઈ સ્ત્રીનું રૂદન તેમના સાંભળવામાં આવ્યું શબ્દાનુસારે ત્યાં ગયા તો અગ્નિના કુંડ પાસે તીક્ષણ ખડ્ગને ખેંચી તે સ્ત્રીની પાસે ઉભો રહેલો એક પુરૂષ જોવામાં આવ્યો કુમારે જઇને તેને છોડાવવા માટે તે ખેચર પુરૂષની સાથે યુદ્ધ કર્યું કુમારે તેને મુર્છિત કરી દીધો પછી તે ખેચર કુમારને હાથ જોડી કહેવા લાગ્યો કે, હે મહાભાગ્ય ! વૈતાઢ્ય પર્વત ઉપર રથનુપુર નગરના અમ્રતસેન નામના રાજાની રત્નમાળા નામની આ પુત્રી છે. તેના વર માટે પૂછતાં અપરાજીત નામે હરીનંદિ રાજાનો પુત્ર તેનો પતિ થશે, તે સાંભળી આ બાળા તેના ઉપર રાગીણી થઇ. એક વખત તેને જોઇ હું મોહિત થયો, મેં તેને માટે માગણી કરી પરંતુ તેણે કહ્યું કે મને અગ્નિદહન કરો તો ભલે પણ હું અપરાજીત સિવાય બીજા સાથે નહિ પરણું તે ઉપરથી મને ક્રોધ ચઢયો હું શ્રીષેણ વિદ્યાધરનો સુરકાંત નામે પુત્ર છું પછી નગરમાંથી નીકળીને કેટલીક દુઃસાધ્ય વિદ્યાઓને મેં સાધ્ય કરી, અને પછી ફરીવાર ત્રિવિધ ઉપાયોથી મેં તેની પ્રાર્થના કરી તો પણ એ બાળાએ જ્યારે મારી ઇચ્છા ન કરી ત્યારે હું તેનું હરણ કરી અહિં લાવ્યો છું આ સ્ત્રીએ મારી પ્રાર્થના સ્વીકારી નહિ ત્યારે હું તેને મારીને બાળી દેવા તત્પર થયો. તેવામાં તમે એને બચાવી હે મહા ભુજ ! તમે કોણ છો તે કહો પછી મંત્રી પુત્રે તેનો વૃત્તાંત કહી સંભળાવ્યો તે સાંભળી કન્યા ખુશી થઈ એવામાં તે કન્યાનાં માતા પિતા પણ ત્યાં આવી પહોંચ્યાં.

મંત્રીના મુખથી તેમણે સર્વ વૃત્તાંત જાણી તે કન્યા અપરાજીત કુમારને પરણાવી. વિદ્યાધરે તે કુમારને ઘા રૂઝવનાર મણી અને બીજો વેશ ધરી શકાય તેવી ગુટીકા આપી, પછી ત્યાંથી તે કન્યાને મુકી બંને કુમારો વિહાર કરતા કુંડીનપુર નગરે આવ્યા તેમણે ત્યાં રહેલા કેવળજ્ઞાની મુનિને દીઠા પછી તેમને વંદન કરીને કર્ણને વિષે અમૃત સરખી દેશના સાંભળી તે બંને કુમારોએ મુનિને પૃછયું કે "હે મહારાજ! અમે ભવ્ય છીએ કે અભવ્ય?" કુમારોનાં એવાં વચન સાંભળી મુનિએ કહ્યું "હે કુમારો! તમે ભવ્ય છો અને બીજું પણ હું કહું તે સાંભળો" હે રાજકુમાર! "આથી પાંચમા ભવને વિષે તું આ લોકમાં નેમીનાથ નામનો બાવીશમો તીર્થંકર થઈશ અને આ પ્રધાનનો પુત્ર તારો પ્રથમ ગણધર થશે" મુનિનાં એવાં વચન સાંભળી અત્યંત હર્ષ પામેલા તે બન્ને કુમારો તીર્થોને વંદન કરતા છતા વિહાર કરવા લાગ્યા. ઘણા વર્ષ સુધી વિહાર કરી અનેક રાજ કન્યાઓને પરણી પોતાના નગરે પાછા આવ્યા. રાજા હરીનંદિએ અપરાજીતને રાજ્યનો ભાર સોંપી દિક્ષા લઈ મોક્ષપદ પામ્યા.

અપરાજીત રાજા પ્રીતીમતી પટરાણી વગેરે અનેક રાણીઓ સાથે સુખ ભોગવવા લાગ્યો, એક વખત એક શેઠનો પુત્ર મરી ગયો તેનું મૃતક સ્મશાનમાં લઇ જતાં રાજાના જોવામાં આવ્યું તે ઉપરથી વૈરાગ્ય પામી પોતાની પટરાણી તથા અનુજબંધુ સૂર તથા સોમ અને વિમળબોધ મંત્રી સહીત દિક્ષા લીધી. ઘણા વર્ષ સુધી ઉગ્ર તપ કરી મૃત્યુ પામી અગીઆરમા દેવલોકે પરસ્પર પ્રીતીવાળા ઇંદ્રના સામાનીક દેવતા થયા.

ત્યાંથી ચ્યવી સાતમા ભવે જંબુદ્વીપમાં હસ્તીનાપુર નગરને વિષે શ્રીષેણ નામે રાજાની શ્રીપતી રાણીના ઉદરે પુત્ર પણે ઉત્પન્ન થયો, તેનું શંખકુમાર એવું નામ પાડયું, વિમળબોધનો જીવ તેજ રાજાના સુબુદ્ધિ પ્રધાનનો પુત્ર મતીપ્રભ નામે થયો. એકદા સીમમાં રહેનારા લોકોએ શ્રીષેણ રાજાને કહ્યું કે, " હે રાજન્! પર્વતના મ્હોટા શિખર ઉપર ચંદ્રશશિરા નદીને કાંઠે મહા બળવાળો સમરકેતુ નામનો પલ્લિપતિ ( ચોરનો રાજા ) કિલ્લો બાંધીને રહ્યો છે. અને કોઇથી પકડાય નહીં એવો તે તમારા દેશની લક્ષ્મીને લુટે છે. લોકોનાં એવાં વચન સાંભળી સૂર્ય સરખા મહા પ્રતાપી તે રાજાએ ચોરને ગ્રહણ કરવા માટે નગરમાં પડહ વગડાવ્યો. એટલે શંખકુમારે રાજાને કહ્યું કે હે તાત્! ચોરને વશ કરવા માટે હું જાઉંછું, પછી રાજાએ આજ્ઞા કરી એટલે કેટલુંક સૈન્ય લઇ શંખકુમાર તે ચોરને ગામ ગયો. શંખકુમારને આવેલો. જાણી તે પલ્લીપતિ ગામ મુકીને કપટથી બીજે ઠેકાણે સંતાઈ રહ્યો. પછી યુવરાજ શંખકુમાર ગામ કબજે કરાવી પોતે ઝાડની ઘટામાં સંતાઈ રહ્યો. પછી પલ્લીપતિએ પોતાના કપટથી સંતાડી રાખેલા માણસોને ભેગા કરીને શંખકુમાર ગામમાં છે એવી શંકાથી કહેવા લાગ્યો કે અહો ! સુભટો શંખકુમારને જીવતો પકડો એમ કહી પોતે યુદ્ધ કરવા આવ્યો એટલે શંખકુમારે કિલ્લામાં રાખેલા પોતાના માણસોની સાથે જેમ કર્મ પ્રાણીને ઘેરી લે તેમ તેને ઘેરી લીધો તેથી નાશી જવાનો રસ્તો નહીં મળવાથી કુમારે તેના કંઠમાં કુહાડો માર્યો, તેથી તે ચોર શંખકુમારને વશ થયો પછી જેની જેની જે જે વસ્તુ ચોરી લીધી હતી. તેને

તેને તેટલી વસ્તુ પાછી આપી. પછી તે ચોરોને સાથે લઇ શંખકુમાર પોતાના નગરમાં પાછો આવતો હતો એવામાં બીજા દીવસની રાત્રીએ પોતાની છાવણીમાં સૂતાં કરૂણાજનક રૂદન સાંભળીને ઉઠયો અને શબ્દાનુસારે તે તરફ ચાલ્યો એટલામાં તેણે રૂદન કરતી એક સ્ત્રીને દેખી. કુમારે તેણીને પૂછયું હે ભીરૂ! તને શું દુઃખ છે કે તું રૂએ છે. કુમારનાં વચન સાંભળી સ્ત્રી બોલી હે રાજન! અંગદેશમાં **ચંપાપુરી** નગરી છે ત્યાં જિતારી રાજા રાજ્ય કરે છે. તેને કીર્ત્તિમતી સ્ત્રી છે. તેણીના ઉદર રૂપ છીપમાંથી ઉત્પન્ન થયેલી યશોમતી નામની પુત્રી છે તે શંખ કુમારના ગુણુ સાંભળીને બીજા કોઇને વરવા ઇચ્છતી હતી. તેના પિતાએ શ્રીષેણ રાજાને ત્યાં આપવાનું નક્કી કર્યું ત્યારે મણીશેખર વિદ્યાધરે તેનું હરણ કર્યું તે યશોમતીની હું ધાવ માતાછું, તેના હાથે વળગી રહી હું અહિં સુધી આવી તે દુષ્ટ મારો હાથ છોડાવી અહિંથી જતો રહ્યો. તેથી હું રૂદન કરૂં છું, એવાં વચન સાંભળી શંખકુમારે કહ્યું. હે માતા! રોઇશ નહિ. ધિરજ ધર હું જાઉં છું ત્યાં તે વિદ્યાધરને મારી કન્યાને પાછી લાવી તને સોંપીશ એમ કહી વિર પુરૂષોમાં હસ્તી સમાન તે શંખકુમારે સૂર્યના ઉદય વખતે વિશાળ પર્વતના શિખર ઉપર ગુફાના બારણામાં બેઠેલા અને યશોમતીની પ્રાર્થના કરતા એવા તે મણીશ્વર વિદ્યાધરને દીઠો. તે વખતે યશોમતી ઉંચા સાદથી વિદ્યાધરને કહેતી હતી કે હે વિદ્યાધર! તું મને અહિં લાવ્યો છું પણ મારો પ્રાણ પ્રીય ભર્તાર તો શંખકુમાર છે બીજો કોઇ નહિ, તેણીનાં

આવાં વચન સાંભળીને શત્રુને કાળ સરખી પોતાની તરવાર ખેંચીને આવતા શંખકુમારને જોઇ મણીશેખર વિદ્યાધરે યશોમતિને કહ્યું કે મ્હારા ભાગ્યે ખેંચેલો અને ત્હારો વ્હાલો પ્રાણનાથ શંખકુમાર આવ્યો તેને પહેલો હું દેવાંગના પાસે મોકલું છું અર્થાત્ મારી નાંખું છું તેને તું જો. એટલામાં શંખકુમાર તેની પાસે આવ્યો અને તીરસ્કાર કરીને કહેવા લાગ્યો કે અરે વિદ્યાધર પરસ્ત્રીનું ચોરીનું ફળ હમણાં તને દેખાડું છું શંખકુમારનાં એવાં વચન સાંભળી કેસરીસિંહની પેઠે ગર્જના કરતો અને પાટુઓથી પૃથ્વીને કંપાવતો મણિશેખર વિદ્યાધર તેની સામો આવ્યો એટલે પરસ્પર યુદ્ધ ચાલ્યું.

પછી અગણીત પુન્યના મહાત્મ્યથકી શંખકુમારે પોતાના શસ્ત્રથી મણીશેખર વિદ્યાધરના અવંધ્ય (કોઇથી પાછા ફરે નહિ એવા) શસ્ત્રનો નાશ કર્યો અને લાવણ્યપણાથી શંખકુમારે વિદ્યાધરના હાથમાંથી તેનું ધનુષ્ય લઇ લીધું પછી તેજ ધનુષ્યના બાણથી જેમ યોગી પુરૂષો પોતાના આત્માથી ક્રોધી આત્માને મારે તેમ વિદ્યાધરને માર્યો તેથી તે વિદ્યાધર છેદાઈ ગયો છે મૂળ જેનું એવા વૃક્ષની પેઠે પૃથ્વી ઉપર પડયો તેને પવન વિગેરે નાંખી સાવચેત કરી શંખકુમારે ફરી યુદ્ધને માટે બોલાવ્યો એટલે પ્રસન્ન થએલા તે વિદ્યાધરે શંખકુમારને કહ્યું હે કુમાર! ગુણથી આસક્ત થએલી જેમ આ તમારી પ્રીયા છે તેમ હુકમમાં રહેનારો હું પણ તમારો દાસછું એમ જાણી અને મ્હારા ઉપર અનુગ્રહ કરીને વૈતાઢય પર્વત ઉપર યાત્રા કરવા પધારો વિદ્યાધરનાં એવાં વચન સાંભળી તેને હા કહી. હસ્તિનાગપુરમાં

પોતાના વૃત્તાંતની ખબર કહેવરાવી યશોમતિની ધાવ માતાને બોલાવીને તે યશોમતિને ધાવ માતા સહિત વિદ્યાધરોએ વસ્ત્રાલંકારથી સુશોભીત કરેલો શંખકુમાર વૈતાઢ્ય પર્વત ઉપર ગયો ત્યાં યશોમતિની સાથે શંખકુમારે નિષ્કપટપણાથી શાશ્વતા અરિહંત ભગવાનનું પુજન કર્યું.

ત્યાંથી મણીશેખર વિદ્યાધર શંખકુમારને પોતાના કનકપુર નગરમાં તેડી ગયો અને દિવ્ય વસ્ત્રાલંકાર વિગેરેથી તેનો સત્કાર કર્યો પછી શંખકુમારે તે વિદ્યાધરોના શત્રુનો નાશ અને રાજ્યમાં વિસ્તાર વિગેરે અનેક ઉપકાર કર્યા એટલે વિદ્યાધરે પ્રસન્ન થઇને પોતાની વિદ્યા શિખવી પુત્રીઓ આપી તેણીઓને લઇને શંખકુમાર જીતારી રાજાને આનંદ પમાડતો ચંપા નગરીમાં આવ્યો તે નગરીમાં સ્વર્ગથી પણ અધિક વૈભવવાળો તે શંખકુમાર વિદ્યાધરની પુત્રીઓ સહિત યશોમતિને પરણ્યો પછી ત્યાં વાસુપુજ્ય સ્વામીની યાત્રા કરીને પોતાના કાર્યને જાણનાર એવો તે શંખકુમાર જીતારી રાજાની આજ્ઞા માગીને સર્વ સ્ત્રીઓને લઈ પોતાના હસ્તિનાગપુર નગરમાં આવ્યો પછી શ્રીષેણ રાજા શંખકુમારને રાજ્યાસન ઉપર બેસારી પોતે ચારિત્ર ગ્રહણ કરી કેવળજ્ઞાન પામ્યા કેટલેક દીવસે શ્રીષેણ કેવળી ભવ્યજીવોને ઉપદેશ દેતા અને વિહાર કરતા હસ્તિનાપુરમાં આવ્યા એટલે તેમને વંદના કરવા માટે શંખકુમાર પોતાના અંતઃપુર સહિત ત્યાં આવ્યો ત્યાં કેવળી ભગવાનનો ઉપદેશ સાંભળી વૈરાગ્ય પામેલા શંખકુમારે શ્રીષેણ કેવળીને પુછ્યું કે હે સ્વામીન્! ખરી રીતે વિચારી જોઇએ તો આ સંસાર અસાર છે.

એમ સિદ્ધ થાય છે તો પછી મારે આ યશોમતિ સાથે આટલો બધો પ્રેમબંધ શા માટે છે શંખકુમારનાં એવાં વચન સાંભળી શ્રીષેણ કેવળીએ કહ્યું.

હે રાજન્! પ્રથમ ભવમાં જ્યારે તું ધનકુમાર હતો ત્યારે આ યશોમતિ ધનવતિ નામની સ્ત્રી હતી ત્યાંથી મરણ પામી ત્હારી બીજા ભવને વિષે તું પહેલા દેવલોકમાં દેવ થયો, અને તે ત્હારી દેવી થઇ, ત્યાંથી ચ્યવીને ત્રીજા ભવને વિષે તું ચિત્રગતી રાજા થયો અને ત્હારી રત્નવતી નામે સ્ત્રી થઇ, ત્યાંથી મરણ પામી ચોથા ભવને વિષે તું મહેંદ્ર દેવલોકમાં દેવ થયો અને તે ત્હારી દેવી થઇ ત્યાંથી ચ્યવીને પાંચમા ભવને વિષે તું અપરાજીત કુમાર થયો અને તે ત્હારી પ્રીતિમતિ નામે સ્ત્રી થઇ, ત્યાંથી મરણ પામી છઠ્ઠા ભવને વિષે તું આરણ દેવલોકમાં દેવ થયો અને તે ત્હારી દેવી થઇ, ત્યાંથી ચ્યવી સાતમા ભવને વિષે તું શંખકુમાર થયો છું અને આ ત્હારી યશોમતિ સ્ત્રી થઇ છે. અહિંથી મરણ પામી આઠમા ભવને વિષે તું અને તે અપરાજીત વિમાનમાં દેવ થશો. ત્યાંથી ચ્યવી નવમા ભવને વિષે તું આ ભરતક્ષેત્રને વિષે નેમનાથ નામનો બાવીશમો તીર્થંકર થઇશ. તે વખતે આ યશોમતિનો જીવ અપરાજિત વૈમાનથી ચ્યવીને રાજીમતિ નામે કન્યા થશે પરંતુ ત્હારે વિષે આસક્ત થયેલી તે તને ન પરણવાથી ચારિત્ર ધારણ કરી મોક્ષગતિને પામશે. વળી પુર્વભવમાં જે ત્હારા ન્હાના બે ભાઇ હતા તે આ બે ત્હારા ભાઇઓ તથા મતિપ્રભ નામનો પુર્વ ભવથી અનુસરી રહેલો પ્રધાન તે સર્વ ત્હારા પ્રથમ ગણધરો થશે.

શ્રીષેણુ કેવળીનાં એવાં વચન સાંભળી શંખકુમારે પુંડરિક પુત્રને રાજ્ય સોંપી પોતે સ્ત્રી ભાઈઓ અને પ્રધાન સહિત ચારિત્ર લીધું પછી અપુર્વ એવા વીશ સ્થાનકાદીક તપને આરાધી ભક્તિ વિગેરેથી અરિહંત ભગવાનનું આરાધન કરી તિર્થંકર નામ કર્મ બાંધી ઉત્તમ વૈરાગ્ય પામી કર્મરૂપ લેપરહિત શુદ્ધ દેહને ધારતો તે શંખકુમાર શોભવા લાગ્યો. પછી આરાધન પૂર્વક અંતરંગ શત્રુનો નાશ કરી નિર્મમતાવાળો તે શંખકુમાર મૃત્યું પામીને આઠમા ભવે પાંચ અનુત્તર માંહેલા અપરાજિત વિમાનને વિષે દેવ થયો.

# વસુદેવ ચરિત્ર.



આ ભરત ક્ષેત્રમાં મથુરા નામે એક શ્રેષ્ટ નગરી છે જે યમુના નદીથી જાણે નિલ વસ્ત્રને ધારણ કરનારી હોય તેમ શોભે છે તે નગરીમાં હરિવંશને વિષે પ્રખ્યાત રાજા વસુના પુત્ર વૃહધ્વજની પછી ઘણા રાજાઓ થઇ ગયા પછી યદુ નામે એક રાજા થયો યદુને સુર્યના જેવો તેજસ્વી શૂર નામે પુત્ર થયો અને તે શૂરને શૌરી અને સુવીર નામે બે વીર પુત્રો થયા. શૂર રાજાએ શૌરીને રાજ્યપર બેસારી અને સુવીરને યુવરાજ પદ આપી સંસારપર વૈરાગ્ય આવવાથી દિક્ષા ગ્રહણ કરી. શૌરી પોતાના અનુજબંધ સુવીરને મથુરાનું રાજ્ય આપીને પોતે કુશાર્ત દેશમાં ગયો અને

ત્યાં તેણે શૌર્યપુર નામે એક નગર વસાવ્યું શૌરી રાજાને અંધકવૃષ્ણિ વિગેરે પુત્રો થયા અને સૂવીરને ભોજવૃષ્ણિ વગેરે અતિ પરાક્રમી પુત્રો થયા મહાભુજ સુવીર મથુરાનું રાજ્ય પોતાના ભોજ વૃષ્ણિને આપી પોતે સિંધુ દેશમાં સૌવીરપુર નામે એક નગરી વસાવીને ત્યાં રહ્યો. મહાવીર શૌરી રાજા પોતાના પુત્ર અંધકવૃષ્ણીને રાજ્ય સોંપી સુપ્રતિષ્ટ મુનિની પાસે દીક્ષા લઇને મોક્ષે ગયો.

અહિ મથુરામાં રાજ્ય કરતા ભોજવૃષ્ણીને ઉગ્ર પરાક્રમવાળો ઉગ્રેસન નામે એક પુત્ર થયો અંધક વૃષ્ણીને સુભદ્રા રાણીથી દશ પુત્રો થયા તેઓ સમુદ્રવિજય અક્ષોભ્યસ્તિમિત સાગર હિમવાન, અપલ, ધરણ, પુરણ, અભિચંદ્ર અને વસુદેવ એવાં નામ સ્થાપન કર્યાં તે દશે દશાર્હ એવા નામથી પ્રસીદ્ધ થયા તેમની કુન્તી અને મદ્રી નામે બે અનુજ બેનો થઈ તેના પિતાએ કુંતી પાંડુ રાજાને અને મદ્રી દમોઘોષ રાજાને આપી અન્યદા અંધકવૃષ્ણિ રાજાએ સુપ્રતિષ્ટ નામના અવધિજ્ઞાની મુનીને પ્રણામ કરી અંજળી જોડી. આ પ્રમાણે પુછ્યું–સ્વામી મારે વસુદેવ નામે દશમો પુત્રછે તે અન્યંત રૂપ અને સૌભાગ્યવાળો છે તેમજ કળાવાન અને પરાક્રમી છે તેનું શું કારણ. સુપ્રતિષ્ટ મુની બોલ્યા મગધ દેશમાં નંદી ગ્રામને વિષે એક ગરીબ બ્રાહ્મણ હતો તેને સોમીલા નામે સ્ત્રી હતી તેને નંદિષેણ નામે એક પુત્ર થયો મંદ ભાગ્યમાં શિરોમણી જેવા તે પુત્રનાં માતા પિતા બાલ્યવયમાંથીજ મરી ગયાં હતાં તે પુત્ર મોટા પેટવાળો, લાંબા દાંતવાળો, ખરાબ નેત્રવાળો અને ચોરસ માથાવાળો હતો તેથી તેમજ બીજા અંગમાં પણ

કુરૂપી હોવાથી તેને તેના સ્વજનોએ પણ છોડી દીધો તે વખતે જીવતાં પણ મુવા જેવો જાણીને તેના મામાએ તેને ગ્રહણ કર્યો. તે મામાને સાત કન્યાઓ પરણવાને લાયક થયેલી હતી તેથી તેને તેના મામાએ કહ્યું હતું કે હું તને એક કન્યા આપીશ કન્યાના લોભથી તે મામાના ઘરનું બધું કામ કરતો હતો આ ખબર જાણીને સાત કન્યામાંથી સૌથી મોટી યોવનવતિ કન્યાએ કહ્યું કે પીતા આ કુરૂપીને આપશે તો જરૂર હું મૃત્યુ પામીશ. તે સાંભળી નંદિષેણ ખેદ પામ્યો એટલે તેના મામાએ કહ્યું કે હું તને બીજી પુત્રી આપીશ તું ખેદ કર નહિ એ સાંભળી બીજી પુત્રીએ પણ તેવીજ પ્રતિજ્ઞા કરી એવી રીતે સઘળી પુત્રીઓએ અનુક્રમે તેવી પ્રતિજ્ઞા કરી અને તેનો પ્રતીષેધ કર્યો તે સાંભળી ખેદ પામેલા નંદિષેણને તેના મામાએ કહ્યું કે હું કોઇ બીજાની પાસે માગણી કરીને તને કન્યા પરણાવીશ માટે હે વત્સ ! તું આકુલ વ્યાકુલ થઇશ નહિં નંદિષેણે વિચાર્યું કે જ્યારે મારા મામાની કન્યાઓ મને ઇચ્છતી નથી તો પછી મારા જેવા કુરૂપીને બીજાની કન્યા કેમ ઇચ્છશે. આવો વિચાર કરી વૈરાગ્ય પામીને તે ત્યાંથી નીકળીને રત્નપુરે આવ્યો ત્યાં ક્રીડા કરતા કોઇ સ્ત્રી પુરૂષને જોઇને તે પોતાની નિંદા કરવા લાગ્યો પછી મરવાની ઇચ્છાથી વૈરાગ્યવડે તે ઉપવનમાં આવ્યો ત્યાં સુસ્થિતિ નામે એક મુનીને જોઇને તેમને વંદના કરી. જ્ઞાનથી તેનો મનોભાવ જાણીને તે મુની બોલ્યા અરે મનુષ્ય ! તું મૃત્યુનું સાહસ કરીશ નહિં કેમકે આ સર્વ અધર્મનાં ફળ છે સુખના અર્થીએ તો ધર્મ કરવો જોઇએ. આત્મઘાતથી કંઇ સુખ થતું

નથી દિક્ષા લઇને કરેલો ધર્મજ ભવે ભવમાં સુખનો હેતુ થાય છે. આ પ્રમાણે સાંભળી તે પ્રતીબોધ પામ્યો તેથી તેણે તરતજ તે મુનીની પાસે વ્રત ગ્રહણ કર્યું પછી ગીતાર્થ થઇને તેણે સાધુઓનું વૈયાવૃત્ત્ય કરવાને અભીગ્રહ કર્યો બાળ અને ગ્લાન પ્રમુખ મુનીઓની વૈયાવૃત્ય કરનારા અને તેમાં કદી પણ ખેદ નહિ પામનારા તે નંદીષેણ મુનીની અન્યદા ઇંદ્રે સભામાં પ્રશંસા કરી ઇંદ્રના તે વચનપર શ્રદ્ધા નહિ રાખનારે કોઈ દેવગ્લાન મુનીનું રૂપ લઇને રત્નપુરની સમિપના અરણ્યમાં આવ્યો અને એક બીજા સાધુનો વેષ વિકુર્વીને નંદીષેણ મુનીના સ્થાનમાં ગયો જેવામાં નંદિષેણ પારણું કરવાને માટે બેસીને ગ્રાસ ભરતો હતો તેવામાં તે સાધુએ આવીને કહ્યું કે અરે ભદ્ર ! સાધુઓને વૈયાવૃત્ય કરવાની પ્રતિજ્ઞા લઇને તું અત્યારે કેમ ખાવા બેઠો છું નગરની બહાર અતિસાર રોગવાળો એક મુનિ ક્ષુધા અને તૃષાથી પીડિત છે. તે સાંભળતાંજ નંદિષેણ મુનિ આહાર કરવાનું પડતું મુકી તે મુનિને માટે શુદ્ધ પાણી શોધવા નીકળ્યા તે વખતે આવેલા દેવે પોતાની શક્તીથી સર્વત્ર અનેષણીય કરવા માંડયું પણ તે લબ્ધિવાળા મુનિના પ્રભાવથી તેની શક્તિ વધારે ચાલી નહીં એટલે નંદિષેણ મુનિએ કોઈ ઠેકાણેથી શુદ્ધ પાણી પ્રાપ્ત કર્યું. પછી નંદિષેણ મુનિ તે ગ્લાનમુનિની પાસે આવ્યા એટલે તે કપટમુનિએ કઠોર વાકયોવડે તેનાપર આક્રોશ કર્યો કે, અરે અધમ ! હું આવી અવસ્થામાં પડયો છું અને તું આ વખતે ભોજનમાં લંપટ થઇ સત્વર અહીં આવ્યો નહીં માટે તારી વૈયાવૃત્યની પ્રતિજ્ઞાને ધિક્કાર છે. નંદીષેણ મુનિ બોલ્યા હે મુનિ ! મારા તે અપરાધને

ક્ષમા કરો હવે હું તમને સજ્જ કરીશ આ તમારે યોગ્ય એવું શુદ્ધ પાણી હું લાગ્યો છું પછી તેનું પાન કરાવી તેમણે કહ્યું કે જરા બેઠા થાઓ એટલે ગ્લાન મુનિ બોલ્યા કે અરે મુંડા ! હું કેવો અશક્ત છું તે શું તું નથી જોતો આવાં તેનાં વચન સાંભળી તે માયા મુનિને પોતાના સ્કંધ ઉપર ચઢાવી તે નંદિષેણ મુનિ ચાલ્યા તથાપિ તે મુનિ પગલે પગલે આ પ્રમાણે તેનાપર આક્રોશ કરતો હતો અરે અધમ ! ઉતાવળથી ચાલીને મારા શરીરને ઘણું ડોલાવવાવડે કરીને મને શા માટે પીડે છે તું ખરેખરી સાધુની વૈયાવૃત્ય કરનાર હોય તો હળવે હળવે ચાલ. આ પ્રમાણે કહેવાથી તે હળવે હળવે ચાલ્યો એટલે દેવતાએ તેની ઉપર વિષ્ટા કરી અને કહ્યું કે તું વેગ ભંગ શા માટે કરે છે.

" આ મહર્ષી પીડા રહિત કયારે થાય " એવું ચિંતન કરતા નંદિષેણ મુનિ તેનાં કટુ વચનોને જરાપણ ગણતો નહિ તેની આવી દ્રઢતા જોઇને તે દેવે વિષ્ટાનું હરણ કર્યું. અને દિવ્યરૂપે તેની ત્રણ પ્રદક્ષિણા દઇને નમસ્કાર કર્યો પછી તેણે ઇંદ્રે કરેલી પ્રશંસાની વાર્તા કહી અને ખમાવીને કહ્યું કે હે મહાભાગ્ય ! હું તમને શું આપું તે કહો. મુનિ બોલ્યા મેં મહા દુર્લભ ધર્મ પ્રાપ્ત કર્યો છે તેના કરતાં વિશેષ સારૂ આ જગતમાં બીજું કાંઈ નથી કે જેની હું તમારી પાસે માગણી કરૂં. આ પ્રમાણે તેમનો ઉત્તર સાંભળીને તે દેવતા સ્વર્ગમાં ગયો. અને મુનિ પોતાના આશ્રયમાં આવ્યા બીજા મુનિઓએ પૂછયું એટલે તેમણે ગર્વ રહિતપણે સર્વ જણાવી દીધું પછી તેમણે બાર હજાર વરસ સુધી દુઃષ્તપ તપ કર્યું અને છેવટે અનશન કર્યું એ અવસરે તેને

પોતાનું દુર્ભાગ્ય સાંભર્યું તેથી તેણે એવું નિયાણું કર્યું કે આ તપના પ્રભાવથી આવતે ભવે હું રમણી જનને ઘણો વલ્લભ થાઉં. આવું નિયાણું કરી મૃત્યુ પામીને તે મહા શુક્ર દેવલોકમાં દેવતાપણે થયા ત્યાંથી ચ્યવીને તે આ તમારો પુત્ર વસુદેવ થયેલો છે પૂર્વ ભવના નીયાણાથી તે રમણી જનને અતિ વલ્લભ થયેલો છે. પછી અંધકવૃષ્ણિ રાજાએ સમુદ્રવિજયને રાજ્ય ઉપર બેસાર્યા અને પોતે સુપ્રતિષ્ટ મુનિની પાસે દીક્ષા લઇ મોક્ષે ગયા.

અહીં રાજા ભોજવૃષ્ણિએ પણ દિક્ષા લીધી એટલે મથુરામાં ઉગ્રસેન રાજા થયો તેને ધારણી નામે પટરાણી હતી. એક વખતે ઉગ્રસેન રાજા બહાર જતો હતો તેવામાં માર્ગમાં એકાંતે બેઠેલા કોઈ માસોપવાસી તાપસને તેણે દીઠો તે તાપસને એવો અભિગ્રહ હતો કે માસોપવાસને પારણે પેહેલા ઘરમાંથીજ ભીક્ષા મળે તો તેનાથી માસોપવાસનું પારણું કરવું. ત્યાં ન મળે તો બીજે ઘેરથી ભીક્ષા લઇને કરવું નહીં. એવી રીતે માસે એક ઘરની ભીક્ષાથી પારણું કરીને તે એકાંત પ્રદેશમાં આવીને રહેતો હતો. કોઇના ઘરમાં રહેતો નહીં; આવી હકીકત સાંભળીને ઉગ્રસેન રાજા તેને પારણાનું નિમંત્રણ કરી પોતાને ઘેર ગયા. તાપસ મુનિ તેની પછવાડે ગયા. પણ ઘેર ગયા પછી રાજા તે વાત ભૂલી ગયો. એટલે તે તાપસને ભીક્ષા ન મળવાથી પારણું કર્યા વગર તે પાછો પોતાના આશ્રમમાં આવ્યો અને બીજે દિવસે ફરી માસક્ષમણ અંગિકાર કર્યું; અન્યદા રાજા પાછો તે સ્થાન તરફ આવી ચડયો ત્યાં તે તાપસ પૂર્વની પેઠે તેના જોવામાં આવ્યો એટલે પોતાનું પ્રથમનું નિમંત્રણ સંભારી રાજાએ કેટલાંક ચાલુ વચનોથી તેમને

૧.માવ્યા. અને ફરીથી પાછું તેમને નિમંત્રણ કર્યું. દૈવયોગે પાછા ૩.થમની પેઠે ભૂલી ગયા. અને તાપસ પારણું કર્યાં વગર પાછો આશ્રમમાં આવ્યો. તે સ્મરણમાં આવતાં રાજાએ પાછા પૂર્વની પેઠે તેમને ખમાવ્યા. અને પાછું નિમંત્રણ કર્યું. તે વખતે તે તાપસને કોપ ચડયો તેથી આ તપના પ્રતાવવડે હું ભવાંતરમાં આ રાજાનો વધ કરનાર થાઉં એવું નિયાણુ કરી અનશન ગ્રહણ કરીને તે મૃત્યું પામી ત્યાંથી તે ઉગ્રસેનની સ્ત્રી ધારણીના ઉદરમાં ઉત્પન થયો. તેના અનુભાવથી અન્યદા રાણીને પતિનું માંસ ખાવાનો દોહદ થયો. દોહદ ન પૂરાવાથી દિવસે દિવસે ક્ષય પામતી અને કહેવાને લજ્યા પામતી ધારણીએ અન્યદા બહુ કષ્ટે તે દોહદ પોતાના પતિને જણાવ્યો પછી મંત્રીઓએ રાજાને અંધકારમાં રાખી તેના ઉદર ઉપર સસલાનું માંસ રાખી તેમાંથી છેદીને રાણીને આપવા માંડયું જ્યારે તેનો દોહદ પૂર્ણ થયો એટલે તે પાછી મૂળ પ્રકૃતિમાં આવી. તેથી તે બોલી કે હવે પતિ વિના આ ગર્ભને જીવિત શા કામનાં છે છેવટે જ્યારે તે પતિ વિના મરવાને તૈયાર થઇ. ત્યારે મંત્રીઓને તેને કહ્યું કે હે દેવી ! મરશો નહિં. અમે તમારા સ્વામીને પાછા સાત દિવસમાં સજીવન કરિ બતાવશું. આવી રીતે સ્વસ્થ કરેલી રાણીને મંત્રીઓએ સાતમે દિવસે ઉગ્રસેનને બતાવ્યા. તેથી રાણીએ મોટો ઉત્સવ કર્યો. પછી પોસ માસની ઉષ્ણ ચતુર્દશીની રાત્રીએ ચંદ્ર મૂળ નક્ષત્રમાં આવતાં ભદ્રામાં દેવીએ એક પુત્રને જન્મ આપ્યો. પ્રથમના ભયંકર દોહદવડે ગર્ભથી ભય પામેલી રાણીએ પ્રથમથી કરાવી રાખેલી એક કાંસાની પેટીમાં જન્મતાં વેંત તે બાળકને મુકી દીધો. પછી તે પેટીમાં રાજાના અને

પોતાના નામની અંકિત એવી બે મુદ્રા તથા પત્રિકા નાંખી રત્ન ભરીને તેણે દાસીનો પાસે તે પેટી યમુના નદીના જળમાં વેહેતી મુકાવી અને પુત્ર જન્મીને મૃત્યુ પામ્યો એમ રાણીએ રાજાને કહ્યું. અહીં યમુના નદી પેલી પેટીને તાણતી સૌરીપુરના દ્વાર પાસે લઇ ગઇ, કોઇ સુભદ્ર નામે રસ વાણુક પ્રાતઃકાળે શૌચને માટે નદીએ આવ્યો હતો. તેણે તે કાંસાની પેટી આવતી દીઠી એટલે જળની બહાર ખેંચી કાઢી તે પેટી ઉઘાડતાં તેમાં પત્રીકા અને બે રત્ન મુદ્રા સહિત બાળચંદ્રના જેવો એક સુંદર બાળકને દેખી તે અતિ વિસ્મય પામ્યો. પછી તે વણિક પેટી વગેરે સાથે લઈ બાળકને પોતાના ઘેર લાગ્યો. અને હર્ષથી પોતાની ઇન્દુ નામની પત્નીને તે પુત્ર તરીકે અર્પણ કર્યો.

તેનું કંસ એવું નામ પાડયું જ્યારે તે મોટો થયો ત્યારે બીજા છોકરાઓને મારવા લાગ્યો અને હમેશાં તેના ઠપકા આવવા લાગ્યા તેથી કંટાળીને શેઠે તેને વસુદેવ કુમારની પાસે સેવક તરીકે રાખવાને સોંપ્યો. ત્યાં વસુદેવની સાથે તે બધી કળાઓ શીખ્યો તે વખતે રાજગ્રહી નગરીમાં વૃહદ્રથ રાજાને જરાસંઘ નામે પુત્ર થયો તે પ્રતિ વસુદેવ થયો તેણે સર્વ રાજાઓને પોતાના આશ્રીત કરી દીધા. એક વખત તેણે સમુદ્રવિજય રાજાને દૂત મોકલી કહેવરાવ્યું કે તમે સિંહપુર નગરના સિંહરથ રાજાને અહિં બાંધી લાવો અને તેને જે બાંધી લાવશે તેને હું મારી જીવયશા નામે પુત્રી આપીશ દૂતનાં એવાં વચન સાંભળી તેને જીતવા જવાને માટે વસુદેવ તૈયાર થયા પછી સૈન્ય તૈયાર કરી કંસને જોડે લઈ તે સિંહપુર નગરે ગયા. કંસ વસુદેવનો સારથી

થયો. મોટું યુદ્ધ થયું યુદ્ધમાં સિંહરથ રાજાનો પરાભવ કરી વસુદેવે ખડ્ગ પકડેલી મુઠી છેદી નાંખી. પછી કંસે સિંહરથને બાંધી ઉપાડી વસુદેવના રથમાં ફેંક્યો અને તેને લઇ જરાસંઘને સોંપ્યો.

પછી સમુદ્રવિજયે વસુદેવને કહ્યું કે જીવયશા બંન્ને કુળનો ક્ષય કરાવનારી છે માટે તમારે તેને નહિ ગ્રહણ કરવી. પરંતુ કંસ વણીક પુત્ર છે માટે જરાસંઘ તેને પોતાની પુત્રી આપશે નહીં કંસ તેનાં પરાક્રમ જોતાં ક્ષત્રી જેવો લાગે છે. પછી તે વણિકને બોલાવી તપાસ કરતાં માલુમ પડયું કે તે ઉગ્રસેન રાજાનો પુત્ર છે. પછી જરાસંઘે જ્યારે વસુદેવને પોતાની પુત્રી જીવયશા આપવાનું કહ્યું ત્યારે વસુદેવે કહ્યું તેને તો આ પરાક્રમી કંસે પકડયો છે. ત્યારે તેની સાથે જીવયશાને પરણાવી. કંસે પૂર્વ ભવના વેરથી મથુરાંની માગણી કરી એટલે જરાસંઘે તે તેને આપી. કંસ લશ્કર લઇ મથુરાં આવ્યો. અને ઉગ્રસેન રાજાને કેદ કરી પોતે મથુરાંની ગાદી ઉપર બેઠો.

હવે શોરીપુરમાં વસુદેવને સ્વેચ્છાથી ફરતા જોઇ તેમના રૂપથી સ્ત્રીઓ મોહિત થઇ તેમની પાછળ ફરવા લાગી. ત્યારે નગરના લોકોએ સમુદ્રવિજયને તે વૃત્તાંત જણાવ્યો. સમુદ્રવિજયે તેમને યુક્તિથી બહાર ફરતા બંધ કર્યા એક દિવસ દાસીના મુખથી વસુદેવે તે હકીકત જાણી તેથી પોતે વેશ બદલી નગરમાંથી નીકળી ગયા. અને સ્મશાનમાં આવી એક ચિતા ખડકી

એક મડદાને બાળી એક સ્થંભે ચીઠી લખી બાંધી કે વસુદેવ વન્હી શરણ થયા છે, એમ લખી ત્યાંથી ચાલતા થયા. મથુરાંમાં આ વૃત્તાંત સાંભળી સર્વ યાદવ પરિવાર રૂદન કરવા

લાગ્યો. પછી સમુદ્રવિજયે નિમિત્તિયાને બોલાવી પૂછયું તેણે કહ્યું કે વસુદેવ આજથી સો વરસે તમને મળશે અને તે કુશળ છે.

હવે વસુદેવ અહીંથી નીકળી પૂર્વ ભવના પૂન્યોદયથી હજારો વિદ્યાધરની પુત્રીઓ તથા રાજકન્યાઓનું પાણીગ્રહણ કરતો પરદેશમાં વિહાર કરવા લાગ્યો. એક વખત દમયંતીનો જીવ કનકવતી નામે જે કન્યા પેઢલાપુર નગરના હરિશ્ચંદ્ર રાજાની પુત્રી હતી તેને સ્વયંવરમાં પરણ્યા. ત્યાં રાત્રીને વિષે એકદા સુતા હતા તેવામાં સુર્પક નામના વિદ્યાધરે તેમનું હરણ કર્યુ તત્કાળ જાગીને તેમણે સુર્પકની ઉપર મુષ્ટીનો પ્રહાર કર્યો એટલે તેણે છોડી દીધા, તેથી તે ગોદાવરી નદીમાં પડયા. ત્યાંથી તરીને કોલ્લાપુર નગરને વિષે આવ્યા, ત્યાંના રાજાની પદ્મશ્રી નામની કન્યા પરણ્યા, ત્યાંથી પાછા તેજ વિદ્યાધરે તેમનું હરણ કર્યું અને માર્ગમાં પડતા મૂકયા એટલે ગંગા નદીમાં પડયા. ત્યાંથી બહાર નીકળી એક પલ્લીપતિની કન્યાને પરણ્યા તેનાથી જરાકુમાર નામે પુત્ર થયો ત્યાંથી નીકળી બીજી ઘણી કન્યાઓ પરણ્યા એક દિવસ વસુદેવ અન્યત્ર જતા હતા તેવામાં કોઇ દેવતાએ આવીને તેમને કહ્યું કે હે વસુદેવ! રૂધિર રાજાની કન્યા રોહિણીને હું તને તેના સ્વયંવરમાં આપું છું માટે તારે ત્યાં જઇને ઢોલ વગાડવો પછી વસુદેવ ત્યાંથી અરિષ્ટપુરે રોહિણીના સ્વયંવરમાં આવ્યા ત્યાં જરાસંઘ, સમુદ્રવિજય વગેરે અનેક રાજાઓ આવી બેઠા હતા. તે વખતે રોહીણી લગ્ન મંડપમાં આવી ચોતરફ જોવા લાગી પરંતુ તેને કોઇ પણ રાજા રૂચ્યો નહીં, પછી રોહીણીએ તેની પ્રજ્ઞપ્તિ વિદ્યાનાં કહેલાં વચનથી ઢોલ વગાડનાર

વસુદેવને વરમાળા પેહેરાવી. આવા હલકા માણુસને કન્યા આપવાથી બધા રાજાઓ ઉશ્કેરાઇ ગયા. અને તે રૂધિર રાજા તથા વસુદેવને શિક્ષા કરવાને ઉભા થયા વસુદેવ તરતજ લડાઈ કરવાને સજ્જ થયા. તેને જોતાં જરાસંઘે સમુદ્રવિજય રાજાને આજ્ઞા કરી કે આ કોઇ પરાક્રમી પુરૂષ જણાય છે. માટે તેની સાથે યુદ્ધ કરી તે કન્યાને તમે લઇ જાઓ પછી સમુદ્રવિજયે કહ્યું કે મારે પરસ્ત્રી જોઇતી નથી પરંતુ તમારી આજ્ઞાથી હું તેની સાથે યુદ્ધ કરીશ એમ કહી વસુદેવની સામા યુદ્ધ કરવા લાગ્યા ઘણીવાર સુધી યુદ્ધ ચાલ્યું પણ કોઇ પાછું હઠયું નહીં પછી વસુદેવ તો પોતાના જ્યેષ્ટ બંધુને ઓળખતાજ હતા તેથી બાણ ઉપર અક્ષર લખીને બાણ છોડયું તે બાણ સમુદ્રવિજય પાસે ગયું ત્યાં તેમના વાંચવામાં આવ્યું કે " કપટથી નીકળી ગયેલો તમારો કનિષ્ટ બંધુ વસુદેવ તમને પ્રણામ કરે છે " આ પ્રમાણે અક્ષરો વાંચતાં હથિઆર છોડી દઇ સામે દોડી વસુદેવને ભેટી પડયા. રૂધિર રાજા પણ ઘણો હર્ષ પામ્યો.

પછી વસુદેવે પોતાની સર્વ હકીકત પ્રથમથી માંડીને કહી, તે સાંભળી સમુદ્રવિજયે કહ્યું કે હે વત્સ ! પરદેશમાં જે જે સ્ત્રીઓ સાથે પાણીગ્રહણ કર્યું હોય તેમને લઇ આવો. પછી આજ્ઞા લઇ વસુદેવ જૂદા સ્થળેથી પરણીને મુકેલી બોતેર હજાર સ્ત્રીઓને લઇ આવ્યા.

હસ્તીનાપુરને વિષે કોઇ શેઠનો લલિત નામે પુત્ર હતો. તે તેની માતાને ઘણો વહાલો હતો. એક વખત તે શેઠાણીને સંતાપદાયક ગર્ભ રહ્યા તેણીએ તે વિવિધ દ્રવ્ય ઉપચારોથી તે

ગર્ભ પાડવા માંડયો. પણ પડયો નહીં પછી જ્યારે તે પુત્રનો પ્રસવ થયો ત્યારે તેને તજી દેવાને શેઠાણીએ દાસીને આપ્યો, તે શેઠના જાણવામાં આવતાં બીજે ઠેકાણે તેને છાનો રખાવ્યો. તેનું ગંગદત્ત એવું નામ પાડયું જ્યારે તે મોટો થયો ત્યારે શેઠાણીને તે વાતની ખબર પડી ત્યારે તેનાપર રોષ કરવા લાગી, એકદા એક મુનિના મુખથી પોતાનો પૂર્વ ભવ સાંભળી શેઠે તથા લલિતે દીક્ષા લીધી અને ઘણા કાળ પર્યંત ચારિત્ર પાળી મૃત્યુ પામી મહાશુક્ર દેવલોકે દેવતા થયા. ત્યાંથી ચ્યવી લલિતનો જીવ વસુદેવની રોહીણી રાણીને કુખે બળદેવપણે ઉત્પન્ન થયો.

એક દિવસ વસુદેવ તથા સમુદ્રવિજય વગેરે બેઠા હતા તેવામાં ત્યાં નારદ આવ્યા એટલે સૌએ તેમને વંદન કર્યું. થોડી વાર ત્યાં બેસીને આકાશમાર્ગે ચાલ્યા ગયા. પછી કંસે પૂછયું કે આ કોણ! ત્યારે સમુદ્રવિજય બોલ્યા કે પૂર્વે આ નગરની બહાર યજ્ઞયશા નામે એક તાપસ રહેતો હતો, તેને યજ્ઞદત્તા નામે સ્ત્રી હતી. અને સુમિત્ર નામે એક પુત્ર હતો. તે સુમિત્રને સોમયશા નામે પત્ની હતી. એક વખત કોઈ જૃંભક દેવતા આયુષનો ક્ષય થતાં ચ્યવીને સોમયશાની કુક્ષીને વિષે પુત્રપણે ઉત્પન્ન થયો. તે આ નારદ થયેલ છે. તે તાપસો એક દિવસ ઉપવાસ કરીને બીજે દિવસ વનમાં જઈ ઉંછવૃતિવડે આજીવિકા કરે છે તેથી તેઓ એક વખતે આ નારદને અશોક વૃક્ષ નીચે મુકીને ઉંછવૃતિને માટે ગયા હતા તે વખતે આ અસમાન કાંતિવાળો બાળક જૃંભક દેવતાઓના જોવામાં આવ્યો. અવધિજ્ઞાનવડે નારદને પોતાના પૂર્વ જન્મનો મિત્ર જાણી તેઓએ તેની ઉપર

રહેલી અશોક વૃક્ષની છાયાને સ્તંભિત કરી પછી તે દેવતાએ પોતાના કાર્ય માટે જઇ અર્થ સીદ્ધિ કરીને પાછા ફર્યા તે વખતે સ્નેહવડે નારદને અહીંથી ઉપાડીને વૈતાઢય ગીરિ ઉપર લઇ ગયા. તે દેવતાએ છાયા સ્તંભિત કરી ત્યારથી એ અશોક વૃક્ષ પૃથ્વીમાં છાયાવૃક્ષ એવા નામથી વિખ્યાત થયું જૃંભક દેવતાઓએ વૈતાઢય ગિરિની ગુફામાં રાખીને તેનું પ્રતિપાલન કર્યું આઠ વર્ષનો થતાં તેને તે દેવોએ પ્રજ્ઞપ્તિ વગેરે બધી વિદ્યાઓ શીખવી તે વિદ્યાના પ્રભાવથી એ આકાશગામી થયેલ છે એ નારદમુનિ આ અવસર્પિણીમાં નવમા થયા છે અને તે ચરમ શરીરી છે એ પ્રકૃતિથી કલહપ્રિય છે અવજ્ઞા કરવાથી તેને કોપ ચડે છે, તે એક ઠેકાણે રહેતા નથી અને સર્વ ઠેકાણે પૂજ્ય છે.

એક વખત કંસે વસુદેવને કહ્યું કે મારા કાકા દેવકની પુત્રી દેવકી જે રૂપ ગુણમાં સૌથી શ્રેષ્ટ છે, તેની સાથે તમે પરણો તમે મારા ઉપકારી છો માટે સ્નેહને લીધે હું કહું છું પછી વસુદેવ તથા કંસ બન્ને મુત્તિકાવતી નગરીએ ગયા ત્યાં જઇ કંસે તેના કાકાને કહી તે કન્યા વસુદેવને પરણાવી, તેના લગ્નોત્સવમાં જેણે પૂર્વે ચારિત્ર ગ્રહણ કરેલ છે એવા કંસના અનુજ બંધુ અતિમુક્ત મુનિ તપસ્યાથી કૃશ અંગવાળા થયા છતા કંસને ઘેર પારણાને માટે આવ્યા તે વખતે મદિરાને વશ થયેલી કંસની સ્ત્રી જીવયશા તે મુનિના કંઠે વળગી કહેવા લાગી કે અરે દીયર આવો મારી સાથે આપણે નૃત્ય અને ગાયન કરીએ એમ કહી તેમની ઘણી કદર્થના કરી તે વખતે જ્ઞાનીમુનિએ કહ્યું

કે આ દેવકીનો સાતમો ગર્ભ તારા પતિનો અને પિતાનો હણુ-નાર થશે. વજ્ર જેવી આ વાણી સાંભળી તત્કાળ ભયથી જીવયશાની મદ્યાવસ્થા જતી રહી એટલે મુનિને છોડી દઈ કંસની પાસે આવી તે હકીકત કહી. કંસે વિચાર કર્યો કે મુનિની વાણી નિષ્ફળ થાય નહીં પરંતુ હું દેવકીના સાત ગર્ભ વસુદેવ પાસેથી માગી લઉં, જો તે ગર્ભ ન આપે તો બીજી રીતે મેળવવાનો પ્રયત્ન કરૂં પછી દોસ્તીના હકમાં વસુદેવે ભોળપણથી દેવકીના સાત ગર્ભ આપ્યા દેવકીએ પણ કબુલ કર્યું, પાછળથી જ્યારે મુનિના વચનની વસુદેવને ખબર પડી ત્યારે પોતાના ચુકનો પસ્તાવો કરવા લાગ્યા.

એ સમયમાં ભદ્દિલપુર નગરમાં નાગશેઠની સુલસા નામે સ્ત્રી હતી. તેમના સંબંધમાં અતિમુક્ત નામના ચારણ મુનિએ કહ્યું હતું કે આ બાળા મૃતપુત્રા વંધ્યા થશે તે સાંભળી સુલસાએ ઇંદ્રના સેનાની નૈગમેષી દેવની આરાધના કરી તે દેવ સંતુષ્ટ થયો એટલે પુત્રની યાચના કરી. દેવતાએ અવધિજ્ઞાનથી જાણી કહ્યું કે હે ધાર્મિક સ્ત્રી! કંસે મારવાને માટે દેવકીના ગર્ભ માગ્યા છે, તે હું તને તારા મૃત ગર્ભના પ્રસવ સમયે અર્પણ કરીશ એમ કહી તે દેવે પોતાની શક્તિથી દેવકી અને સુલસાને રજસ્વલા કરી અને તેઓ સાથેજ સગર્ભા થઈ બંનેએ સાથેજ ગર્ભને જન્મ આપ્યા એટલે સુલસાનો મૃત બાળક દેવકી પાસે મુકયો અને દેવકીનો બાળક સુલસા પાસે મુકયો કંસ મૃત બાળકને શિલા ઉપર પછાડી પોતે મારી નાંખ્યા એમ માનવા લાગ્યો એમ છએ પુત્ર સુલસાના ઘેર પહોંચ્યા ત્યાં તે મોટા થયા તેમના

અનુક્રમે અનીકયશ, અનંતસેન, અવજિતસેન, નિહતારી, દેવયશા, અને શત્રુસેન એવાં નામ પાડયાં સાતમી વખતે દેવકીના ગર્ભમાં ગંગદત્તનો જીવ મહાશુક્ર દેવલોકથી ચ્યવીને આવ્યો તે વખતે દેવકીએ, સિંહ, અગ્નિ, ગજ, ધ્વજ, વિમાન, અને પદ્મસરોવર વગેરે સાત સ્વપ્ન જોયાં. અનુક્રમે શ્રાવણ વદી આઠમે અર્દ્ધરાત્રે કૃષ્ણ વર્ણવાળા પુત્રને દેવકીએ જન્મ આપ્યો, તે વખત દેવતાની સાનિધ્યથી ચોકીદારો સર્વ નિદ્રાવશ થઇ ગયા. એટલે વસુદેવ તે બાળકને પોતાના ખોળામાં લઇ નંદના ઘર તરફ ચાલ્યા. તે વખતે દેવતાઓએ તે બાળક ઉપર છત્ર ધર્યું, પુષ્પની વૃષ્ટિ કરી અને આઠ ઉગ્ર દીપકથી ઉદ્યોત કરવા લાગ્યા, આગળ ચાલતાં પાંજરામાં રહેલા ઉગ્રસેને પૂછયું કે આ શું? વસુદેવે કહ્યું કે આ કંસનો શત્રુ છે એમ કહી સર્વ હકીકત કહી પછી વસુદેવ નંદને ઘેર પહોચ્યા. જે વખતે વસુદેવ નંદને ઘેર પહોચ્યા તે વખતે નંદની સ્ત્રી યસોદાએ પણ એક પુત્રીને જન્મ આપ્યો હતો. એટલે વસુદેવે તેની પુત્રી લેઇ પુત્રને આપ્યો તે પુત્રી લાવી દેવકીને આપી. તે બધું થઇ રહ્યા પછી કંસના માણસો જાગ્યા. તેમણે તે પુત્રી કંસને આપી. તેને જોઇ કંસ વિચારવા લાગ્યો કે જે સાતમો ગર્ભ મારા મૃત્યુંને માટે થવાનો હતો તે જે આ સ્ત્રી છે તેથી હું ધારૂં છું કે મુનિનું વચન મિથ્યા થયું તો હવે આ બાળકોને વ્યર્થ શા માટે મારવાં. એવું વિચારી તે બાળાની જમણી તરફની નાસિકા છેદી દેવકીને પાછી સોંપી દીધી.

અહીં કૃષ્ણવર્ણવાળો દેવકીનો પુત્ર કૃષ્ણ નંદને ઘેર વૃદ્ધિ પામવા લાગ્યો. એક માસ ગયા પછી દેવકીજીને પુત્ર જોવાની

ઉત્કંઠા થઇ ત્યારે વસુદેવે કહ્યું કે જો તમે અકસ્માત્ ત્યાં જશો તો કંસના જાણવામાં આવશે માટે કાંઇક બાહાનું કાઢીને જાઓ, પછી ગાયોને પુજવાનું બાહાનું કરી તે હમેશાં ત્યાં જાય અને પુત્રને જોઇ આનંદ પામે. તે દિવસથી ગો પૂજાનું વ્રત પ્રવર્ત્યું.

કૃષ્ણે બાળપણમાંજ શકુની અને પુતના નામની વિદ્યાધરીઓ જે તેમને મારવા આવી હતી તેમને મારી, અર્જુન જાતનાં વૃક્ષો ભાગી નાંખ્યાં. ગાડાં ભાગી નાંખ્યાં, વગેરે વાતો સાંભળી વસુદેવ ચિંતવવા લાગ્યા કે પુત્ર નાનો છે પણ ઢાંકયો રહેશે નહિં, અને તેથી કંસ જાણશે તો અપમંગળ થશે. માટે હું તેની રક્ષાને વાસ્તે એક પુત્રને મોકલું તો ઠીક પછી તેના રક્ષણને માટે બળભદ્રને ત્યાં રાખ્યા. અહીંઆં કૃષ્ણ દિવસે દિવસે વધવા લાગ્યા તેમના રૂપથી તે આખા ગોકુળના ગોવાળ તેમજ ગોપીઓને ઘણાજ વલ્લભ લાગતા તે ગમે તેવું નુકસાન કરે તો પણ તેમના ઉપર કોઇને રીસ ચડતી નહીં, જેમ જેમ ઉમરમાં વધતા ગયા તેમ તેમ ગોપાંગનાઓના ચિત્તમાં કામવિકાર ઉત્પન્ન થવા લાગ્યો કૃષ્ણને વચમાં બેસાડી તેઓ ફરતાં રાસડા ગાય અને તેઓનું ચિત્ત રાત દિવસ કૃષ્ણ કૃષ્ણ એમ ઝંખતું હતું, જો ઘડીવાર કૃષ્ણને ન દેખે તો ગાંડાની માફક આમ તેમ શોધવા નીકળતી એમ કરતાં કૃષ્ણ અગિઆર વરસના થયા.

અહી સૌરીપુરી નગરમાં સમુદ્રવિજયની પ્રિયા શિવાદેવીની કુખે શંખરાજાનો જીવ અપરાજિત વિમાનથી ચ્યવીને કારતક વદી બારસને દિવસે ચિત્રા નક્ષત્રમાં ઉત્પન્ન થયો. અનુક્રમે નવમાસ અને આઠ દિવસે શ્રાવણ શુદી પાંચમે ચિત્રા નક્ષત્રમાં શીવાદેવી

રાણીએ શંખના લંછનવાળા કૃષ્ણવર્ણ પુત્રને જન્મ આપ્યો ઇંદ્રે તેમનો જન્મોત્સવ કર્યો દેવાંગનાઓએ સૂતિકા કર્મ કર્યું. ભગવંત ગર્ભમાં હતા ત્યારે માતા અરિષ્ટરત્નમયી ચક્રધારા સ્વપ્નમાં જોઇ હતી તેથી તેમનું પિતાએ અરિષ્ટનેમિ એવું નામ પાડયું.

એક દિવસે કંસે નિમિત્તાયાને પૂછયું કે મુનિનું વચન અસત્ય થયું કે કેમ! નિમિત્તિયાએ કહ્યું કે મુનિનું વચન કોઇ દિવસ અસત્ય થાય નહીં, દેવકીનો સાતમો ગર્ભ કોઇ ઠેકાણે જીવતો છે એમ જાણજો. તેની પરીક્ષા માટે અરિષ્ટ નામનો તમારો બળવાન બળદ, કેશી નામનો મહાન્ અશ્વ અને દુર્દાંત એવા ખરમેષ વૃંદાવનમાં જઈ છુટા મુકો એ ચારને જે મારશે તેજ દેવકીનો સાતમો ગર્ભ તમને મારનાર છે એમ જાણજો વળી વસુદેવ મહા ક્રુર કાળી નાગને દમશે, ચાણુર મલ્લનો વધ કરશે, અને તમારા પદ્મોત્તર ઉત્તર ને ચંપક એ હાથીને મારશે. તેજ તમને પણ મારશે. એ સાંભળી કંસે તે પ્રમાણે કર્યું, કંસના છુટા મુકેલા બળદ અશ્વાદિ ગોવાળોને માર્ગમાં ઘણું કષ્ટ આપવા લાગ્યા ત્યારે ગોવાળો હે રામકૃષ્ણ અમારી રક્ષા કરો. એવો કલકલાટ સાંભળી બન્ને ભાઇઓ દોડીને ત્યાં ગયા. અને ત્યાં જઈ તે બળદને અને તે પછી અશ્વ, ખર, મેઢા વગેરેને મૃત્યુ વશ કરી દીધા.

આ વાત કંસે સાંભળી ત્યારે શત્રુની વધારે પરીક્ષા કરવા સારૂ પોતાની કુમારિકા બેન સત્યભામાનો સ્વયંવર રચી કહેવરાવ્યું કે જે કોઈ સારંગ ધનુષ્ય ચઢાવશે તેને આ સત્યભામા પરણાવવામાં આવશે. ઘણા રાજાઓ ભેગા થયા. તેમાં કોઇથી

પણ ધનુષ્ય ચડયું નહીં ત્યારે કૃષ્ણે લીલા માત્રમાં ધનુષ્ય ચઢાવ્યું. આથી કંસ મનમાં ક્ષોભ પામ્યો વળી પણ વધારે પરીક્ષા કરવાને મલ્લોને બાહુ યુદ્ધ કરવાની આજ્ઞા કરી. રામકૃષ્ણ બંને ભાઈઓ તે જોવાને તૈયાર થયા. રસ્તે આવતાં બળભદ્રે કૃષ્ણને બધી વાતથી વાકેફ કરી કહ્યું કે આપણે બંને ભાઇ છીએ અને આપણાં માતા પિતા દેવકી અને વસુદેવ છે પરંતુ કંસની બીકથી આ પ્રમાણે કરવામાં આવ્યું છે આથી કૃષ્ણને અત્યંત ક્રોધ થયો અને કંસને મારવાની પ્રતિજ્ઞા કરી. આગળ જમના નદી ઉતરતાં કાલિ નામે સર્પ તેમને ડસવાને આવ્યો તેને જોતા જોતામાં પકડી લઇ તેની નાથમાં દોરી ભરાવી તેના ઉપર બેસી તેને મડદા જેવો કરી નાંખ્યો ત્યાંથી આગળ જતાં પદ્મોત્તર અને ચંપક એ બંને હાથીઓને માર્યા, ત્યાંથી આગળ જતાં મલ્લોને કુસ્તી કરવાનો જે મંડપ હતો તેમાં જઇ પોતે બેઠા. બળભદ્રે પોતાના પિતા કાકા વગેરેને ઓળખાવ્યા. બધી સભા બંને ભાઇઓને જોઇ વિસ્મય પામી.

પછી કંસે મલ્લોને આજ્ઞા કરી. તેમાંનો પર્વત જેવો અતિ પ્રચંડ ચાણુર મલ્લ પોતાની સામે યુદ્ધને માટે બોલાવવા લાગ્યો. જ્યારે કોઇ ન ઉઠયું ત્યારે કૃષ્ણ તેની સામે જઇ ઉભા, લોકો બાર વરસના બાળકને જોઈ હા ! હા ! કરવા લાગ્યા, અરે આ કીડીને કુંજરનું યુદ્ધ થાય છે તે અઘટીત છે અરે ! આ કોઇ કેમ વારતું નથી. આ મહા બળવાન મલ્લ હમણાં જોતાં જોતાંમાં આ બાળકને પીસી નાખશે.

ચાણુરની સામા કૃષ્ણે પ્રથમ વાગ યુદ્ધ ચલાવ્યું. એટલે

કંસ ભય પામ્યો. અને તરતજ બીજા મુષ્ટિકમલ્લને પણ કૃષ્ણની સામા લડવા આજ્ઞા કરી. એટલે બળભદ્ર તરત ઉભા થઇ તરત ત્યાં આવ્યા; કૃષ્ણ અને ચાણુર તથા બળીભદ્ર અને મુષ્ટિક આ ચારેની ગર્જનાથી પૃથ્વી કંપાયમાન થઇ અને કરસ્ફોટના શબ્દોથી બ્રહ્માંડ મંડપ ફુટી ગયો, અને ઘણી વાર યુદ્ધ ચાલ્યા પછી ચાણુરને કૃષ્ણેએ મારી નાંખ્યો. આ જોઈ કંસે આજ્ઞા કરી કે અરે સુભટો ! આ ગોવાળીઆઓને મારી નાંખો એટલામાં તો કૃષ્ણે કહ્યું, અરે દુષ્ટ હવે તારો કાળ નજીક આવ્યો છે એમ કહી એક કુદકો મારી તેના કેશ પકડી ભોંય નાંખ્યો. આટલા નાના બાળકમાં આવું બળ જોઇ લોકો વિસ્મય પામ્યા. બધા રાજાઓમાં કોઈ તેને છોડાવવા હિંમત ધરી શકયું નહીં. પછી કૃષ્ણે તેના માથામાં પ્રહાર કરી કંસને મારી નાંખ્યો. આ વખતે જરાસંઘનું સૈન્ય તૈયાર હતું તે કૃષ્ણને મારવાને માટે ધસી આવ્યું એટલે સમુદ્રવિજય લડવાને માટે તૈયાર થયા; સમુદ્રવિજયને આવતો જોઈ જરાસંઘનું સૈન્ય નાશી ગયું, ત્યાં સર્વની ઓળખાણ પાડી યાદવોએ કૃષ્ણને મસ્તકે ચુંબન કર્યું અને હર્ષાશ્રુ વરસાવ્યો. પછી કૃષ્ણે ઉગ્રસેનને કારાગૃહમાંથી છોડાવ્યો. અને મથુરાનું રાજ્ય સોંપ્યું. ત્યારે જીવયશા રોતી કકળતી જરાસંઘની સભામાં આવી. અને સર્વ હકીકત પોતાના પિતાને કહી. જરાસંઘ અત્યંત ક્રોધાયમાન થઇ તરતજ સોમ નામના દૂતને સમુદ્રવિજય પાસે મોકલાવી કહેવરાવ્યું કે, મારા જમાઇને મારનાર રામકૃષ્ણને તમારે તરતજ અહીં સ્વાધીન કરવા. સમુદ્રવિજયે એ સાંભળી દૂતનો તિરસ્કાર કરી કાઢી મૂકયો. પછી તેમણે પોતાના ભાઇઓને એકઠા

કરી નિમિતિયાને બોલાવી પૂછ્યું ત્યારે નિમિત્તિયાએ કહ્યું કે મહારાજ ! રામકૃષ્ણ બન્ને પુત્રો બળદેવ અને વાસુદેવ છે માટે જરાસંઘને મારી અર્ધચક્રી થશે. પણ હાલ તમે અહીંથી પશ્ચિમ દીશા તરફ જાઓ. માર્ગમાં સત્યભામાને જ્યાં બે પુત્રો થાય ત્યાં નગર વસાવીને રહેજો. પછી ત્યાંથી સમુદ્રવિજય પોતાના અગિઆર કુલ કોટી અને ઉગ્રસેન સાતકુલ કોટી યાદવોને લઈ ત્યાંથી પશ્ચિમ તરફ ચાલ્યા.

અહીં જરાસંઘનો કાલ નામે પુત્ર યાદવોને મારવાની પ્રતિજ્ઞા કરી તેમની પાછળ નીકળ્યો; તે મહા બળવાન હતો તેથી રામકૃષ્ણના રક્ષક દેવતાએ રસ્તામાં એક પર્વત વિકુર્વ્યો અને ત્યાં એક એવી સ્ત્રી બેસારી કે જે વારંવાર "અહીં યાદવ સૈન્ય બળી ગયું" એમ રૂદન કરતી હોય. વળી ત્યાં એક ચિતા પણ સળગતી રાખી તેને જોઇ કાલકુમર તેની પાસે આવ્યો એટલે પેલી સ્ત્રીએ કહ્યું કે, તારાથી ત્રાસ પામીને બધા યાદવો અગ્નિમાં પેસી ગયા. દશાર્હ અને રામકૃષ્ણ પણ પેશી ગયા. તેથી બંધુઓનો વિયોગ થવાથી હું પણ તેમાં પેસું છું, આ પ્રમાણે કરીને તેણે અગ્નિમાં પ્રવેશ કર્યો. દેવતાના આ કાર્યથી મોહ પામેલો કાળકુમર અગ્નિમાં પેસવાને તૈયાર થયો. અને તેણે પોતાના ભાઈઓને કહ્યું કે મેં યાદવોને લાવવાની પ્રતિજ્ઞા કરી છે કે અગ્નિ વિગેરેમાંથી પણ ખેંચી લાવીને હું યાદવોને મારી નાંખીશ. એમ કહી તેણે અગ્નિમાં પ્રવેશ કર્યો અને જોતા જોતામાં તે બળી ગયો તેના ભાઇઓ ત્યાંજ વાસ કરીને રહ્યા સવાર થતાં જોયું તો ત્યાં કાંઇ પણ દીઠું નહીં પછી વીલા મોંઢે બધા પાછા ગયા અને

સર્વ વૃત્તાંત જરાસંધને કહ્યું. યાદવો પણ કાલકુમારનો વૃત્તાંત સાંભળી ખુશી થયા. માર્ગમાં એક વનમાં તેઓ પડાવ કરી રહ્યા હતા, ત્યાં એક અતિમુક્ત ચારણ મુનિ આવ્યા તેમને સમુદ્રવિજય પુછવા લાગ્યો કે, હે ભગવાન આ વિપત્તિમાં અમારૂં શું થશે. મુનિ બોલ્યા ભય પામશો નહીં તમારો પુત્ર અરિષ્ટનેમી નામે બાવીશમા તીર્થંકર થશે અને રામકૃષ્ણ બળદેવ તથા વાસુદેવ થશે અને તે જરાસંધનો વધ કરસે પછી તેઓ ત્યાંથી નીકળી સૌરાષ્ટ્રમાં આવ્યા. અને ગીરનાર પર્વતની વાવ્ય દિશા તરફ છાવણી નાંખીને રહ્યા. અહીં સત્યભામાને બે પુત્ર થયા. તેમના ભાનુ અને ભામર એવાં નામ પાડયાં. પછી કૃષ્ણે સ્નાન કરી બળિભદ્ર સાથે સમુદ્રની પૂજા કરી અઠ્ઠમ તપ કર્યો. ત્રીજી રાત્રીએ સુસ્થિત દેવતા પ્રત્યક્ષ થઇ કહેવા લાગ્યો કે કહો તમારૂં શું કાર્ય કરૂં ! એમ કહી કૃષ્ણને પાંચજન્ય શંખ અને રામને સુઘોષ નામે શંખ આપ્યો તથા બંનેને દિવ્ય અલંકાર આપ્યા પછી કૃષ્ણે કહ્યું કે પૂર્વે વાસુદેવની દ્વારિકા નામે જે નગરી આ જગ્યોએ હતી તે તમોએ દરિઆમાં ડુબાવી દીધી છે. તેથી હવે અમારા નિવાસ માટે તેજ સ્થાન બતાવો. પછી તે સ્થાન બતાવી તે દેવે ઇંદ્રને સર્વ હકીકત નિવેદન કરી, ઇંદ્રે કુબેરને આજ્ઞા કરી તેથી કુબેરે બારયોજન લાંબી અને નવ યોજન વિસ્તારવાળી રત્નમય નગરી બનાવી તેની આસપાસ કિલ્લો, ખાઇ વગેરે બનાવ્યું. કૃષ્ણને રાજ્યાભિષેક કરી યાદવો સઘળા આવી તેમાં વસ્યા. પછી ત્યાં રહીને કૃષ્ણ જાંબુવતી, રૂકમણી વગેરે ઘણી કન્યાઓ પરણ્યા.

પૂર્વે શ્રી ઋષભદેવ સ્વામીને કુરૂ નામે એક પુત્ર હતો, જેના નામથી કુરૂક્ષેત્ર કહેવાય છે, તે કુરૂનો પુત્ર હસ્તી નામે થયો. જેના નામથી હસ્તીનાપુર નગર વસેલું છે તેના કુળમાં અસંખ્ય પેઢીએ શાંતનું નામે રાજા થયો. તેને ગંગા અને સત્યવતી નામે રાણીઓ હતી, તેમાં ગંગાને મહા પરાક્રમવાળો ભીષ્મ નામે પુત્ર થયો અને સત્યવતીને ચિત્રાંગદ અને ચિત્રવીર્ય નામે બે પુત્રો થયા. ચિત્રવીર્યને અંબા, અંબિકા, અને અંબાલિકા નામે ત્રણ સ્ત્રીઓ હતી. તે ત્રણેથી ધૃતરાષ્ટ્ર, પાંડુ ને વિદુર નામે ત્રણ પુત્રો થયા. તેમાં પાંડુ ધૃતરાષ્ટ્રને રાજ્ય સોંપી મૃગયા રમવામાં તત્પર રહેવા લાગ્યો. ધૃતરાષ્ટ્ર, સબળ રાજાના પુત્ર અને ગાંધાર દેશના રાજા શકુનિની ગાંધારી વગેરે આઠ બેનોને પરણ્યો. તેનાથી તેનો દુર્યોધન વગેરે સો પુત્રો થયા. પાંડુરાજાને સમુદ્રવિજયરાજાની બેન કુંતીથી યુધિષ્ઠિર, ભીમ અને અર્જુન એ ત્રણ પુત્ર થયા અને શલ્ય રાજાની બેન માદ્રી રાણીથી નકુલ અને સહદેવ નામે પુત્રો થયા. તે પાંચે પુત્રો પોતાના બળવડે ત્રણ લોકને પણ આશ્ચર્ય પમાડે એવા થયા.

એક વખત કાંપિલ્યપુરના દ્રુપદ રાજાની દ્રૌપદી નામે પુત્રીનો સ્વયંવર હતો તેમાં આ પાંચે કુમારો પણ ગયા. સેંકડો રાજાઓના વચ્ચે દ્રૌપદીએ પૂર્વ ભવના કર્મથી પ્રેરાઇને પાંચે પાંડવોના કંઠમાં વરમાળ આરોપી તે પાંચેની પત્ની થઈ. કેટલેક કાળે પાંડુ રાજા યુધિષ્ઠિરને રાજ્ય સોંપી મૃત્યુ પામ્યા. અને માદ્રી પણ પોતાના બે પુત્રોને કુંતીને સોંપી મરણ પામી. જ્યારે પાંડુ રાજા મરણ પામ્યા ત્યારે કૌરવો પાંડવોને ન ગણવા લાગ્યા. અને દ્વેષ

ધરી તેમનું રાજ્ય લેવાના ઉપાય કરવા લાગ્યા. દુર્યોધને એક વખત યુધિષ્ઠર સાથે કપટ જુગાર રમી તેમનું સર્વસ્વ હરણ કરી તેમને વનમાં કાઢયા. તેઓ ઘણા વરસ વનમાં ભટકી છેવટે પોતાના મોશાળમાં સમુદ્રવિજય રાજા પાસે ગયા ત્યાં તેઓ માન સહિત કેટલોક કાળ રહ્યા.

હવે કૃષ્ણને રૂક્ષમણીથી પ્રદ્યુમ્ન અને જાંબુવતીથી શાંખકુમાર મહા બળવાન અને વિદ્યાઓવાળા થયા. એક વખત કોઇ રત્નકંબળના વેપારીઓ રત્નકંબળ લઇને રાજગૃહી નગરીને વિષે ગયા એટલે ત્યાંના વેપારીઓ તેમને જીવયશા પાસે લઇ ગયા જીવયશાએ તે કાંબળો અરધી કિંમતે માગી ત્યારે તેઓ બોલ્યા કે જો એમ સસ્તી વેચવી હોત તો દ્વારકાંમાંજ આપી દેત. ત્યારે જીવયશાએ પૃછયું કે દ્વારકાં કયાં છે અને ત્યાં કોણ રાજા છે? ત્યારે વેપારીઓએ સઘળી હકીકત કરી. એટલે જીવયશા રૂદન કરતી જરાસંઘ પાસે ગઈ, અને સર્વ વૃત્તાંત જણાવી કહેવા લાગી કે હે પિતાજી હવે મને અગ્નિમાં પ્રવેશ કરવાની આજ્ઞા આપો. પછી જરાસંઘ બોલ્યો કે હે પુત્રી તું ખેદ નહીં પામ. હું તેમને હમણાંજ યમપુરીમાં મોકલી દેઉં છું એમ કહી સેનાપતિને સૈન્ય તૈયાર કરવાની આજ્ઞા આપી સેંકડો રાજાઓ તેની આજ્ઞાથી પોતાના લશ્કર સહિત યુદ્ધ કરવાને આવી હાજર થયા. જરાસંઘ પોતે પણ તૈયાર થઈ નીકળ્યો. એટલે તેને અપશુકન થવા લાગ્યા. પરંતુ તે કોઇ વાતને નહીં ગણકારતો કૃતાંત સરખો થઈ વેગથી ચાલ્યો. જરાસઘને ત્યાંથી નીકળ્યો જાણી નારદે દ્વારકાંમાં આવી સૌને ખબર આપી. એટલે કૃષ્ણે પણ પોતાનું સૈન્ય તૈયાર કર્યું, ત-

મામ યોદ્ધાઓ તથા અરિષ્ટનેમી વગેરે બંધુ વર્ગ પણ આવ્યો. પાંચે પાંડવો તથા અગણિત લશ્કર એકઠું કરી પોતાના નગરથી પીસતાળીસ યોજન દુર આવી પડાવ નાંખ્યો જરાસંઘનું સૈન્ય ચાર યોજન દુર રહ્યું તેવામાં કેટલાક ઉત્તમ વિદ્યાધરો ત્યાં આવી સમુદ્રવિજયને કહેવા લાગ્યા કે, હે રાજા તમારા ભાઇ વસુદેવના ગુણોને અમે વશ થઇ રહેલા છીએ. જો કે તમારા કુળમાં કૃષ્ણ એકલા જરાસંઘને જીતવા સમર્થ છે. અને વળી અરિષ્ટનેમિ ભગવાન પણ આપના કુળમાં છે તો બીજા કોઇની સહાયની જરૂર નથી. પણ જરાસંઘના પક્ષમાં કેટલાક બળવાન ખેચરો આવવાના છે. માટે તેમને રોકવા સારૂ વસુદેવને સેનાપતિ સ્થાપી શાંબપ્રદ્યુમ્નને અમારી સાથે મોકલો એટલે તેઓમાંનો એક પણ આવવા પામશે નહીં ? આ સાંભળી સમુદ્રવિજયે તરતજ તે પ્રમાણે કર્યું અરિષ્ટનેમિએ તે વખતે વસુદેવને પોતાના જન્મ સ્નાત્ર વખતે દેવતાએ પોતાની ભુજાપર બાંધેલી અસ્ત્ર વારણી ઔષધી વાસુદેવને આપી.

અહીં મગધપતિને તેનો હંસક નામનો એક બુદ્ધિશાળી મંત્રી કહેવા લાગ્યો કે હે રાજન ! પૂર્વે કંસે વગર વિચાર્યે કામ કર્યું હતું, તેથી તેને માઠું ફળ મળ્યું. કૃષ્ણના સૈન્યમાં નેમિનાથ, રામ અને કૃષ્ણ ત્રણ અતિરથી છે. અને આપણા સૈન્યમાં તમે એકલાજ છો. બીજા પણ સર્વ પ્રકારે આપણા કરતાં તે સૈન્ય વધારે બળવાન છે. માટે મને તો યુદ્ધ કરવું ઠીક લાગતું નથી. આ વચન સાંભળી જરાસંઘે તેનો તિરસ્કાર કર્યો અને પોતાની સૈન્યાનો ચક્રવ્યુહ રચી લડવાની આજ્ઞા કરી. કૃષ્ણે પોતાની સૈન્યાનો ગરૂડવ્યુહ રચી લડવાની આજ્ઞા આપી. તે વખતે શક્રેંદ્રે

શ્રીનેમીનાથને ભ્રાતૃસ્નેહથી માતલી નામે સારથી સહિત પોતાનો રથ મોકલી આપ્યો ભયંકર યુદ્ધ શરૂ થયું. બન્ને તરફના યોદ્ધાઓ અગણિત બાણોનો વરસાદ વરસાવવા લાગ્યા. આકાશમાં દેવતાઓ પોતાનાં વિમાનો સ્થિર કરિ જોવા લાગ્યા. બંનેમાં કોનો જય થશે તેની શંકા થવા લાગી. જરાસંઘના પ્રબળ યોદ્ધાઓએ ધસારો કરી કૃષ્ણનું સૈન્ય ભગ્ન કરવા માંડયું. તે વખતે નેમિનાથે હજારો રાજાઓના મુગટ તોડી નાખ્યા. કોઈનાં ધનુષ્ય, કોઇના રથ એમ જરાસંઘના સૈન્યનો ચક્રવ્યૂહ તોડી નાંખ્યો. કુન્તી પુત્ર અર્જુને આ વખતે પોતાની અસ્ત્રવિદ્યા એવી બતાવી કે દેવતાઓ પણ ચકિત થઈ ગયા જ્યાં ત્યાં અર્જુનનાંજ બાણો દેખાવા લાગ્યાં. ગાંડીવ ધનુષનો ટંકાર પ્રચંડ મેઘની ગર્જના જેવો નિરંતર કાને આવવા લાગ્યો ક્ષાત્રવ્રત ધારણ કરીને હજારો રાજાઓ અર્જુનની સામા આવ્યા. દુર્યોધન વગેરે કૌરવો તેમાં આગેવાન હતા. અર્જુન તે સઘળાઓને લીલા માત્રમાં પરાસ્ત કરી નાંખી દુર્યોધનના રથ, બાણ, બખતર વગેરે ભેદી નાંખી તેને પૃથ્વી ઉપર નાંખ્યો. પછી અર્જુને કરણને અને ભીમે દુર્યોધનને મારી નાંખ્યો. અને બીજા વીરોએ જરાસંઘના કુંવર તેમજ સેનાપતિને મારી નાખ્યા આ જોઇ કોપ કરી જરાસંઘ હાથમાં ધનુષબાણ લેઇ રણભૂમિમાં આવ્યો. તેણે સમુદ્રવિજયના દશપુત્રોને મારી નાંખ્યા અને કાળ સરખો તે એક છતાં અનેક જેવો દેખાવા લાગ્યો. જરાસંઘ સામે કોઇ પણ ટકી શકયું નહિં આ સાંભળી શીશુપાળ બોલ્યો કે હે કૃષ્ણ ! અહીં ગોકુળ નથી કૃષ્ણે કહ્યું હમણાં હું તારી ખબર લઉછું. અને મારી માશી જે તારી માતા છે

તેને રોવરાવું છે. તે સાંભળ. શીશુપાળ કૃષ્ણની સામો આવ્યો એટલે કૃષ્ણે તેનું મસ્તક છેદી નાંખ્યું. એટલે જરાસંધ કૃતાંત કાળ સરખો થઇ કૃષ્ણના સૈન્યમાં પડયો જેમ સિંહ દેખીને મૃગલાં નાશી જાય તેમ યદવ સૈન્ય સઘળું નાશી ગયું. એટલે બળરામે જરાસંધના અઠ્ઠાવીશ પુત્રોને મારી નાંખ્યા. તે જોઇ જરાસંધે બળરામના ઉપર ગદાનો ઘા કર્યો તેથી બળરામ લોહી વમતા પૃથ્વી ઉપર પડયા તે વખતે યાદવ સૈન્યમાં હાહાકાર થયો. ફરીથી જરાસંધ રામ ઉપર આવતો હતો તેવામાં અર્જુને તેને અટકાવ્યો. એટલે કૃષ્ણે તેના અગણોતેર પુત્રોને મારી નાંખ્યા. ત્યારે જરાસંધ અર્જુનને છોડી કૃષ્ણ ઉપર ધશ્યો તે વખતે કૃષ્ણ મરાયા, મરાયા એવો સર્વત્ર ધ્વની પ્રસરી ગયો. તે સાંભળી માતલી સારથી અરિષ્ટનેમીને કહેવા લાગ્યો કે હે સ્વામી આપની આગળ જરાસધ કોણ માત્ર છે, પણ જો તમે આ વખતે તેની ઉપેક્ષા કરશો તો આ જરાસંધ સર્વ યાદવોને મારી નાખશે. આપ સાવધ કર્મથી વિમુખ છો તોપણ આપને લીલા બતાવ્યા વગર છુટકો નથી, તે સાંભળી શ્રી અરિષ્ટનેમિએ કોપવગર શંખનો નાદ કર્યો. શંખનાદથી યાદવોનું સૈન્ય સ્થિર થયું અને જરાસંધનું સૈન્ય ક્ષોભ પામી ગયું, પછી માતલી સારથીએ રથને ભમાડવા માંડયો, અને હજારો બાણોની વૃષ્ટિ કરી. કોઇના રથ, કોઇની ધ્વજા, કોઇનાં ધનુષ્ય, કોઇના મુગટ અને કોઇનાં અસ્ત્ર છેદી નાંખવા માંડયા. આ વખતે પ્રલય કાળના સૂર્યની પેઠે તેમની સામે લડવાની વાત દૂર રહી પણ તેમની સામું જોવા કોઇ સમર્થ થયું નહીં. આ પ્રમાણે પરાક્રમ બતાવ્યા છતાં પ્રતિવાસુદેવ વાસુદેવને

જ વધ્ય છે એવી મર્યાદા હોવાથી તેમણે જરાસંઘને માર્યો નહીં. પ્રભુએ જરાસઘના સૈન્યને રોકી રાખ્યું એટલીવાર યાદવ સૈન્ય સ્વસ્થ થઈ લડવા આવ્યું પછી પાંડવોએ પૂર્વના વેરને લીધે બાકી રહેલા કૌરવોને માંરી નાંખ્યા.

પછી જરાસંઘ કૃષ્ણને કહેવા લાગ્યો કે અરે કપટી તું અત્યાર સુધી તારા કપટથી જીવતો રહ્યો છું. પણ આજે હું તને છોડવાનો નથી. પછી કૃષ્ણ હસીને બોલ્યા હે રાજન ! એમ વાક્ચતુરાઇ વાપરવાની જરૂર નથી. પણ બળ હોય તો બતાવો. જો કે હું બોલતો નથી. પરંતુ તારી પુત્રીની અગ્નિપ્રવેશરૂપ પ્રતિજ્ઞા તો હું પૂરણ કરાવીશ. એટલું કહેતામાં જરાસંઘે ક્રોધથી બાણ ફેંકવા માંડયાં પણ તે સઘળાં કૃષ્ણે છેદવા માંડયાં. આ વખતે તમામ યુદ્ધ બંધ પડી ગયું અને બંને અતિરથીઓ યુદ્ધ કરવા લાગ્યા. તેઓના રણમર્દનથી આકાશમાં રહેલા ખેચરો ત્રાસ પામવા લાગ્યા. પર્વતો કંપાયમાન થઇ ગયા. બાણોના તેમજ ધનુષ્યોના ટંકારવથી બ્રહ્માંડ ફાટવા લાગ્યું. જરાસંઘ જે જે બાણો નાંખે તે સઘળાં કૃષ્ણ છેદી નાંખે. આથી વિલખા થઇ જરાસંઘે ચક્રનું સ્મરણ કર્યું. એટલે તત્કાળ આવીને તે હાજર થયું, તેને જરાસંઘે ક્રોધથી આકાશમાં ભમાવીને કૃષ્ણની ઉપર મૂકયું. જયારે ચક્ર કૃષ્ણ ઉપર ચાલ્યું ત્યારે સર્વત્ર ખેદ ફેલાયો. પરંતુ ચક્ર તો કૃષ્ણને સ્પર્શ કરી ઉભું રહ્યું એટલે કૃષ્ણે તેજ ચક્ર જરાસંઘની ઉપર છોડયું. તેણે જરાસંઘનું મસ્તક છેદી નાંખ્યું. જરાસંઘ મૃત્યુ પામીને ચોથી નરકે ગયો. પછી દેવતાઓએ આ નવમા વાસુદેવ ઉત્પન્ન થયા એમ ઉદ્દઘોષણા કરી

પુષ્પની વૃષ્ટિ કરી, કૃષ્ણે જરાસંઘના પુત્ર સહદેવને મગધ દેશનું રાજ્ય સોંપ્યું; બીજા જે રાજાઓ મરણ પામ્યા હતા. તેમના પુત્રોને તેમનાં રાજ્ય સોંપી દીધાં. જીવયશા પોતાના પિતાનો વધ સાંભળી અગ્નિ શરણુ થઇ.

એક વખત અરિષ્ટનેમિ ફરતા ફરતા કૃષ્ણની આયુધશાળામાં ગયા. ત્યાં રક્ષકને પૂછ્યું કે આ શંખ કોનો છે. ત્યારે તે રક્ષકે કહ્યું કે એ તો મહારાજા કૃષ્ણનો છે, તેને દેવતાઓ પણ ઉપાડવા સમર્થ નથી. ફક્ત કૃષ્ણ સિવાય તે બીજું કોઇ ઉપાડી શકે તેમ નથી. પછી ભગવાને જેમ દડો ઉચકી લે તેમ લેઇ તે વગાડયો. એટલે રામ કૃષ્ણ સુદ્ધાં આખી નગરી ક્ષોભ પામી ગઇ મોટી હવેલીઓ તુટવા લાગી. સમુદ્રનું પાણી ઉછાળા મારવા લાગ્યું. અને પર્વતની ટુંકો પણ પડવા લાગી. આ જોઈ કૃષ્ણે વિચાર્યું કે આ કોઇ ચક્રવર્તી ઉત્પન્ન થયો કે દેવતા આવ્યો કે શું થયું ! એટલામાં સમાચાર મળ્યા કે આ કામ અરિષ્ટ નેમિએ રમતમાં કીધું છે; કૃષ્ણના મનમાં શંકા થઇ કે આટલું બળ તેમનામાં હોય નહીં પછી બળની પરીક્ષાને માટે કૃષ્ણે કહ્યું કે હે બંધુ ! આવો આપણે યુદ્ધ કરીએ. પછી નેમીકુમારે વિચાર્યું કે જો હું આ કૃષ્ણને દબાવીશ તો તેના કેવા હાલ થશે ! માટે મારૂં ભુજાબળ બતાવું. એમ વિચારી નેમિકુમારે કહ્યું કે ભાઇ આપણે ધુળમાં આળોટવું તે ઠીક નહીં પરંતુ આપણે એક એકના હાથ લાંબા કરી નમાવીએ. પછી કૃષ્ણે પોતાનો હાથ લાંબો કર્યો તેને નેમિકુમારે કમલનાળની પેઠે એક આંગળીથી વાળી દીધો. પછી નેમિશ્વરે પોતાની ભુજા લાંબી કરી

તેને નમાવવા કૃષ્ણ પોતાના શરીરનો સઘળો ભાર મુકી પકડી લટકી પડયા પરંતુ તલ માત્ર હાલ્યો પણ નહીં આથી કૃષ્ણ ઝંખવાણા પડયા.

એક વખત સમુદ્રવિજય તથા માતા શીવાદેવી શ્રી અરિષ્ટનેમિને કહેવા લાગ્યા કે હે વત્સ! હવે તું જો લગ્ન કરે તો અમારા સર્વ મનોરથ સિદ્ધ થાય; જન્મથી સંસારને અસાર જાણનારા પ્રભુ માતા પિતાને ખોટું ન લાગે તે માટે કહેવા લાગ્યા કે, મારે લાયક એવી કોઇ કન્યા નથી કે જેની સાથે પાણીગ્રહણ કરૂં જ્યારે મારે લાયક સ્ત્રી મળશે. ત્યારે હું પરણીશ. એમ કહી માતા પિતાને શાંત કર્યા. એક વખત વસંત રૂતુમાં કૃષ્ણે રૂકમીણી વગેરે પટરાણીઓને કહ્યું કે તમો તેમની સાથે ક્રીડા કરી તેમને પરણવાની રૂચિ થાય તેમ કરો. પછી કૃષ્ણની સર્વે પટરાણીઓ નિરંકુશપણે તેમની સાથે ક્રીડા કરવા લાગી. અરિષ્ટનેમિ પણ તેમની સાથે નિર્વિકારીપણે ક્રીડા કરવા લાગ્યા. અને તેમને વિવાહને માટે અનેક પ્રકારે સમજાવવા લાગી, કૃષ્ણ પણ સમીપ આવીને વિવાહને માટે પ્રાર્થના કરવા લાગ્યા; વળી બીજા પણ યાદવો બોલ્યા કે હે કુમાર! ભાઇનું વચન માનો અને માતાપિતા વગેરે સર્વે કુટુંબને આનંદ આપો, જય રે આ પ્રમાણે બધાએ મળી આગ્રહથી તેમને બોધ કર્યો ત્યારે નેમિનાથ વિચારવા લાગ્યા કે અહો આ સર્વની કેવી અજ્ઞાનતા! આ સમયે મારી દાક્ષિણ્યતાને પણ ધિક્કાર છે. આ લોકો સંસાર સમુદ્રવડે છે અને બીજાને કોટે શિલા બાંધી પાડે છે. માટે હમણાં તો મારે આ સર્વનું વચન માત્ર વાણીથી માની લેવું. પછી જયારે

સમય આવશે ત્યારે અવશ્ય આત્મહિતજ કરવું એમ વિચારી નેમિનાથે તેમનું વચન સ્વીકાર્યું તે સાંભળી સમુદ્રવિજય વગેરે સૌ ઘણો હર્ષ પામ્યા.

પછી નેમિનાથ પ્રભુનો વિવાહ ઉગ્રસેન રાજાની કુંવરી રાજીમતિ સાથે કર્યો અને નિમિત્તિયાને બોલાવી લગ્નનો દિવસ કઢાવ્યો. નિમિત્તિયો બોલ્યો હે રાજા ! વર્ષાકાળમાં સાધારણ શુભકાર્યનો પણ આરંભ કરવો કહ્યો નથી તો વિવાહની તો વાતજ શી કરવી. સમુદ્રવિજયે કહ્યું કે આ વખતે જરા પણ કાળક્ષેપ કરવો ઉચિત નથી કારણ કે મહા મહેનતે વિવાહ મનાવ્યો છે; માટે વિઘ્ન ન આવે તેવો નજીકમાંનો કોઇ દિવસ બતાવો, ત્યારે નિમિત્તિયો બોલ્યો કે જો એમજ હોય તો શ્રાવણ શુદી છઠ્ઠનો દિવસ સાધો. પછી લગ્નનો દિવસ ઉગ્રસેનને ઘેર કહેવરાવ્યો. અને નગર શણગારવા માંડયું. ઘેર ઘેર તોરણો બંધાવ્યાં ધવળ મંગળ ગવાવા લાગ્યાં લગ્નનો દિવસ નજીક આવતાં પીઠી કરી લગ્નને દિવસે નેમિનાથને નવરાવી અલંકાર પેહેરાવી ઘોડે બેસાર્યા, વાજિંત્રોના નાદથી આકાશ ગાજવા લાગ્યું. દેવતાઓ વિમાનમાં રહી પ્રભુનો વરઘોડો જોવા લાગ્યા. નગરનું લોક સૌ બારીએ, અટારીએ ચઢી જોવા લાગ્યું રાજીમતિ પણ અતિ હરખ ધરી અલંકારો પેહેરી ગોખમાં આવી શ્રીનેમિનાથને નીરખવાને બેઠી, દૂરથી પતિને જોઇ પોતાને ધન્ય માનવા લાગી. ત્રણ લોકમાં આભુષણરૂપ એવા આ પતિ જો મને પ્રાપ્ત થાય તો પછી મારા જન્મનું ફળ શું નથી પૂર્ણ થયું ? આ પ્રમાણે ચિંતવતી હતી તેવામાં તેનું જમણું લોચન અને જમણો બાહુ ફરકયો તેથી તેના મનમાં અને અંગમાં

સંતાપ થયો. રાજીમતીએ પોતાની સખીઓને આ વાત જણાવી સખીઓ બોલી બેન શાંત થા. હવે શુભ થવામાં કાંઇ વાર નથી તો ચિંતા શા માટે કરે છે.

હવે અહીં ઉગ્રસેન રાજાના ઘેર આવતાં પ્રાણીઓનો કરૂણા સ્વર સાંભળ્યો. તેનું કારણ જાણુતાં છતાં સારથીને પૂછવા લાગ્યા કે આ શું સંભળાય છે સારથીએ કહ્યું હે નાથ! શું તમે નથી જાણુતા? આ તમારા વિવાહમાં ભોજનને માટે વિવિધ પ્રાણીઓને લાવેલા છે, તેઓનો સવારમાં વધ થશે. પછી નેમિનાથે પોતાનો રથ ત્યાં હંકારાવ્યો, જ્યારે રથ ત્યાં ગયો ત્યારે જાનવરો જાણે પ્રભુને કહેતાં હોય કે અમને છોડાવો એમ ઉંચું મુખ કરી પ્રભુની સામું જોઇ કળકળાટ કરવા લાગ્યાં, તે જોઇ પ્રભુએ તત્કાળ તેમને છોડી મુકાવ્યાં. અને રથ ઘર તરફ વાળ્યો. તે જોઈ સર્વ સગાં સંબંધી શોકથી કહેવા લાગ્યાં કે હે નેમિકુમાર! તમને આ કરવું છાજતું નથી. તમારી ઇચ્છા પ્રમાણે આ સર્વ પ્રાણીઓને છોડી મૂકયાં છે. તો હવે તમારે આ લગ્ન કરીને જવું એવી અમારી પ્રાર્થના છે. કૃષ્ણે કહ્યું હે બાંધવ! તમારો વિવાહોત્સવ બતાવી તમારાં પિતાને ખુશ કરો પૂર્વે સર્વે તીર્થંકરોએ લગ્ન કરેલાંછે, માટે તમે અમારી પ્રાર્થના સ્વીકારો. નેમીશ્વર બોલ્યા હે માત, તાત તથા બંધુઓ મને વૈરાગ્ય થવાનું કારણ તો એ છે કે આ સંસારમાં નિરંતર દુઃખજ છે કોઈ પણ રીતે સુખ નથી અને તેમાં વળી સ્ત્રી તો વળી વિશેષ બંધન રૂપજ છે. સગાં સંબંધીઓનો સ્નેહ અસંખ્યવાર અનેક રીતે થયો. પ્રાણીને સુખ દુઃખ પોતાનેજ ભોગવવું પડે છે. તેમાં કોઇ ભાગીદાર થતું નથી.

હે હરિ! જો કોઇનું દુઃખ બીજાથી છેદાતું હોય તો વિવેકી માણુસ માતા પિતાને અર્થે પ્રાણુ આપી દે. પણુ આ દુનિયામાં કોઇ કોઇનું નથી. હવે સંસારથી ખિન્ન થઇ ગયેલોછું. આગળ અનેક ભવમાં ભોગવલાં દુઃખોથી મને ત્રાસ ઉપજ્યો છે. માટે હવે તો તેના હેતુરૂપ કર્મનો ઉચ્છેદ કરવાને હું દિક્ષાજ ગ્રહણુ કરીશ. સમુદ્રવિજય બોલ્યા હે વત્સ! તારી કોમળ કાયાએ તું દિક્ષાનો ભાર શી રીતે સહન કરીશ. મેરૂ પર્વતનો ભાર વેહેવો સેહેલો છે. પણુ સંયમ પાળવું કઠણુ છે. ઉનાળાના તડકામાં ઉઘાડા પગે ચાલવું. શિયાળામાં વસ્ત્ર રહિત રહેવું વગેરે દુઃખો તમે કેવી રીતે વેઠી શકશો, નેમિશ્વર બોલ્યા. હે પિતા ! જે પ્રાણી ઉત્તરોત્તર નારકીનાં દુઃખને જાણે છે તેની આગળ આ દુઃખ કોણુ માત્ર છે. તપસ્યાના સહેજ દુઃખથી અનંત સુખાત્મક મોક્ષ મળે છે. અને વિષયના કિંચીત સુખથી અનંત દુઃખદાયક નરક મળે છે, તો તમે પોતેજ વિચાર કરીને કહો કે એ બેમાંથી કયું આદરવું યોગ્ય છે. આ પ્રમાણે નેમિકુમારનાં વચન સાંભળી માતા, પિતા, રામ, કૃષ્ણુ વગેરે સ્વજનોએ તેમનો નિશ્ચય જાણી લીધો. તેથી તેઓ ઉંચે સ્વરે રૂદન કરવા લાગ્યા અને નેમિનાથ પોતાનો રથ ઘેર હંકાવી લાવ્યા.

આ સમયને યોગ્ય જાણીને લોકાંતિક દેવતાઓ આવી નેમિશ્વરને કહેવા લાગ્યા કે હે સ્વામી તીર્થં પ્રવર્ત્તાવો. પછી પ્રભુએ વાર્ષિક દાનનો આરંભ કર્યો. આ તરફ રાજીમતિ નેમિપ્રભુને દિક્ષા લેવાના વિચારથી પાછા વળ્યા તે સાંભળી મુર્છા ખાઇ પૃથ્વી ઉપર પડી થોડી વાર પછી સંજ્ઞા આવતાં છાતી ફાટ રૂદન કરવા

લાગી કે હે પ્રભુ! તમે આવા વિશ્વાસઘાતી કેમ થયા. તમે દયાળુ છતાં આવા નિર્દય કેમ થયા! અરે પ્રભુ જો તમારે આવું કરવું હતું તો મને પ્રથમથી અંગીકાર શા માટે કરી. હવે તમે મને કુવામાં ઉતારી વરત શા માટે કાપી નાંખો છો. અરે પ્રભુ તમારિ આવી વૃત્તિ કેમ થઇ, સાધારણ માણસો જેને પોતાની કરે છે તેને તજતા નથી. તો તમે આવા મહાશય થઈ મને વગર વાંકે કેમ તજી દીધી. મેં પરભવ શાં પાપ કર્યાં હશે કે આ ભવમાં તમે મને તરછોડી. આ પ્રમાણે વિલાપ કરતી રાજીમતીએ બે કરકમળથી છાતી કુટી, હાર તોડી નાંખ્યો અને કંકણુ ફોડી નાંખ્યાં, ત્યારે તેની સખીઓ બોલી કે બેન શા માટે આટલો વિલાપ કરે છે, તમારે તેની સાથે શો સંબંધ છે ને હવે તમારે તેની સાથે શું કાર્ય છે. સ્નેહ વગરનો નિષ્ઠુર, નિસ્પૃહ અને વ્યવહારથી વિમુખ એવો એ વૈરીરૂપ નેમિ કદી ચાલ્યો ગયો તો ભલે ગયો. સારૂ થયું કે તે વગર પરણે ગયો. પણ જો કદાપિ પરણીને ગયો હોત તો શી વલે થાત! જ્યાં સુધી તમે કુંવારાં છો ત્યાં સુધી આપણે ખેદ કરવાનું કારણ નથી; હવે આટલા બધા યાદવોમાંથી ગમે તેને તમે પસંદ કરી લ્યો.

આ સાંભળી રાજીમતિ બોલી હે સખી! તું આવાં મર્મભેદક બાણ જેવાં વચન કેમ કાપે છે, પણ લોકમાં ઉત્તમ નેમિકુમાર જેવો વર બીજો કોણ મળવાનો હતો, અને કદી મળે તો પણ શા કામના? જ્યારે તેમણે મને સ્વીકારી નહિં તો આ સંસારના ભોગથી હવે મારે સર્યું. હું મનથી અને વચનથી તેમની સાથે વરી ચુકેલી છું. હવે જ્યારે અત્યારે તેમણે મને તજી

મારા કરનો સ્પર્શ કર્યો નહીં. પરંતુ મારા મસ્તકપર વાસક્ષેપ કરવાવડે હસ્ત પ્રક્ષેપ તો કરશેજ ને! આ પ્રમાણે પ્રતિજ્ઞા કરી રાજીમતિ સખીજનને નિવારી શ્રી નેમિશ્વરનું ધ્યાન ધરવામાંજ તત્પર થઇને કાળ નિર્ગમન કરવા લાગી.

અહીંઆં શ્રી નેમિનાથ વાર્ષિક દાનને અંતે પાલખીમાં બેશી દિક્ષા લેવાને માટે સહસામ્ર વનમાં જવા માટે નિકળ્યા. ચોસઠ ઇંદ્રો પોતાના પરિવાર સહિત અનેક રીતે તેમની ભક્તિ કરતા તેમની સાથે ચાલવા લાગ્યા. માતા પિતા વગેરે દશાર્હો, રામકૃષ્ણ તથા સર્વ યાદવ પરિવાર રાજમાર્ગે ચાલતા ઉગ્રસેન રાજાના ઘરની નજીક આવ્યા, ત્યારે તેમને જોઇ રાજીમતિ તેમની સદ્ય નવીન શોકય ઉત્પન્ન થતાં વારંવાર મૂર્છા ખાવા લાગી. પ્રભુએ તો સહસામ્ર વનમાં આવી શ્રાવણ શુદી છઠ્ઠને દિવસે ચિત્રા નક્ષત્રમાં છઠ્ઠ તપ કરીને એક હજાર રાજાઓ સાથે દિક્ષા લીધી. પછી ઇંદ્ર વગેરે દેવતાઓ અને રામકૃષ્ણ વગેરે સ્વજન પરિવાર સર્વ પ્રભુને નમી પોતપોતાને સ્થાનકે ગયા. બીજે દિવસે વરદત્ત નામે બ્રાહ્મણને ઘેર પ્રભુએ પરમાનંદથી પારણું કર્યું. તે વખતે તેના ઘરમાં સુગંધી જળ, પુષ્પની વૃષ્ટિ, આકાશમાં દુંદુભી-નો ધ્વનિ, વસ્ત્રની વૃષ્ટિ અને દ્રવ્યની વૃષ્ટિ એ પંચ દિવ્ય પ્રગટ થયાં. પછી ભગવાને ત્યાંથી વિહાર કર્યો.

શ્રી નેમિનાથ ભગવાનના દિક્ષા ગ્રહણ કર્યા પછી તેમનો અનુજ બંધુ **રથનેમિ** રાજીમતિને જોઇ કામાતુરપણે ઇંદ્રિયોને વશ થઇ ગયો તેથી તે હમેશાં અપૂર્વ વસ્તુઓ મોકલવાવડે રાજીમતિની સેવા કરવા લાગ્યો. તે ભાવને નહીં જાણનારી એ

મુગ્ધાએ તેનો નિષેધ કર્યો નહિ; રાજીમતિ તો એમ જાણતી હતી કે આ રથનેમિ વડીલ બંધુના સ્નેહને લીધે મારી ઉપાસના કરે છે. અને રથનેમિ એમ જાણતો કે આ રાજીમતિ મારા ઉપર રાગને લીધે મારી સેવા સ્વીકારે છે, સ્વચ્છ બુદ્ધિવાળી રાજીમતિ નિત્ય તેને ઘેર જતી, ત્યારે તે રથનેમિ ભોજાઇના મિષથી તેનું હાસ્ય કરતો. એક વખતે તે એકાંતમાં હતી ત્યારે રથનેમિએ કહ્યું કે અરે મુગ્ધા હું તને પરણવા તૈયાર છું છતાં તું શા માટે વૃથા યોવનને ગુમાવે છે. મારો ભાઈ તો ભોગથી અભણ હતો માટે તમને તરછોડી. પણ હું તો તમારા પર રાગવાળો છું. આ સાંભળી રાજીમતિએ તેને ધર્મનો ઘણો બોધ આપ્યો પરંતુ મદિરા પીધેલાની પેઠે તેને કાંઇ પણ બોધ થયો નહીં. એક વખત રાજીમતીએ તેને સમજાવવા માટે કંઠ સુધી દુધનું પાન કરીને રથનેમિ પાસે સુવર્ણ થાળ મંગાવી મીંઢળ ખાઇને તેમાં વમન કર્યું, પછી રથનેમિને કહ્યું કે આ તમે પી જાઓ ત્યારે રથનેમિએ કહ્યું કે શું હું શ્વાન છું ? ત્યારે રાજીમતિએ કહ્યું કે તારા વડીલબંધુએ મને વમન કરેલી છે તો મારો ઉપભોગ કરવાને કેમ ઇચ્છે છે, તે સાંભળી ઝંખવાણો પડી અતિ લજ્જા પામતો પોતાને ઘેર આવ્યો. રાજીમતિ એક નેમિનાથમાંજ અનુરાગ ધરી સંવેગ પામી છતી વર્ષવર્ષ જેવડા દિવસો નિર્ગમન કરવા લાગી.

હવે નેમિનાથ પ્રભુ વિહાર કરતા કરતા ચોપન દિવસે પાછા સહસ્રામ્ર વનમાં આવ્યા ત્યાં વેતસ વૃક્ષ નીચે અઠ્ઠમનો તપ કરીને ધ્યાન ધરતાં શ્રી નેમિનાથ પ્રભુને આસો વદી અમાસની

રાતે ચિત્રા નક્ષત્રમાં કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. તત્કાળ ઇંદ્રે આવી તેમનું સમવસરણ રચ્યું. વનપાલકે કૃષ્ણ વગેરેને વધામણી આપી. વનપાલકને સાડી બાર ક્રોડ સોનૈયાનું પારિતોષિક આપી સપરિવાર વાંદવાને ગયા. શ્રી નેમિપ્રભુને વાંદી પ્રદક્ષિણા કરી ઇંદ્રની પાછળ કૃષ્ણ બેઠા. પ્રભુએ દેશના દીધી કે સર્વ પ્રાણીઓને લક્ષ્મી વિદ્યુતના જેવી ચપળ છે. સંયોગ છેવટે વિયોગનેજ પ્રાપ્ત કરાવનારા અને સ્વપ્નામાં પ્રાપ્ત થયેલા અર્થ જેવા છે, યૌવન મેઘની છાયા જેવું નાશવંત છે, પ્રાણીઓનું શરીર જળના પરપોટા જેવું છે. તેથી આ અસાર સંસારમાં બીજું કાંઇ પણ સાર નથી. માત્ર જ્ઞાન, દર્શન અને ચારિત્ર પાળવું એજ સાર છે. સાધુએ સર્વવિરતી અને શ્રાવકે દેશવિરતી ચારિત્ર પાળવું જોઇએ પછી સાધુ શ્રાવક બન્નેનો ધર્મ પ્રભુએ કહી બતાવ્યો પ્રભુની દેશના સાંભળી વરદત્ત રાજા દિક્ષા લેવાને ઉત્સુક થયો ત્યારે કૃષ્ણે પૂછ્યું કે ભગવાન્! તમારા વિષે સર્વ જન અનુરાગી છે. પણ રાજીમતિનો સર્વથી વધારે અનુરાગ છે. તેનુ શું કારણ? પછી પ્રભુએ ધન અને ધનવતીના ભવથી માંડી નવ ભવનો સંબંધ કહી બતાવ્યો. પછી વરદત્ત વગેરે બીજા ઘણા માણસોએ વ્રત ગ્રહણ કર્યું. દશ દશાર્હ ઉગ્રસેન બળદેવ, વાસુદેવ વગેરેએ શ્રાવકપણું અંગિકાર કર્યું. રૂકમણી, રોહિણી, શીવા વગેરે ઘણી સ્ત્રીઓ શ્રાવિકાઓ થઈ એમ પ્રભુએ ચતુર્વિધ સંઘની સ્થાપના કરી, પ્રભુના તીર્થમાં ગોમેધ નામે યક્ષ અને અંબિકા નામે દેવી શાસન દેવતા થયા. પછી ભગવાન ત્યાંથી વિહાર કરી પૃથ્વી ઉપર ફરવા લાગ્યા.

એક વખત નારદે પાંડવોની સભામાં બરાબર યોગ્ય સત્કાર નહીં થવાથી ધાતકી ખંડની અમરકંકા નગરીના પ્રદ્મોત્તર રાજા પાસે દ્રૌપદીનું હરણ કરાવ્યું, ત્યારે તેઓએ કૃષ્ણની મદદ માગી કૃષ્ણ લવણ સમુદ્રના અધિષ્ટિત સુસ્થિત દેવનું આરાધન કરી તેની મદદથી સમુદ્ર ઉતરી અમરકંકાએ ગયા ત્યાં પ્રથમ પાંડવો એકલા તે રાજાની સાથે યુદ્ધ કરવા ગયા પણ તેમને તો તે રાજાએ ક્ષણવારમાં હરાવી દીધા. પછી કૃષ્ણે ફક્ત શંખનાદથી અને ધનુષના ટંકારથી તેને હરાવી નસાડી મૂક્યો. પરાભવ પામેલો તે રાજા દ્રૌપદીને શરણે ગયો ત્યારે તેણે કહ્યું કે સ્ત્રીનો વેષ લઇ તું મને આગળ કરી સોંપીને તું માફી માગીશ તો જીવીશ પછી તેણે તેમ કર્યું; ત્યાં ધાતકી ખડમાં મુનિસુવ્રતસ્વામીના સમવસરણમાં કપિલ વાસુદેવ બેઠા હતા. તેમણે કૃષ્ણનો શંખનાદ સાંભળી ભગવાનને પૂછ્યું હે સ્વામી ! અમારા જેવો શંખનાદ કોનો ! પછી ભગવાને કહ્યું કૃષ્ણ વાસુદેવનો શંખનાદ છે ત્યારે તેણે પૂછ્યું કે એક સ્થાને બે વાસુદેવ હોય ! ભગવાને કહ્યું એક સ્થાને બે તીર્થંકર, બે ચક્રવર્તી તેમજ બે વાસુદેવ હોય નહીં પરંતુ પ્રદ્મોત્તર રાજા દ્રૌપદીનું હરણ કરીને લાવ્યો છે. તેથી તેને લેવા સારૂ તેઓ આવ્યા છે, પછી તેમનું આતિથ્ય કરવા પ્રભુને જણાવ્યું. પ્રભુએ કહ્યું કે બે વાસુદેવ એક સ્થાને ભેગા થાયજ નહીં પછી કૃષ્ણ સમુદ્રમાં ઘણે દૂર ગયા. ત્યારે તે રાજાએ સમુદ્ર કિનારે આવી શંખનાદ કરી જણાવ્યું કે, હું તમને મળવા આવું છું માટે પાછા વાળો. કૃષ્ણે શંખનાદથી જણાવ્યું કે અમે ઘણે દુર ગયા છીએ. માટે પાછા વળવું અશકય છે પછી

દ્રૌપદીને લઇને આવતાં પાંડવોને કૃષ્ણ કહેવા લાગ્યા કે હું જ્યાં સુધી સુસ્થિત દેવની રજા લઉં ત્યાં સુધી તમે ગંગા નદી ઉપર જાઓ. પછી પાંડવો ગંગા ઉતરી વિચારવા લાગ્યા કે કૃષ્ણનું બળ કેટલું છે, તે જોઇએ એમ વિચારી જે નાવમાં પોતે ઉતર્યા તે નાવ પાછું મોકલ્યું નહીં જયારે કૃષ્ણ આવ્યા ત્યારે તેમણે વિચાર્યું કે અગાધ જળમાં સાઢી બાસઠ જોજનનો તટ કેવી રીતે ઉતર્યા ! પછી કૃષ્ણે એક હાથમાં રથ રાખી એક હાથથી ગંગાનદી ઉતર્યા ત્યાં પાંડવોને પૂછતાં તે કહેવા લાગ્યા કે અમે તમારા બળની પરીક્ષા કરવા નાવ મોકલ્યું નહીં. પછી કૃષ્ણે કહ્યું અરે મૂરખો અત્યાર સુધી જરાસંધ જોડે લડતાં તેમજ દ્રૌપદીને લાવતાં તમે મારૂં બળ જોયું નહીં એમ કરી લોહદંડવડે પાંચે પાંડવોના રથ ચુરણ કરી ત્યાંથી દેશપાર કર્યા. અને તેમની ગાદીએ પોતાની બેનના પુત્ર અભિમન્યુના દીકરા પરીક્ષિતને ગાદીએ બેસાડયો પછી કુન્તાએ જઇ કૃષ્ણને વિનંતી કરી કે હે કૃષ્ણ! હવે પાંડવો કયાં જાય આ ભરતાર્દ્ધમાં એવી પૃથ્વી નથી કે જયાં તમારૂં રાજ્ય ન હોય પછી કૃષ્ણે દક્ષિણ સમુદ્રના તટ ઉપર પાંડુ મથુરા નામે નવું નગર વસાવીને ત્યાં રહેવાની આજ્ઞા આપી એટલે પાંડવો ત્યાં જઇને રહ્યા.

હવે ભગવાન નેમિનાથ વિહાર કરતા ભદ્દિલપુર નગરમાં આવ્યા ત્યાં દેવકીજીના છ પુત્રો જે સુલસાને ઘેર મોટા થયા હતા તેમણે પ્રભુ પાસે દીક્ષા લીધી તેઓ દિક્ષા લઇ દ્વારકામાં આવ્યા ત્યાં બબે જણ જોડે વહોરવા જતાં દેવકીજીને ઘેર ત્રણે જોડાં એક પછી એક ભીક્ષા લેવા આવ્યાં છએનું રૂપ કૃષ્ણના

સરખું હોવાથી છેવટે દેવકી પૂછવા લાગ્યાં કે હે મહારાજ ! આપ ભૂલા પડયા કે કેમ ! પછી તેમણે કહ્યું કે અમે છએ જણુ સહોદર છીએ તેથી તમને એમ લાગ્યું હશે, પછી નેમીનાથ પ્રભુને તે સંબંધી વૃત્તાંત પૂછયો ત્યારે તેમણે સર્વ હકીકત કહી પછી છએ સાધુઓને જોઇ દેવકીના સ્તનમાંથી દૂધ ઝરવા લાગ્યું દેવકીએ કહ્યું હે પ્રભુ ! મને એટલો ખેદ થાય છે કે મેં કોઇને રમાડયા નહીં પ્રભુએ કહ્યું. કે તમે પૂર્વ ભવમાં તમારી શોકયનાં સાત રત્ન ચોર્યાં હતાં પછી જ્યારે તે રોવા લાગી ત્યારે માત્ર એક રત્ન પાછું આપ્યું હતું તેથી તમારા સાતે પુત્રો તમારા હાથમાંથી ગયા અને કૃષ્ણ પાછા મળ્યા, આ પ્રમાણે સાંભળી દેવકી પોતાના પૂર્વ ભવનું કૃત્ય નીંદતી પોતાને ઘેર ગઇ અને પુત્ર જન્મની ઇચ્છાથી ખેદયુક્ત રહેવા લાગી એક વખત કૃષ્ણે આવી પૂછયુ કે હે માતા ! ખેદ કેમ ધરો છે. દેવકી બોલ્યા હે પુત્ર મારૂં જીવિત બધું નિષ્ફળ ગયું છે. કેમકે તમે નંદને ઘેર મોટા થયા અને છ પુત્ર તમારા ભાઇ તે સુલસાના ઘેર મોટા થયા મેં તો સાત-માંથી એકને પણ રમાડયો નહીં તેમ હે વત્સ ! બાળકનું લાલન પાલન કરવાવાળી હું પુત્રને ઇચ્છું છું પછી કૃષ્ણે કહ્યું કે હું તમારા મનોરથ પુરા કરીશ પછી નૈગમેષી દેવનું આરાધન કર્યું એટલે તેણે પ્રત્યક્ષ થઇ કહ્યું કે હે ભદ્ર ! તમારી માતાને પુત્ર થશે પણ જ્યારે બુદ્ધિમાન થશે અને વૃદ્ધાવસ્થા પામશે, ત્યારે દિક્ષા લેશે એટલું કહી દેવ જતો રહ્યો પછી દેવકીને એક પુત્ર થયો તેનું નામ **ગજસુકુમાળ** એવું પાડયું. અનુક્રમે તે મોટો થતાં પોતાની ઈચ્છા નહીં છતાં બે કન્યાઓ પરણ્યો તેમાંની એક

દ્રુમ રાજાની પુત્રી પ્રભાવતી અને બીજી **સોમશર્મા** બ્રાહ્મણની ક્ષત્રીયાણી સ્ત્રીથી ઉત્પન્ન થયેલી સોમા નામની કન્યા હતી એક વખત નેમિનાથ ભગવાન ત્યાં સમવસર્યા તેમની દેશના સાંભળી વૈરાગ્યવંત થઇ ગજસુકુમાળે દીક્ષા લીધી તે માતાપિતાને અત્યંત વલ્લભ હોવાથી કૃષ્ણ, દેવકી વગેરેએ ગાઢસ્વરે રૂદન કર્યુ જે દિવસે દિક્ષા લીધી તેજ દિવસે સ્મશાનમાં જઇ કાઉસ્સગ્ગે રહ્યા તેવામાં કોઇ કામે બહાર ગયેલા તેમના સસરા **સોમશર્માએ** દીઠા, એટલે મનમાં ક્રોધ લાવી ચિંતવ્યું કે આ મારો જમાઇ ખરેખરો પાખંડી છે, તેનો વિચાર આવો છતાં તે મારી પુત્રીને કષ્ટમાં નાંખવા માટેજ પરણ્યો આમ વિચારી મહાદુષ્ટ બુદ્ધિવાળા તે બ્રાહ્મણે બળતી ચિતાના અંગારાથી પૂરેલી ઘડાની ઠીબ તેના માથા ઉપર મુકી તેનાવડે અત્યંત દહન થયા છતાં પણ તે સમભાવે સહન કર્યું ગજસુકુમાળ મુનિનાં કર્મરૂપ ઇંધન સર્વે બળીને ભસ્મ થઇ ગયાં અને તત્કાળ તેમને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું અને મોક્ષે ગયા સવારમાં કૃષ્ણ **ગજસુકુમાળ** મુનિને વાંદવા નેમિનાથ પ્રભુ પાસે આવ્યા ત્યાં આવી પૂછયું કે હે પ્રભુ મારા ભાઇ કયાં છે ? પ્રભુએ સર્વ વૃત્તાંત કહ્યું એટલે કૃષ્ણ મૂર્છિત થયા થોડીવારે સંજ્ઞા પ્રાપ્ત થતાં પૂછયું કે હે પ્રભુ ! મારે તેને શી રીતે ઓળખવો ! પ્રભુએ કહ્યું કે પ્રભુ તેના ઉપર રોશ કરશો નહીં કારણ કે તમારા ભાઇને સદ્ય મોક્ષે જવામાં એ નિમિત્તરૂપ થયો. છે પણ જો તમારે ઓળખવો હોય તો તમે જ્યારે પાછા જતી વખત નગરીમાં પેસતાં જે કોઇ માથું ફાટીને મરી જાય તે સોમશર્મા જાણજો, પછી પો-

તાના ભાઇનો સંસ્કાર કરી અત્યંત શોકથી રૂદન કરતા કૃષ્ણ પાછા વળ્યા પ્રભુના કહેવા પ્રમાણે પેલા બ્રાહ્મણનું મસ્તક ફાટી જતાં મરણ પામતો જોયો એટલે તત્કાળ કૃષ્ણે તેના પગે દોરડી બાંધી તેને ફેંકી દેવરાવ્યો ગજસુકુમાળના શોકથી વસુદેવ વિના નવદસાર્હો તથા ઘણા યાદવોએ પ્રભુ પાસે દિક્ષા લીધી. નેમિનાથના સાત સહોદર બંધુઓએ તથા સ્ત્રીઓ વગેરેએ દીક્ષા લીધી. રાજીમતિએ પણ સંવેગ ધરી પ્રભુની પાસે આવી દિક્ષા લીધી.

એક વખતે પ્રભુએ કહ્યું કે વર્ષાઋતુમાં વિહાર કરવાથી ઘણા જીવોનો વિનાશ થાય છે તે સાંભળી કૃષ્ણે વર્ષારૂતુમાં પોતાના મેહેલમાંથી બહાર નહીં નીકળવાનો અભિગ્રહ કર્યો; વળી બીજા કોઈના વિવાહ જોડવા નહીં એવો પણ અભિગ્રહ લીધો હતો વળી એક વખત કૃષ્ણે પ્રભુના મુખથી યતિ ધર્મ સંબંધી ઉપદેશ સાંભળી કહ્યું કે હે ભગવાન ! હું દિક્ષા લેવા સમર્થ નથી પરંતુ જે કોઈ દીક્ષા લેશે તેને વારીશ નહીં અને તેનો નિષ્ક્રમણોત્સવ કરીશ. એવો અભિગ્રહ લઇને તે પોતાને સ્થાને ગયા. એક દિવસ વિવાહ યોગ્ય પોતાની પુત્રીઓ કૃષ્ણને નમવા આવી કૃષ્ણે કહ્યું કે હે પુત્રીઓ તમે દાસી થશો કે સ્વામિજ. તેમણે કહ્યું કે પિતાજી અમે તો સ્વામીજી થઇશું. ત્યારે કૃષ્ણે કહ્યું કે હ નિર્દોષ પુત્રીઓ જો તમારે સ્વામીજી થવું હોય તો નેમિનાથ પ્રભુ પાસે જઇ દીક્ષા લ્યો. એમ કહી તેમને દીક્ષા લેવરાવી. કૃષ્ણને આ પ્રમાણે કરતા જોઇ એક કેતુમંજરી નામે તેમની દીકરીને તેની માતાએ શીખવ્યું કે તને જ્યારે પિતા પુછે ત્યારે કહેજે કે મારે દાશી થવું છે. તે પ્રમાણે સમજાવી

કૃષ્ણ પાસે મોકલી કૃષ્ણે જ્યારે પૂછ્યું ત્યારે તેણે કહ્યું કે દાશી થવું છે. ત્યારે તેને એક ગરીબ વીરો કરીને સાળવી (વણકર) કૃષ્ણનો પરમ ભકત હતો કે જે કૃષ્ણનું દરસન કર્યા વિના ખાતો નહીં તેની સાથે પરણાવી ત્યાં કૃષ્ણની પ્રેરણાથી તેની કદર્થના થવા લાગી. જ્યારે પિતા પાસે આંવીને ફરિયાદી કરી ત્યારે કૃષ્ણે કહ્યું કે હે પુત્રી તેં જે માગ્યું તે તને મળ્યું- પુત્રીએ કહ્યું કે પિતા હવે મને સ્વામીપણું અપાવો ત્યારે પાછી તેને પ્રભુ પાસે દીક્ષા લેવા મોકલી.

એક વખતે નેમિનાથ પ્રભુ સાથે રહેલા બધા સાધુઓને કૃષ્ણે દ્વાદશાવર્ત્ત વંદન કરવા માંડયું. તેમની સાથે બીજા રાજાઓએ તથા વીરા વણકરે પણ તે પ્રમાણે કરવા માંડયું બીજા બધા તો થાક લાગવાથી બેશી ગયા પણ પેલા વીરા વણકરે તો કૃષ્ણના અનુવર્ત્તનથી બધા સાધુઓને વંદના કરી, પછી કૃષ્ણે પ્રભુને કહ્યું કે હે ભગવાન. આજે સર્વ મુનિઓને દ્વાદશાવર્ત્ત વંદન કરવાથી એટલો થાક લાગ્યો છે કે જેટલો થાક ત્રણસે સાઠ યુદ્ધોમાં પણ લાગ્યો નહોતો એટલે પ્રભુએ કહ્યું કે આજે તમે ઘણું પુન્ય, ક્ષાયિક સમકિત અને તીર્થંકર નામ કમ ઉપાર્જન કર્યું છે. વળી સાતમી નારકી યોગ્ય કર્મ ખપાવીને ત્રીજી નરકને યોગ્ય આયુષ્ય તમે બાંધ્યું છે, જેને તમે આ ભવના પ્રાંત ભાગે નિકાચીત કરશો કૃષ્ણે કહ્યું કે હે ભગવાન. ફરીવાર વંદણા કરૂં કે જેથી મારૂં નરકનું આયુષ્ય મૂળમાંથીજ ક્ષય થઇ જાય. પ્રભુ બોલ્યા હે ધર્મશીલ હવે જે વંદના કરો તે દ્રવ્ય વંદના થશે અને ફળતો ભાવ વંદનાથીજ મળે છે. તમારી

સાથે જે વીરા વણુકરે વંદન કર્યું છે, તે તમારા લીધે ભાવરહિત પણે કર્યું છે. તેથી તેને કલેશ માત્ર થયો છે. તેનું કંઇપણ ફળ તેને નથી. એમ સાંભળી કૃષ્ણુ પોતાના સ્થાનકે ગયા.

ત્યાંથી વિહાર કરતા પ્રભુ એક વખત ગીરનાર ઉપર રહ્યા હતા તેવામાં અકસ્માત વરસાદ થયો. તે વખતે રથનેમિ આહારને માટે નમી પ્રભુ પાસે આવતા હતા, તે વરસાદના ઉપદ્રવથી કંટાળીને એક ગુફામાં પેઠા તે અવસરે રાજીમતી બીજી કેટલીક સાધવી સાથે પ્રભુને વાંદીને પાછાં ફર્યાં રસ્તામાં વરસાદના ભયથી બધી સાધવીઓ છુટી પડી જુદે જુદે સ્થાનકે ચાલી ગઇ અને રાજીમતિ અજાણતાં જે ગુફામાં રથનેમિ હતા ત્યાં ગયાં. અને પોતે ભીંજાએલા વસ્ત્રને નીચોવી સુકવવા લાગ્યાં અંધકારને લીધે તેમાં રહેલા રથનેમિને તેમણે દીઠા નહી. રથનેમિ તેમને જોઇ કામાતુર થયા અને પ્રાર્થના કરવા લાગ્યા કે હે ભદ્રે ! પૂર્વે પણ મેં તારી પ્રાર્થના કરી હતી, તો હમણાં તે ભોગનો અવસર છે. આ વાકયો સાંભળી રાજીમતીએ સ્વરથી રથનેમિને ઓળખી લીધા અને પોતાનું શરીર વસ્ત્રથી ઢાંકી દીધું પછી કહ્યું કે કુલીન માણસો કદી પણ આવું વચન ઉચ્ચારે નહીં તમે નેમિનાથ પ્રભુના ભાઇ છો. વળી તેમના શિષ્ય છો, શું તમારૂં બોલવું તે કેવળી મહાત્મા નથો સાંભળતા ? અને તેની તમને કાંઇપણ શરમ નથી આવતી. હું તમારી પેઠે દુર્બુદ્ધિથી ભવસાગર દુખ પામવારૂપ તેવી વાંચ્છનાઓનો સ્વીકાર કરવાની નથી. એમ બોધ કરતાં તે રથનેમી પોતાની ભુલનો પસ્તાવો કરતા પ્રભુ પાસે આલોચના કરી ઘણા કાળ પર્યંત ચારિત્ર પાળી કેવળજ્ઞાન પામ્યા.

પ્રભુ ત્યાંથી વિહાર કરતા એક વખત દ્વારિકા નગરીમાં સમોસર્યા ત્યારે વિનયવંત કૃષ્ણે દેશનાને અંતે ભગવાનને પૂછ્યું કે હે કરૂણાનિધિ આ દ્વારકાનો, યાદવોનો ને મારો નાશ શી રીતે થશે. પ્રભુ બોલ્યા હે કૃષ્ણ ભાવી પ્રબળ છે. તે કોઈથી ફેરવાતું નથી. આ શૌરીપુરની બહાર પારાસર નામે કોઇ પવિત્ર તાપસ રહે છે. એક વખત તેણે યમુના દ્વીપમાં જઈને કોઇ નીચ કુળની કન્યા સેવી, તેનાથી તેને દ્વીપાયન નામે એક પુત્ર થયોછે બ્રહ્મચર્ય પાળનાર અને ઇંદ્રીયોને દમન કરનાર તે દ્વીપાયન ઋષિ યાદવોના સ્નેહથી દ્વારિકાના સમીપ ભાગમાં રહેશે, તેને કોઈ વખત શાંબ વિગેરે યાદવ કુમારો મદિરાથી અંધ થઈને મારશે. તેથી તે ક્રોધાંત થયેલા દ્વીપાયન અગ્નિ કુમારમાં ઉત્પન્ન થઈ યાદવો સહિત સઘળી દ્વારકાને બાળી નાખશે અને તમારા ભાઈ જરાકુમારથી તમારો નાશ થશે. આ પ્રમાણે સાંભળી સૌને ચિંતા થવા લાગી અને યાદવોનો તથા કૃષ્ણનો અને દ્વારિકાનો નાશ ન થાય તેમ કરવા લાગ્યા. દ્વીપાયન પોતાનાથી દ્વારિકાનો નાશ થશે તેમ ધારી દ્વારિકામાં આવી મદિરા પીવાનો નિષેધ કરાવ્યો અને જ્યાં જ્યાં મદિરા હતો તે બધો એક કુંડની અંદર ફેંકી દેવરાવ્યો જરાકુમાર પણ મારા હાથથી ભાઈનું મૃત્યું થશે તેમ ધારી દ્વારિકા છોડી જંગલમાં વસવા લાગ્યો, આ પ્રમાણે સૌ બનતો પ્રયત્ન કરવા લાગ્યા પણ પ્રભુનું વચન અન્યથા થાય નહીં એક વખત સિદ્ધાર્થ નામ સારથીએ બળદેવને કહ્યું કે હે સ્વામી આવી રીતે દ્વારકાનો અને યાદવોનો નાશ થશે તે હું શી રીતે જોઈ શકીશ! માટે મને દીક્ષા લેવાની આજ્ઞા આપો. બળદેવે કહ્યું કે

હું તારો વિયોગ શી રીતે સહન કરીશ. હું તને છોડવાને અશક્ત છું. તથાપી તને વિહાયગીરી આપું છું પણ જો તું તપસ્યા કરીને દેવ થાય તો મને વિપત્તિ સમયે સહાય કરજે એમ કહીને તેને રજા આપી એટલે તેણે કબુલ કરી દીક્ષા લીધી.

અહીં દ્વારકાના લોકોએ જે કુંડમાં મદિરા નાંખી દીધી હતી ત્યાં વિવિધ વૃક્ષોના સુગંધી પુષ્પોથી તે ઘણી સ્વાદીષ્ટ થઇ એક વખતે વૈશાખ માસમાં શાંબકુમારનો કોઇ સેવક પુરૂષ ફરતો ફરતો ત્યાં આવ્યો તેણે પીધી તેના સ્વાદથી હરખ પામીને તેમાંથી એક મસક ભરીને શાંબકુમાર પાસે લાવ્યો તે તેણે પીધી અને તેના કહેવાથી બીજા પણ ઘણા યાદવોએ ત્યાં જઈ તે સ્વાદિષ્ટ મદિરા ધરાયા સુધી પીધી. પછી ત્યાં તેમણે ક્રીડા કરતા દ્વીપાયન ઋષિને જોયા તેને જોઇને શાંબકુમાર બોલ્યો કે આ અમારી નગરીને બાળી નાખનાર છે માટે એનેજ મારી નાંખો એટલું કહેતામાં તો સર્વ યાદવો તેના ઉપર તૂટી પડયા અને મૃતપ્રાય કરી દઇ ત્યાંથી ઘેર આવ્યા કૃષ્ણ આ વાત સાંભળી મનમાં અતિ ખેદ ધરી દ્વીપાયન પાસે આવ્યા ત્યાં આવી ક્રોધાતુર થયેલા દ્વીપાયનને નમ્ર વાણીવડે શાંત કરવા લાગ્યા પરંતુ તેનો ક્રોધ શમ્યો નહીં અને કહેવા લાગ્યો કે હે કૃષ્ણ ! હવે મેં દ્વારકાંને બાળી નાંખવાનું નિયાણું કરેલ છે. માટે તમારૂં સઘળું કહેવું નકામું છે. તેમાંથી તમારા બે વિના બીજા કોઇનો છુટકારો થશે નહીં પછી કૃષ્ણ, બળભદ્ર પશ્ચાત્તાપ કરતા ઘેર આવ્યા ઘેર. ઘેર આવળ પ્રસરી વાત બીજે દિવસે કૃષ્ણે નગરમાં આઘોષણા કરાવી કે હવેથી સર્વ લોકોએ ધર્મમાં તત્પર રહેવું પછી સર્વ જનો ધર્મ

કાર્ય કરવાનો આરંભ કર્યો પછી નેમનાથ ભગવાન ગીરનાર ઉપર આવી સમોસર્યા ત્યાં કૃષ્ણ વગેરે વાંદવા ગયા ત્યાં દેશના સાંભળી શાંબ, પ્રદ્યુમ્ન, નિષેધ, ઉલ્મક, રૂકમીણી, જાંબુવતી, વગેરે ઘણાં સ્રી પુરૂષોએ દીક્ષા લીધી પછી કૃષ્ણના પૂછવાથી પ્રભુએ કહ્યું કે દ્વીપાયન આજથી બારમે વરસે દ્વારકાનું દહન કરશે. તે સાંભળી કૃષ્ણ ચિંતા કરવા લાગ્યા કે સમુદ્રવિજય વગેરેને ધન્ય છે કે જેણે આગળથી દિક્ષા લીધી મને ધિક્કાર છે કે હું રાજ્યમાં લુબ્ધ થઈ પડયો રહ્યોછું. કૃષ્ણનો આવો આશય જાણી પ્રભુ બોલ્યા કે હે કૃષ્ણ ! કદિ પણ વાસુદેવ દીક્ષા લેતાજ નથી તેઓ હમેશાં નરકગામીજ હોય છે; તમે પણ અહીંથી મૃત્યુ પામી ત્રીજી નારકીમાં જશો અને ત્યાંથી નીકળી આ ભારતમાં તીર્થંકર થશો બળભદ્ર અહીંથી મૃત્યુ પામીને બ્રહ્મદેવલોકે જશે, ત્યાંથી ચ્યવી પાછા મનુષ્ય થશે ત્યાંથી પાછા રાજા થઇ તમારાજ તીર્થમાં મોક્ષે જશે.

હવે દ્વીપાયન મૃત્યુ પામીને અગ્નિકુમાર દેવતા થયો, તે પૂર્વનું વૈર સંભાળી દ્વારકાંમાં આવ્યો ત્યાં સર્વ લોકો ધર્મ કાર્યમાં સાવધાન થયેલા જોઇ ઉપસર્ગ કરવાને અશક્ત થયો તેથી તેમનાં છિદ્ર જોતાં અગિયાર વરસ સ્થિર રહ્યો જ્યારે બારમું વરસ આવ્યું ત્યારે લોકોએ વિચાર્યું કે આપણા તપથી દ્વીપાયન ભ્રષ્ટ થઈ નાશી ગયો.

એમ ધારી મદ્યપાન કરતાં અને અભક્ષ ખાતાં તેઓ સ્વચ્છાએ ક્રીડા કરવામાં પ્રવર્ત્યા તે વખતે છિદ્રને જોનારા દ્વીપાયનને અવકાશ મળ્યો એટલે તેણે તરતજ યમરાજના દ્વાર જેવા અને કલ્પાંત

કાળ જેવા વિવીધ ઉત્પાતો કરવા માંડયા પૃથ્વી કંપવા લાગી અંગારાની વૃષ્ટી થવા લાગી સૂર્ય મંડળમાં છિદ્ર જોવામાં આવ્યું, તે વખતે દ્વીપાયન અનેક ભૂત, વૈતાળ, શાકિની વગેરે દેવતાઓ નગરમાં ભમવા લાગ્યા રામ અને કૃષ્ણના હળ અને ચક્ર વગેરે આયુધો નાશ પામ્યા પછી દ્વીપાયને સંવર્ત વાયુ વિકુર્વ્યો તે વાયુએ કાષ્ટ અને તૃણ વગેરે ચોતરફથી લાવીને નગરીમાં નાખ્યા જે લોકો નાસવા મંડયા તેમને પણ પાછા નગરીમાં લાવીને નાખ્યા પછી દ્વીપાયને અગ્નિ પ્રગટ કર્યો, અને સર્વ યાદવોને તથા આખી દ્વારકાને સળગાવી દીધી તે વખતે કૃષ્ણે વાસુદેવ દેવકી અને રોહિણીને અગ્નિમાંથી કાઢવા માટે રથમાં બેસાડયા પણ રથને સ્તંભીત કરી લીધો એટલે રથમાંથી ઉતારી ચલાવીને નગર બહાર લઈ જવા માંડયા એટલે દરવાજાનાં કમાડ બંધ થયાં, કૃષ્ણે કાઢવાને માટે ઘણા ઉપાયો કર્યા ત્યારે દ્વીપાયન આવીને બોલ્યો કે હે રામ કૃષ્ણ મેં તમને કહ્યું હતું કે તમારા બે સિવાય બીજો કોઇ બચશે નહિ. માટે વૃથા પ્રયાસ શા માટે કરોછો પછી વસુદેવ, દેવકી અને રોહિણીએ કહ્યું કે અત્યારથી અમારે શ્રી નેમિનાથનુંજ સ્મરણ છે અને ચતુર્વિધ આહારના પચખાણ કરીએ છીએ. એમ મનમાં ધર્મ ધ્યાન ધરતાં અગ્નિમાં બળી ગયાં, અને મૃત્યુ પામી સ્વર્ગે ગયાં.

દ્વારકાં નગરીમાં પ્રબળ અગ્નિ ફેલાયો જેની જવાળાઓ આકાશમાં પ્રસરી રામ કૃષ્ણ તટસ્થ રહી જોવા લાગ્યા. કૃષ્ણે રામને કહ્યું હે ભાઇ મને ધિક્કાર છે હે આર્ય બંધુ હવે આ નગરનું રક્ષણ કરવાને સમર્થ નથી હવે આપણે શું કરવું ! રામે કહ્યું

ભાઇ ! આ વખતે આપણા ખરા સગા પાંડવો છે માટે તેમને ઘેર જવું. કૃષ્ણે કહ્યું કે મેં તેમને દેશ નિકાલ કર્યા છે. માટે ત્યાં શું મોઢું લઇને જવું. રામે કહ્યું કે તેઓ એવા સદ્ગુણી છે કે કોઇના અવગુણને કદી સંભાળતાજ નથી માટે ત્યાં જવાથી આપણો સત્કાર થશે. આ પ્રમાણે વિચારી બન્ને ભાઇ પાંડુ મથુરા નગરી જવા માટે નૈઋત્ય દિશા તરફ ચાલ્યા. રસ્તામાં હસ્તી કલ્પ નગરમાં તેઓ ગયા ત્યાં દુર્યોધનનો ભાઈ તેમને ઓળખીને તેમને મારવા સારૂ આવ્યો, તે જોઇ રામ કૃષ્ણે તેનું સર્વ સૈન્ય વિનાશ કર્યું અને પોતાનો સગો જાણી તેને જીવતો રહેવા દીધો ત્યાંથી નીકળી આગળ ચાલતાં કૃષ્ણને ઘણી તરસ લાગી ત્યારે બળરામ તેમને એક ઝાડ તળે બેસારી પાણી લેવા ગયા, એટલે કૃષ્ણ એક પગ બીજા જાનુ ઉપર ચઢાવી પીળું લુગડું ઓઢી સુઇ ગયા. એટલામાં જરાકુમાર ફરતો ફરતો ત્યાં આવ્યો, તેણે સૂતેલા કૃષ્ણને મૃગ જાણી ચરણ તળામાં તીક્ષ્ણ બાણ માર્યું, બાણ વાગતાંજ કૃષ્ણ વેગથી બેઠા થઇને બોલ્યા કે અરે મને નિરપરાધીને છળ કરીને કહ્યા વિના કોણે બાણ માર્યું એમ બોલતાં જરાકુમારે ત્યાં આવીને જોયું તો કૃષ્ણને દીઠા, મહા પશ્ચાતાપ કરતો જરાકુમાર મોટે સ્વરે રૂદન કરવા લાગ્યો; કૃષ્ણે કહ્યું ભાઇ ભવિષ્ય બળવાન છે. હવે તમે અહીંથી ચાલ્યા જાઓ નહીં તો રામ આવશે તો તમને મારશે ફક્ત યાદવ કુળમાં તમેજ અવશેષ રહ્યા છો, તમો પાંડવોને ત્યાં જાઓ હું મારા કૌસ્તુભ મણીની નિશાની આપું છું. પછી જરાકુમાર પોતાનું બાણ ખેંચી લઇ મણી લઇ ચાલતો થયો, અને કૃષ્ણ મૃત્યું પામી હજાર વરસનું આયુષ પુરૂં કરી ત્રીજી નારકીએ ગયા.

અહીં રામ પાણી લઇને આવ્યા ત્યારે ભાઈને મૃત્યુ પામેલા જોઇને અતીશે સ્નેહને લીધે મૂર્છા ખાઈ પૃથ્વી ઉપર પડયા અને અતિ કરૂણ સ્વરે પોકેપોક મુકી રડવા લાગ્યા અત્યંત મોહને લીધે કૃષ્ણનું મૃતક ખાંધે મૂકી ગાંડા માણુસની પેઠે જ્યાં ત્યાં ફરવા લાગ્યા એમ ફરતાં ફરતાં છ માસ થયા એટલે સિદ્ધાર્થ નામનો દેવ જેણે વિપત્તિ સમે સહાય કરવાનું કબુલ કરી દિક્ષા લેઇ દેવલોકે ગયો હતો તે બળરામને આપત્તિમાં જાણી ત્યાં આવી અનેક દૃષ્ટાંતોથી તેમને સમજાવ્યા કે કૃષ્ણ તો મૃત્યું પામ્યા છે. હું તમારો સ્નેહી સિદ્ધાર્થ દેવ છું, પછી બળભદ્રે તેનો ઉપકાર માની કૃષ્ણની દહન ક્રિયા કરી પોતે નેમિનાથ ભગવાન પાસે દીક્ષા લીધી સો વરસ સુધી દિક્ષા પર્યાય પાળી બ્રહ્મ દેવલોકે દેવતા થયા.

ત્યાં ઉત્પન્ન થતાંજ અવધિજ્ઞાને જોયું તો કૃષ્ણને ત્રીજી નારકીમાં દીઠા, ભ્રાતૃ સ્નેહથી વૈક્રિય શરીર કરી ત્યાં આવી કહેવા લાગ્યા કે હે ભાઈ ! તમારો ભાઇ રામછું અને તમારી રક્ષા કરવા અહીં આવ્યો છું. એમ કહીને તેમને ઉપાડયા એટલે તે પારાની પેઠે વેરણ શેરણ થઇ ગયા. ત્યારે કૃષ્ણે કહ્યું કે ભાઇ જે કર્મ ઉપાર્જન કરેલાં છે તે ભોગવવાં પડશે. પૂર્વે નેમિનાથ ભગવાને કહ્યું હતું તે હમણાં પ્રત્યક્ષ છે. માટે હવે તમો ભરતક્ષેત્રમાં જાઓ અને મારો ત્યાં તિરસ્કાર થાય છે. તેને બાધ કરી આપણી પૂજા થાય તેમ કરો પછી રામ ભરતક્ષેત્રમાં આવી કહેવા લાગ્યા કે હે લોકો, તમે અમારી પ્રતિમા કરીને પૂજા કરો અમો બન્ને વિદ્યમાન છીએ, અમે જગત્‌ની ઉત્પત્તિ સ્થિતિ, અને સંહાર કરનારા છીએ. અમેજ દ્વારકાં રચી હતી. અને પાછી સંહરી પણ

એમેજ લીધી એમ કહી તે પાછા સ્વર્ગમાં ગયા અને ત્યારથી તેમની વાણી સાંભળી સર્વ લોકો તેમના ભક્ત થયા.

હવે અહીં જરાકુમાર પાંડવોની પાસે આવ્યો અને રામ, કૃષ્ણ તથા દ્વારકાં સંબંધી સર્વ સમાચાર કહ્યા. તે સાંભળી શોકમાં નિમગ્ન થઇ એક વરસ સુધી કૃષ્ણની પ્રેત ક્રિયા કરી જરાકુમારને ગાદીએ બેસારી ધર્મઘોષ આચાર્ય પાસે પાંચ પાંડવો અને દ્રૌપદીએ છએ જણે દીક્ષા લીધી.

કેવળજ્ઞાનથી માંડીને વિહાર કરતાં પ્રભુને અઢાર હજાર મહાત્મા સાધુઓ, ચાળીસ હજાર સાધવીઓ, ચારસો ચૌદ પૂર્વધારી, પંદરસો અવધિજ્ઞાની, તેટલાજ વૈક્રિય લબ્ધિવાળા; તેટલાજ કેવળજ્ઞાની, એક હજાર મનઃપર્યવ જ્ઞાની, આઠસો વાદ લબ્ધિવાળા, એક લાખ અગણોતેર હજાર શ્રાવક, અને ત્રણ લાખ ઓગણચાલીસ હજાર શ્રાવિકાઓ એટલો પરિવાર થયો,

અનુક્રમે વિહાર કરતાં પ્રભુ પોતાનો નિર્વાણ સમય સમીપ જાણી રૈવતગિરિ ( ગીરનાર ) ઉપર આવ્યા. ત્યાં પાંચસો છત્રીસ મુનિઓ સાથે પ્રભુએ પાદોપગમન અનશન શરૂ કર્યું, અને અશાડ શુદી આઠમે ચિત્રા નક્ષત્રમાં સાયંકાલે પ્રભુ તે મુનિઓ સાથે નિર્વાણ પામ્યા.

પ્રદ્યુમ્ન અને શાંબ વિગેરે કુમારો કૃષ્ણની આઠે પટરાણીઓ, ભગવંતના બંધુઓ, બીજા પણ ઘણા વ્રતધારી મુનિઓ અને રાજીમતી વિગેરે સાધ્વીઓ અવ્યય પદને પ્રાપ્ત થઇ. રથનેમિએ ચારસો વર્ષ ગૃહસ્થપણામાં, એક વર્ષ છદ્મસ્થપણામાં અને

પાંચસો વર્ષ કેવળીપણામાં એમ સર્વે મળીને નવસોને એક વર્ષનું આયુષ્ય પરિપૂર્ણ કર્યું. એજ પ્રમાણે કૌમારાવસ્થા, છદ્મસ્થાવસ્થા, અને કેવળી અવસ્થાના વિભાગે કરીને રાજીમતીએ પણ એટલુંજ આયુષ્ય ભોગવ્યું. સુભાદેવી અને સમુદ્રવિજય રાજા મહેંદ્ર દેવ લોકમાં ગયા, અને બીજા દશાર્હો મહર્દ્ધિક દેવપણાને પ્રાપ્ત થયા, કૌમારપણામાં ત્રણસો વર્ષ, અને છદ્મસ્થને કેવલીપણામાં સાતસો વર્ષ એમ એક હજાર વર્ષનું આયુષ્ય શ્રી નેમિનાથ ભગવંતે ભોગવ્યું, શ્રી નમિનાથ પ્રભુના નિર્વાણ પછી પાંચ લાખ વર્ષ વિત્યા ત્યારે શ્રી નેમિનાથ પ્રભુનું નિર્વાણ થયું.

અહિં પાંડવો વિહાર કરતાં કરતાં હસ્તકલ્પ નગરે આવ્યા, ત્યાં તેઓ પરસ્પર પ્રીતિથી કહેવા લાગ્યા કે, હવે અહિંથી રૈવતાચળગિરિ માત્ર બાર યોજન દૂર છે, તેથી કાલે પ્રાતઃકાળે શ્રી નેમિનાથનાં દર્શન કરીનેજ આપણે માસિક તપનું પારણું કરીશું. એવામાં તો લોકો પાસેથી તેમણે સાંભળ્યું કે ભગવાન્ શ્રી નેમિનાથ પોતાના તે સાધુઓની સાથે નિર્વાણ પદને પામ્યા, તે સાંભળતાંજ મોટો શોક કરતા તેઓ સિદ્ધાચળગિરિ ઉપર આવ્યા અને ત્યાં અનશન કરી કેવળજ્ઞાન પામીને મોક્ષપદને પામી ગયા, સાધ્વી દ્રૌપદી મૃત્યુ પામીને પરમાર્દ્ધિના ધામરૂપ બ્રહ્મ દેવલોકમાં ગયાં.

આ પર્વમાં અતુલ તેજવાળા બાવીશમા તીર્થંકર, નવમા વાસુદેવ, બળદેવ અને પ્રતિ વાસુદેવ એ ચાર પુરૂષોના ચરિત્રનું કીર્તન કરેલું છે. સુદ્ધાંત દૃષ્ટિએ અવલોકતાં તેઓમાંથી એક પુરૂષનું ચરિત્ર પણ જો કાને સાંભળવામાં આવે તો તે ત્રણ લોકમાં પણ વિસ્મયકારી લાગે તેવું છે.

શ્રી નેમીનાથ પ્રભુના તીર્થમાં બ્રહ્મદત્ત નામે છેલ્લો ચક્રવર્ત્તિ થયો તે સ્ત્રીને વિષે અતિ આશક હોવાથી મરણ પામી સાતમી નારકીયે ગયો.

# શ્રી પાર્શ્વનાથ ચરિત્ર.

આ જંબુદ્વીપના ભરત ક્ષેત્રને વિષે પોતનપુર નામનું નગર હતું, તેમાં અરવિંદ નામે રાજા હતો, તેને વિશ્વભૂતિ નામે એક શ્રાવક બ્રાહ્મણ પુરોહિત હતો, તે પુરોહિતને અનુદ્ધરા નામની સ્ત્રીથી કમઠ અને મરૂભૂતિ નામે બે પુત્રો થયા, તેમાં નાનો વિષયથી વિમુખ થયો, અને પૌષધ શાળામાં મુનિઓની સાથે ઘણો કાળ નિર્ગમન કરવા લાગ્યો. મોટો ભાઈ કમઠ વિષયી થઇ પોતાના નાના ભાઇની સ્ત્રીને સેવવા લાગ્યો. તેની મરૂભૂતિને ખબર પડતાં રાજાને નિવેદન કર્યું. રાજાએ તેને ગધેડા ઉપર બેસાડી નગરમાં ફેરવી કાઢી મૂકયો. કમઠ લજ્જાથી નિર્વેદ પામી તાપસ થયો. મરૂભૂતિ તે જાણી પશ્ચાત્તાપ કરતો ભાઇને ખમાવવા ગયો. પણ કમઠે તો પોતાને થયેલી વિડંબનાને સંભાળી એક શિલ્લા ઉપાડી તેના માથામાં મારી તેથી આર્ત્ત ધ્યાને મરણ પામીને વિંધ્યાચળ પર્વતમાં હાથી થયો, કમઠની સ્ત્રી વરૂણા મરણ પામીને તેની હાથિણી થઇ.

એક દિવસ રાજા અર્વિંદે આકાશનાં વાદળાં નષ્ટ થતાં જોઈ વૈરાગ પામી દિક્ષા લીધી, તેમણે સાગરદત નામના શેઠને ઉપ·

દેશ આપી તે મિથ્યાત્વ છોડાવી જૈનધર્મી કર્યો, એક દિવસ તે સાર્થવાહ પરદેશ જતો હતો. તેથી ઉપદેશ સાંભળવા અર્વિદ મુનિને પણ સાથે લીધા. રસ્તામાં મરૂભુતી હાથીના જીવને પાછલો ભવ કહી સંભળાવી શ્રાવક કર્યો.

અહિંયાં કમઠ મરીને સર્પ થયો હતો, તેણે મરૂભુતી હાથિના જીવને ડંખ દીધો, હાથિનો જીવ શુભ ધ્યાને મૃત્યુ પામી સહસ્ત્રાર દેવલોકે દેવ થયો વરૂણા હાથણી મરણ પામીને ઇશાન દેવલોકે દેવી થઇ, પેલો સર્પ મૃત્યુ પામી પાંચમી નારકીએ ગયો પ્રાગ વિદેહના સુકચ્છ નામના વિજયને વિષે તિલકા નગરીમાં વિદ્યુતગતિ નામે ખેચરપતી રાજા હતો તેને કનક તિલકા નામની પટરાણી હતી. તેની કૂખે પેલા હાથિનો જીવ સહસ્ત્રદેવલોકથી ચ્યવીને ઉતર્યો તેનું કિરણવેગ નામ પાડયું, તે કિરણવેગ મોટો થતાં તેને કિરણતેજ નામે પુત્ર થયો, તેને ગાદીએ બેસાડી કિરણવેગે દિક્ષા લીધી.

કમઠનો જીવ પાંચમી નારકીમાંથી ચ્યવી હિમગિરિની ગુફામાં મોટો સર્પ થયો. તેણે એક વખત કિરણવેગ મુનિને જોયા તત્કાળ પૂરવ જન્મના વૈરથી તેણે મુનિને દંશ દીધો, મુનિએ તેને પોતાનો ઉપકારી જાણી તેનાપર રોષ ન આણતાં અનશન ગ્રહણ કર્યું, ત્યાંથી કાળ કરી બારમા દેવલોકે બાવીશ સાગરોપમ આયુષવાળા દેવતા થયા, પેલો સર્પ એક વખત દાવાનળથી દગ્ધ થઇ છઠ્ઠી નારકીમાં ઉત્પન્ન થયો.

જંબુદ્વિપમાં પશ્ચિમ મહાવિદેહમાં શુભંકરા નામની નગરીને વિષે વજ્રવિર્ય નામે રાજા હતો તેની લક્ષ્મિવતિ નામે

રાણીની કુક્ષીને વિષે કિરણવેગ મુનિનો જીવ આવી અવતર્યો, તેનું વજ્રનાભ એવું નામ પાડયું, તેણે મોટો થતાં ક્ષેમંકર જીનેશ્વર ભગવાનની પાસે દિક્ષા લીધી. પેલો સર્પ છઠ્ઠી નારકી-માંથી નીકળી સુકચ્છ વિજયમાં એક અટવીને વિષે કુરંગક નામે ભીલ થયો, વજ્રનાભ મુનિ એક વખત ફરતા ફરતા ત્યાં આવી ચડયા. ત્યાં પેલો કુરંગક હાથમાં ધનુષ બાણ લઇ નીકળ્યો તેને મુનિ સામા મળ્યા કુરંગકે પોતાને અપશુકન થએલા જાણી મુનિને બાણ માર્યું અનશન ગ્રહણ કરી સર્વ જીવોને ખમાવી મૃત્યુ પામી ગ્રૈવેયકમાં લલિતાંગ નામે પરમાર્દ્ધિક દેવતા થયા. અને પેલો ભીલ મરણ પામી સાતમી નારકીએ ઉત્પન્ન થયો, વજ્રનાભનો જીવ દેવલોકથી ચ્યવી જંબુદ્વીપમાં પૂર્વ વિદેહને વિષે પૂરાણપુર નગરના કુલીશબાહુ નામના રાજાની સુદર્શના નામે રાણીના ઉદરે અવતર્યો તેનું સુવર્ણબાહુ એવું નામ પાડયું તે અનુક્રમે યોવન વય પામ્યો. એક વખત વક્ર અશ્વ સુવર્ણ બાહુને ઘણે દુર લઇ ગયો ત્યાં રત્નપુરના ખેચરેંદ્રની પદ્માવતી નામે કન્યાને પરણ્યો ત્યાંથી વૈતાઢયગિરી ઉપર રત્ન-પુર નગરના અનેક વિદ્યાધરની કન્યાને પરણ્યો ત્યાંથી તે બધી કન્યાઓ લઇને પોતાના નગરે પાછો આવ્યો અનુક્રમે સુવર્ણ-બાહુને રાજ કરતાં ચૌદ રત્ન પ્રાપ્ત થયાં તેણે ચક્રના માર્ગને અનુસરીને છ ખંડ પૃથ્વી સાધી લીધી. ઘણાં વર્ષ રાજ કરી જગન્નનાથ તીર્થંકર પાસે દિક્ષા લીધી. પછી અર્હંત ભક્તિ વગેરે કેટલાક સ્થાનકોને સેવીને તે સુવર્ણબાહુ મુનિએ તિર્થંકર નામ કર્મ ઉપાર્જન કર્યું.

હવે પેલો કુરંગક ભીલ નરકમાંથી નીકળી એક ૫વ માં સિંહ થયો હતો સુવર્ણબાહુ મુની વિહાર કરતા તેજ પર્વત- પર આવી કાઉસગ્ગે રહ્યા તેવામાં પેલો સિંહ આ મહર્ષિને જોઇ પૂર્વ જન્મના વૈરથી મુખને ફાડતો અને પુંછના પછડાવાથી પૃથ્વીને ફોડતો હોય તેવો તે ક્ષુદ્ર પંચાનન મુની ઉપર ધસી આવ્યો મુનીએ તેને દુરથી આવતો જોઇ ચતુર્વિધ આહારનાં પચ્ચખાણ લઇ આલોચના કરી સર્વ પ્રાણીને ખમાવ્યા અને સિંહના ઉપર હૃદયમાં કિંચિત પણ વિકાર લાવ્યા વગર ધર્મ ધ્યાનમાં સ્થિર રહ્યા પછી કેસરીસિંહે વિદીર્ણ કરેલા તે મુની મૃત્યુ પામીને દશમા દેવલોકમાં મહા પ્રભા નામના વિમાનને વિષે ઉત્પન્ન થયા. અને પેલો સિંહ મૃત્યુ પામી ચોથી નરકે ગયો, ત્યાંથી નીકળી કોઇ ગામડાને વિષે ગરીબ બ્રાહ્મણને ઘેર પુત્ર પણે ઉત્પન્ન થયો. તેનો જન્મ થતાંજ તેના માતા અને ભ્રાતૃ વગેરે સર્વે મૃત્યુ પામી ગયા. લોકોએ તેને કષ્ટથી જીવાડયો માટે તેનું **કમઠ** એવું નામ પાડયું. તે મોટો થયો તો પણ તેની દુઃખી હાલત મટી નહીં, તેથી તાપસ થયો.

સુવર્ણબાહુનો જીવ વારાણસી નગરીમાં ઇશ્વાકુ વંશને વિષે **અશ્વસેન** રાજાની વામાદેવી નામે પટરાણીને કુખે ચૈત્ર શુદી ચૌદશે વિશાખા નક્ષત્રે પ્રાણત દેવલોકથી ચ્યવીને અવતર્યો તે સમયે વામાદેવીએ ચૌદ સ્વપ્નો જોયાં. સવારમાં રાણીએ રાજાને વાત કરી. રાજાએ સુપન પાઠકોને તેડાવી તેના અર્થ પૂછયા. સુપન પાઠકોએ કહ્યું, સ્વામી ! તમારે ત્રિભુવનને પુજ્ય એવા પુત્રની પ્રાપ્તી થશે. અનુક્રમે પોશ વદી દશમે અનુરાધા

નક્ષત્રમાં વામાદેવી માતાએ સર્પના લંછનવાળા નીલવર્ણ પુત્રને જન્મ આપ્યો તત્કાળ દિશ કુમરીઓએ આવી સુતિકા કાર્ય કર્યું ઇંદ્રાદિક દેવોએ પ્રભુનો જન્માભિષેક કર્યો. પ્રભુ જયારે ગર્ભમાં હતા ત્યારે માતાએ એક દિવસ કૃષ્ણ પક્ષની રાત્રીએ પડખે થઇને એક સર્પને જતાં જોયો હતો તેથી તેમનું પિતાએ **પાર્શ્વ** એવું નામ પાડયું; અનેક ધાત્રીઓથી પાલન કરાતા પ્રભુ દિવસે દિવસે મોટા થવા લાગ્યા. ત્યારે તેમને કુશસ્થળ નગરના પ્રસન્નજિત નામે રાજાએ પોતાની પ્રભાવતી નામે પુત્રી પરણાવવાનો વિચાર કર્યો તે વખતે કલિંગાદિ દેશના યવન નામે અતિ દુર્દાંત રાજાએ પ્રભાવતી પરણાવવાના સમાચાર સાંભળી સભા વચ્ચે કહ્યું કે હું છતાં પ્રભાવતીને પરણનાર પાર્શ્વકુમાર કોણ છે એ પ્રમાણે કહી લશ્કર લઈ પ્રસન્નજિત રાજા ઉપર ચઢયો. કુશસ્થલ નગરે આવતાં અશ્વસેન રાજાને ખબર પડતાં તેમણે લશ્કર ભેગું કરી પ્રસન્નજિતની મદદે જવાનો નિશ્ચય કર્યો. પાર્શ્વકુમારે યુદ્ધે જવાનો આગ્રહ જણાવ્યાથી પિતાએ તેમને લશ્કર લઇ મોકલ્યા, પાર્શ્વકુમારને કુશસ્થળ આવ્યાના સમાચાર સાંભળી યવન રાજા તાબે થયો. અને પ્રસન્નજિત રાજાએ પોતાની કુમરી પાર્શ્વકુમારને પરણાવી.

એક દિવસ પાર્શ્વ પ્રભુ ગોખમાં બેઠા હતા તેવામાં નગર જનોને પુલ વગેરે લઇને જતા જોવાથી પાસેના માણસોને પૂછયું કે આ લોકો કયાં જાય છે! ત્યારે તે માણસોએ કહ્યું કે નગરની બહાર એક કમઠ નામે તપસ્વી આવ્યો છે, તે પંચાગ્નિ તપ કરેછે, તેની પૂજા કરવાને જાય છે. તે સાંભળી પાર્શ્વકુમાર પણ પરિવાર

સહિત કૌતુક જોવાને ત્યાં ગયા. અવધિજ્ઞાને જોતાં પંચાગ્નિના કાષ્ટમાં એક સર્પ બળતો જોયો. પાર્શ્વકુમારે વિચાર્યું કે આ કેવું અજ્ઞાન તપ ! આ ધર્મથી શું લાભ થવાનો એમ વિચારી કમઠને ઉપદેશ કરવા લાગ્યા ત્યારે તે બોલ્યા કે રાજા તમે ધર્મમાં ન સમજો તમે ફક્ત અશ્વ ખેલાવી જાણો, ત્યારે પ્રભુએ તત્કાળ સેવકને બોલાવી લાકડું ચીરાવ્યું એટલે તેમાંથી બળતો સર્પ નીકળ્યો સર્પને પાર્શ્વકુમારે નવકાર સંભળાવ્યો તત્કાળ તેનું આયુષ્ય પૂર્ણ થવાથી તે ધરણ નામે ભૂવનપતિ દેવમાં ઉત્પન્ન થયો. આ બનાવથી કમઠ જોગી ઝંખવાણો પડી વિશેષ તપ કરવા લાગ્યો. આયુષ્યને અંતે મરણ પામી ભુવનવાસી દેવની મેઘ કુમાર નિકાયમાં મેઘમાળી નામે દેવતા થયો.

પોતાનાં ભોગાવળી કર્મ ભોગવાઇ ગયેલ જાણી પાર્શ્વ પ્રભુએ દિક્ષા લેવાનો વિચાર કર્યો, તે વખત લોકાંતિક દેવતાઓએ અવસર જાણી પ્રભુને પ્રાર્થના કરી કે હે સ્વામી ! તીર્થ પ્રવર્ત્તાવો પછી પાર્શ્વનાથે સંવત્સરી ધન આપવાની શરૂઆત કરી વરસી દાનને અંતે પોસ વદી અગિયારસે અનુરાધા નક્ષત્રમાં આશ્રમપદ નામના ઉદ્યાનમાં આવી અષ્ટમ તપ કરીને દીક્ષા લીધી, તે વખતે તેમને ચોથું જ્ઞાન ઉત્પન્ન થયું બીજે દિવસે કોપકટ નામના ગામમાં ધન્ય નામે ગૃહસ્થને ઘેર પ્રભુએ ખીર અન્નથી પારણું કર્યું, ત્યાં દેવતાઓએ પંચ દિવ્ય પ્રગટ કર્યા. પ્રભુ ત્યાંથી ફરતા ફરતા કોઇ નગરની પાસે આવેલા તાપસના આશ્રમ સમીપ આવ્યા ત્યાં સૂર્ય આથમવાથી એક કુવાની પાસે વડ વૃક્ષ નીચે જગદ્ગુરૂ કાયોત્સર્ગે રહ્યા.

તે સમયે કમઠ જોગીનો જીવ જે પ્રભુની સાથે પ્રથમથી વૈરભાવ રાખતો હતો અને હાલ મેઘમાળી દેવતા થયો છે તેણે અવધિજ્ઞાનથી પ્રભુને ત્યાં કાર્યોત્સર્ગે રહેલા જાણી ત્યાં આવ્યો. અને હાથીઓનાં તથા સીંહો વગેરેનાં અનેક રૂપો ધરી પ્રભુને ઉપદ્રવ કરવા લાગ્યો. પણ જ્યારે ભગવાન્ કોઈપણ પ્રકારે ચલાયમાન ન થયા ત્યારે તેણે આકાશમાં વિજળીઓ અને ગર્જનાઓ સાથે મુશળધાર મેઘની વૃષ્ટિ કરવા લાગ્યો, વરસાદ એટલા જોરથી પડવા લાગ્યો કે તેના પ્રહારથી પક્ષીઓ ઉછળી ઉછળી પડવા લાગ્યાં. મોટા મોટા હાથીઓ અને સિંહો આમ તેમ નાસવા લાગ્યા. અને સપાટ જમીન ઉપર પણ પાણી પૂર જોસમાં વેહેવા લાગ્યું. અને થોડીવારમાં તો પ્રભુના કાન સુધી પાણી આવી ગયું તો પણ ભગવાન લેશ માત્ર ચલાયમાન થયા નહીં. જ્યારે નાસિકાના અગ્રભાગ સુધી પાણી પહોંચ્યું ત્યારે ધરણેંદ્રનું આસન ચલાયમાન થયું. અવધિજ્ઞાનથી તેના જાણવામાં આવ્યું કે કમઠ તાપસનો જીવ મેઘમાળી પ્રભુને ઉપદ્રવ કરે છે, એટલે તરતજ તે ઉતાવળો ઉતાવળો ત્યાં આવ્યો પ્રભુને નમીને ધરણેંદ્રે તેમના ચરણ નીચે કેવળીના આસન જેવું નીચે રહેલા લાંબા નાળવાળું એક સુવર્ણ કમળ વિકુર્વ્યું. અને પોતાની કાયાથી પ્રભુની પીઠ અને પડખાંને ઢાંકી દઇ સાત ફણાવડે પ્રભુને માથે છત્ર ધર્યું. ભક્તિભાવયુક્ત ચિત્તવાળી ધરણેંદ્રની સ્ત્રીઓ પ્રભુની આગળ ગીત નૃત્ય કરવા લાગી. પછી નાગરાજ મેઘમાળીને કોપથી કહેવા લાગ્યો કે અરે દુષ્ટ ! આ તેં શું આદર્યું છે. પ્રભુએ જ્યારે તને પાપ કરતાં અટકાવ્યો, તે ઉપકારને બદલે અપકાર કરવાને

તું તૈયાર થયો છે ? પરંતુ તારી વાપરેલી શક્તિ બધી વૃથા ગઈ છે. હવેથી તું ઉપદ્રવ દૂર કરી દે નહીં તો હવેથી તું રહી શકીશ નહીં તે સાંભળી મેઘમાળીએ નીચું જોયું તો નાગેંદ્રે સેવિત એવા પાર્શ્વ પ્રભુને દીઠા. તેથી તેણે ચિંતવ્યું કે આ પ્રભુ એક મુષ્ટિથી પર્વતને પણ ચૂર્ણ કરવા સમર્થ છે, તથાપિ એ કરૂણા સમુદ્ર હોવાથી મને ભસ્મ કરતા નથી. પણ ધરણેંદ્રથી મને ભય લાગે છે. આ ત્રૈલોક્ય પતિનો અપકાર કરીને ત્રૈલોકયમાં પણ મારી સ્થીતિ થઈ શકશે નહીં. તો પછી હું કોને શરણે જઈશ એમ વિચારી તત્કાળ જળ સંહરી લઈ પ્રભુને નમી પડયો અને સ્તુતિ કરી પોતાના અપરાધની માફી માગી પોતાના સ્થાનકે ગયો. ભગવાન અનુક્રમે વિહાર કરતા પાછા આશ્રમપદ ઉદ્યાનમાં આવી ધાતકી વૃક્ષ નીચે કાઉસ્સગે રહ્યા. ત્યાં દિક્ષા દિવસથી ચોરાસી દિવસો વ્યતિત થતાં ચૈત્ર માસની કૃષ્ણ ચતુર્દશીએ વિશાખા નક્ષત્રમાં પ્રભુને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. ત્યાં દેવતાએ સમવસણ રચ્યું. એટલે પ્રભુએ દેશના દીધી તેમની દેશના સાંભળી ઘણા જનોએ દીક્ષા લીધી. પ્રભુનાં માતા પિતાએ પણ લઘુ પુત્રને રાજ્ય સોંપી દિક્ષા ગ્રહણ કરી. પ્રભુના તીર્થમાં પાર્શ્વ નામે યક્ષ અને પદ્માવતી નામે યક્ષણી શાસન દેવતા થયાં. ત્યાંથી વિહાર કરતા પ્રભુ અનેક સ્થાને ફરવા લાગ્યા.

પ્રભુએ પૃથ્વી તળમાં વિહાર કરતાં સાગરદત્ત. બંધુદત્ત વગેરે ઘણાં જનોને તેમના પાછલા ભવના વૃત્તાંત કહી દીક્ષાઓ આપી પ્રભુને સોળ હજાર સાધુઓ, અડત્રીસ હજાર સાધવીઓ, ત્રણસો પચાસ ચૌદ પૂર્વધારી, એક હજાર અને ચારસો અવધિજ્ઞાની,

સાડા સાતસો મનઃપર્યવજ્ઞાની, એક હજાર કેવળજ્ઞાની, અગીયારસો વૈક્રિય લબ્ધિવાળા, છસો વાદ લબ્ધિવાળા, એક લાખને ચોસઠ હજાર શ્રાવકો, અને ત્રણ લાખને સિત્તોતેર હજાર શ્રાવિકાઓ એટલો પરિવાર થયો, પછી પોતાનો નિર્વાણ સમય સમીપ આવ્યો જાણી પાર્શ્વ પ્રભુ સમેતશિખરે પધાર્યા ત્યાં બીજા તેત્રીસ મુનિઓ સાથે ભગવંતે અનશન ગ્રહણ કર્યું અનશનને અંતે શ્રાવણ માસની શુકલ અષ્ટમીએ વિશાખા નક્ષત્રમાં જગદ્‌ગુરૂ શ્રી પાર્શ્વનાથ પ્રભુ તેત્રીસ મુનીઓ સાથે મોક્ષપદને પ્રાપ્ત થયા. ગૃહસ્થપણામાં ત્રીસ વરસ અને વ્રત પાળવામાં સીતેર વરસ એમ સો વરસનું આયુષ્ય પાર્શ્વનાથ પ્રભુએ ભોગવ્યું. શ્રી નેમિનાથ ભગવાનના નિર્વાણ પછી વ્યાસી હજાર સાતસોને પચાસ વરસ ગયા પછી શ્રી પાર્શ્વનાથ પ્રભુ મોક્ષે પધાર્યા તે વખત શક્રાદિક ઇંદ્રો દેવતાઓને સાથે લઇ સમેતશિખર પર આવ્યા. અને અધિક શોકાક્રાંતપણે તેમણે પાર્શ્વનાથ પ્રભુનો ઉંચે પ્રકારે નિર્વાણ મહોત્સવ કર્યો.

ત્રણ જગત્‌ને વિષે પવિત્ર એવા શ્રી પાર્શ્વનાથ પ્રભુના ચરિત્રને જેઓ શ્રદ્ધાળુ થઇને સાંભળે છે. તેઓને વિપત્તિઓ દુર જાયછે. અને અદ્‌ભુત સંપત્તિઓ પ્રાપ્ત થાય છે એટલુંજ નહીં પણ છેવટે પરમ પદ પણ પ્રાપ્ત થાય છે.



# શ્રી મહાવીર સ્વામી ચરિત્ર.

---

આ જંબુદ્વીપને વિષે પશ્ચિમ વિદેહ ક્ષેત્રને વિષે મહાવપ્ર નામના વિજયમાં જયંતી નામે નગરી હતી. તેમાં શત્રુમર્દન નામે રાજા હતો. તેના પૃથ્વી પ્રતિષ્ટાન નામના ગામમાં નયસાર નામે એક ગામેતી (મુખી) હતો. તે એક વખત રાજાની આજ્ઞાથી ભાતુ લઈ કાષ્ટ લેવાને કેટલાંક ગાડાં લઇ મોટા વનમાં ગયો, બપોર થતાં જ્યારે ખાવાનો વખત થયો ત્યારે તે મનમાં ચિંતવવા લાગ્યો કે કોઇ અતિથિ આવે તો હું તેને ભોજન કરાવી જમું. એવામાં સાથથી છુટા પડેલા કેટલાક મુનિયોને તેણે આવતા જોયા. તેમને બોલાવીને જ્યાં પોતાનું ભોજન સ્થાન હતું ત્યાં લઇ ગયો અને આહાર પાણીથી મુનિઓને પ્રતિલાભિત કર્યા પછી તે મુનિઓને માર્ગ બતાવવા તેમની સાથે ગયો. તેમને રસ્તે ચઢાવી તે પાછો ફર્યો તે વખતે મુનિઓએ તેને ધર્મનો ઉપદેશ આપ્યો તે સાંભળી તેણે સમકિત પ્રાપ્ત કર્યું. પછી તેમને વાંદીને તે પાછો વળ્યો, અને કાષ્ટ ભરાવી રાજાને સોંપી પોતાને ઘેર ગયો. ઘેર આવ્યા પછી હમેશાં તે પોતાનો વખત ધર્મનો અભ્યાસ કરવામાં ગાળતો. એમ ધર્મનું આરાધન કરી મરણ પામી સૌધર્મ દેવલોકે દેવતા થયો ત્યાંથી ચ્યવી ઋષભદેવ ભગવનના પુત્ર ભરત ચક્રીવર્તીનો મરીચી નામે પુત્ર થયો, તે હકીકત આગળ ઋષભદેવ ચરિત્રમાં આવી ગઇ છે, તે દિક્ષાથી કાયર થઇ ત્રિદંડી થયો. ત્યાંથી મરણ પામી બ્રહ્મદેવલોકને વિષે દેવતા થયો.

મરિચીનો જીવ બ્રહ્મદેવલોકથી ચ્યવી કોલ્લાક નામના ગામમાં એંશી લાખ પૂર્વના આયુષ્યવાળો કૌશિક નામે બ્રાહ્મણ થયો; તે ત્રિદંડી થઇ મૃત્યુ પામી ઘણા ભવમાં ભમીને સ્થુણ નામના સ્થાનમાં પુષ્પમિત્ર નામે બ્રાહ્મણ થયો ત્યાં પણ ત્રિદંડી થઇ બોતેર લાખ પૂર્વનું આયુષ્ય પુરૂં કરી સૌધર્મ દેવલોકે દેવતા થયો. ત્યાંથી ચ્યવી ચૈત્ય નામના સ્થાનમાં ચોસઠ લાખ પૂર્વના આયુષ્યવાળો અગ્ન્યુદ્યોત નામે બ્રાહ્મણ થયો. ત્યાં પૂર્વની પેઠે ત્રિદંડી થયો. પછી મૃત્યુ પામી ઇશાન દેવલોકે દેવતા થયો. ત્યાંથી ચ્યવી મંદીર નામના સન્નિવેષમાં અગ્નિભુતિ નામે બ્રાહ્મણ થયો. તે ભવમાં પણ ત્રિદંડી થઇ છપ્પન લાખ પૂર્વનું આયુષ્ય ભોગવી મૃત્યુ પામી સનત્ કુમાર દેવલોકે દેવતા થયો. ત્યાંથી ચ્યવી શ્વેતાંબી નામે નગરીમાં ભારદ્વાજ નામે વિપ્ર થયો. તે ભવમાં પણ ત્રિદંડી થઇ ચુંવાલીસ લાખ પૂર્વનું આયુષ્ય પુરૂ કરી માહેંદ્ર દેવલોકે દેવતા થયો, ત્યાંથી ચ્યવી રાજગૃહ નગરમાં સ્થાવર નામે બ્રાહ્મણ થયો, તે ભવમાં પણ ત્રિદંડી થઇ ચોત્રીસ લાખ પૂર્વનું આયુષ્ય ભોગવી મૃત્યુ પામીને બ્રહ્મ દેવલોકે દેવતા થયો. ત્યાંથી ચ્યવી તેણે ઘણા ભવમાં પરિભ્રમણ કર્યું.

રાજગૃહી નગરમાં વિશાનંદી નામે રાજા હતો. તેને પ્રિયંગુ નામે પત્નીથી વિશાખાનંદી નામે એક પુત્ર થયો; તે રાજાને વિ-શાખાભૂતિ નામે એક નાનો ભાઇ યુવરાજ હતો. તેને ધારિણી નામે સ્ત્રી હતી. મરિચીનો જીવ વિશાખાભૂતિ યુવરાજની ધારિણી નામે સ્ત્રીના ઉદરે પુત્રપણે જન્મ્યો. તેનું વિશ્વભૂતિ નામ પાડ્યું. તે વિશ્વભૂતિ યૌવન વયને પ્રાપ્ત થયો, એવામાં એક વખતે નંદન

વનમાં દેવ કુમારની પેઠે તે વિશ્વભૂતિ અંતઃપુર સહિત પુષ્પ કરંડક નામના ઉદ્યાનમાં ક્રીડા કરવા ગયો. તે ક્રીડા કરતો હતો તેવામાં રાજાનો પુત્ર વિશાખાનંદી ક્રીડા કરવાની ઇચ્છાએ ત્યાં આવ્યો પણ વિશ્વભૂતિ અંદર હોવાથી તે બહાર રહ્યો. તે સમયે પુષ્પ લેવાને તેની માતાની દાસીઓ આવી. તેમણે વિશાખાનંદીને બહાર રહેલો જોયો, દાસીઓએ તે વાત પ્રિયંગુ રાણીને કહી. પ્રિયંગુ રાણી કોપ કરીને રીસાવાના ઘરમાં જઇ બેઠી. રાજાએ આ વાત જાણી ત્યારે રાણીની ઇચ્છા પુરી કરવા માટે યાત્રાનો પડહ વગડાવ્યો. અને કપટથી સભામાં આવી કહ્યું કે આપણો પુરૂષસિંહ નામનો સામંત ઉદ્ધત થઈ ગયો છે. માટે તેનો વિજય કરવાને હું જઇશ તે ખબર સાંભળી વિશ્વભૂતિ ઉદ્યાનમાંથી ઘેર આવ્યો અને ભકિતવડે રાજાને નિવારી પોતે લશ્કર સાથે પ્રયાણ કર્યું. અને પુરૂષસિંહ સામંત પાસે ગયો, ત્યાં તેને આજ્ઞાવંત જોઇ પાછો ફર્યો માર્ગમાં પુરૂષ કરંડક વન પાસે આવ્યો ત્યાં દ્વારપાળે જણાવ્યું કે અંદર વિશાખાનંદી કુમાર છે તે સાંભળી ચિંતવવા લાગ્યો કે મને કપટવડે વનમાંથી બહાર કાઢયો. પછી તેણે ક્રોધ પામી મુષ્ટિવડે એક કોઠના વૃક્ષપર પ્રહાર કર્યો, જેથી તેનાં સર્વ ફળો તુટી પડયાં તે બતાવીને વિશ્વભૂતિ દ્વારપાળ પ્રત્યે બોલ્યો કે જો વડીલ પિતાશ્રી ઉપર મારી ભકિત ન હોય તો હું આ કોઠની પેઠે તમારાં સર્વનાં મસ્તકો ભૂમીપર પાડી નાંખું. પરંતુ આવા વચનાયુકત ભોગની મારે જરૂર નથી એમ બોલતો તે સંભૂતિ મુનિની પાસે ગયો. અને ચારિત્ર ગ્રહણ કર્યું તેને દિક્ષિત થયેલો જાણી વિશ્વનંદી રાજા અનુજ બંધુ

સહિત ત્યાં આવ્યો અને તેને નમિ ખમાવીને રાજ્ય લેવાને માટે પ્રાર્થના કરી. પરંતુ વિશ્વભૂતિને રાજ્યની ઇચ્છા વગરનો જાણી રાજા પોતાને ઘેર ગયો. અને વિશ્વભૂતિ મુનિએ ગુરૂની સાથે બીજે વિહાર કર્યો. તપસ્યાથી કૃશ થઈ ગયેલ વિશ્વભૂતિ મુની એક દિવસ મથુરાપુરીએ આવ્યા તે વખતે ત્યાંના રાજાની પુત્રીને પરણવાને માટે વિશાખાનંદી ત્યાં આવેલ હતો, વિશ્વભૂતિ મુનિ માસખમણને અંતે પારણું કરવાને માટે નગરીમાં વોહોરવા પેઠા. જ્યાં વિશાખાનંદીની છાવણી હતી ત્યાં નજીક આવ્યા એટલે તેના માણસો આ વિશ્વભૂતિ કુમાર જાય એમ કહેવા લાગ્યા. તેમને જોઇ બિશાખાનંદીને કોપ ચઢયો તેવામાં વિશ્વભૂતિ મુનિ કોઇ ગાયની સાથે અથડાવાથી ભોંય પડી ગયા તેથી વિશાખાનંદીને હસવું આવ્યું અને બોલ્યા કે કોઠનાં ફળ પાડવાનું બળ કયાં ગયું ! તે સાંભળી વિશ્વભૂતિએ ક્રોધવડે તે ગાયને શીંગડાવતી પકડી આકાશમાં ભમાવી પછી એવું નિયાણું કર્યું કે આ ઉગ્ર તપસ્યાના પ્રભાવથી હું ભવાંતરે ઘણા પરાક્રમવાળો થઇ આ વિશાખાનંદીના મૃત્યુને માટે થાઉં. પછી કોટી વર્ષનું આયુષ્ય પૂર્ણ કરી પૂર્વ પાપની આલોચના કર્યા વગર મૃત્યુ પામીને તે વિશ્વભૂતિ મુની મહાશુક્ર દેવલોકે દેવતા થયા.

આ ભરતક્ષેત્રના પોતનપુર નગરને વિષે રિપુપ્રતિશત્રુનામે એક પરાક્રમી રાજા હતો તેને ભદ્રા નામે સ્ત્રી હતી, તેને ચાર સ્વપ્નોથી સૂચિત થયલો અચળ નામે બળભદ્ર પુત્ર થયો. અને એક મૃગાવતી નામે પુત્રી થઇ એક વખતે તે પુત્રી પિતાના ઉત્સંગમાં બેસવા ગઇ, તેનું અતિ રૂપ લાવણ્ય જોઇ તેનો પિતા તેના

ઉપર મોહિત થયો, તેને અતિ પ્રેમથી પોતાના ઉત્સંગમાં બેસાડી. પછી તેના ઉપર પરણવાનો રાગ ધરી તેને વિદાય કરી.

પછી પોતાની પુત્રીને પરણવાની ઇચ્છાવાળા તે રિપુપ્રતિશત્રુ રાજાએ વૃદ્ધ માણસોની સભા ભરીને પૂછયું કે આપણા સ્થાનમાં જે રત્ન ઉત્પન્ન થાય તે કોનું કહેવાય ? અને તેને કોણ ભોગવે ? ત્યારે તે વૃદ્ધ પુરૂષોએ નિષ્કપટપણે કહ્યું કે, હે રાજન ! તેમાં શું પુછો છો, તે રત્ન તમારૂંજ કહેવાય અને તેના ભોગવનાર પણ તમેજ હોઇ શકો. આવી રીતે કપટ ભાવવાળા રાજાએ તેઓની પાસે ફરા ફરી ત્રણવાર તે પ્રમાણે કહેવરાવ્યું પછી રાજાએ તે પોતાની પુત્રી મૃગાવતીને પરણવા સારૂ રાજ સભામાં તેડાવી તે જોઈ નગરના સર્વ માણસો લજ્જા પામી કહેવા લાગ્યા કે આતો અતિ અધમ કૃત્ય થાય છે. ત્યારે રાજાએ કહ્યું કે તમે બધા માણસો બોલીને ફરી જનારા છો હમણાંજ તમે કહેતા હતા કે તે તમે પોતેજ ભોગવી શકો અને હવે આ પ્રમાણે કહો છો માટે હું તમારા બોલવાનું વજન રાખતો નથી. એમ કહી તે મૃગાવતી સાથે તેણે પાણીગ્રહણ કર્યું, તે જોઈ ક્રોધથી અને લજ્જાથી આકુળ થયેલી તે પુત્રીની માતા ભદ્રા રાજાને તજી પોતાના અચલકુમારને સાથે લઇ ત્યાંથી ચાલી નીકળી. અચળે ત્યાં માહેશ્વરી નગરી વસાવી. તેમાં પોતાની માતાને રાખી. અને તે પોતે પોતાના પિતા પાસે રહ્યો. આ કૃત્ય કરવાથી એટલે પોતાનીજ પ્રજાનો પોતે પતિ થયો તેથી લોકો તેને પ્રજાપતિ કહેવા લાગ્યા.

તે મૃગાવતીની કુખે વિશ્વભૂતિ મુનિનો જીવ મહાશુક્રદેવ

લોકથી ચ્યવી અવતર્યા, તે વખતે મૃગાવતીને સાત મહા સ્વપ્નો જોવામાં આવ્યાં. સમય થતાં મૃગાવતીએ પેહેલા વાસુદેવને જન્મ આપ્યો. તેના પૃષ્ટમાં ત્રણ પાંસળીઓ હતી તેથી તેનું ત્રિપૃષ્ટ એવું નામ પાડયું. તે એંશી ધનુષ્યની કાયાવાળો થઈ અચળની સાથે રમવા લાગ્યો.

વિશાખાનંદીનો જીવ અનેક ભવોમાં પરિભ્રમણ કરી તુંગગિરિમાં કેશરીસિંહ થયો તે શંખપુરના પ્રદેશમાં ઉપદ્રવ કરવા લાગ્યો, તે સમયે અશ્વગ્રીવ નામના પ્રતિવાસુદેવે એક નિમિત્તિઆને પૂછયું કે મારૂં મૃત્યુ કોનાથી થશે. એટલે નિમિત્તિઆએ કહ્યું કે, જે તારા ચંડવેગ નામના દુત ઉપર ધસારો કરશે અને તુંગગિરિપર રહેલા કેશરીસિંહને જે એક લીલામાત્રમાં હણી નાખશે. તે તને મારનાર થશે. પછી અશ્વગ્રીવ રાજાએ શંખપુરમાં શાળનાં ક્ષેત્ર વવરાવ્યાં અને તેની રક્ષાને માટે પોતાના તાબાના રાજાઓને વારા પ્રમાણે રહેવાની આજ્ઞા કરી, એકદા તેના સાંભળવામાં આવ્યું કે પ્રજાપતિ રાજાને બે પરાક્રમી પુત્રો છે. તેથી કોઇ પ્રકારના સ્વાર્થને માટે તેની પાસે તેણે પોતાના ચંડવેગ દૂતને મોકલ્યો, રાજા પ્રજાપતિ પોતાની સભામાં બેસીને સંગીત કરાવતો હતો. ત્યાં પોતાના સ્વામીના બળથી ઉન્મત થએલો ચંડવેગ દૂત અકસ્માત આવી પહોંચ્યો. જેમ આગમોનું અધ્યયન કરતાં અકાળે વિજળી થાય અને વિઘ્ન આવી પડે તેમ તે ગીતમાં વિઘ્નરૂપ થયો અને તત્કાળ રાજા બેઠો થયો બે કુમારોએ મંત્રીને પૂછયું કે આ કોણ છે, એટલે મંત્રી બોલ્યો કે, આ દૂત મહા પરાક્રમી અશ્વગ્રીવ રાજાના પ્રધાનરૂપ છે, પછી આ-

ચલ અને ત્રિપૃષ્ટે પોતાના પુરૂષોને આજ્ઞા કરી કે જ્યારે આ દૂત અહિંથી જાય ત્યારે અમોને જણાવજો, પ્રજાપતિ રાજાએ તે દૂતને કેટલાક દિવસ રોકી સત્કાર કરીને વિદાય કર્યો, એટલે તે તે ત્યાંથી ચાલ્યો. તેના ખબર કુમારના માણસોએ આવીને કુમારને આપ્યા. કુમારો તેને અર્ધ માર્ગે આડા ફર્યા અને પોતાના સુભટો પાસે તેને સારી રીતે માર મરાવ્યો. તે સમયે તેના સહાયકારી સુભટો હતા તે તો કાકપક્ષીની પેઠે ત્યાંથી તત્કાલ પલાયન કરી ગયા, તે ખબર પ્રજાપતિ રાજાને પડયા એટલે તેણે ચંડવેગને પાછો ઘેર બોલાવ્યો અને અધિક સત્કાર કરીને કહ્યું કે, હે ચંડવેગ, આ કુમારનો અવિનય આપણા સ્વામી અશ્વગ્રીવને કહેશો નહિં, કારણ કે અજ્ઞાનથી થએલા દુર્વિનયને મહાશય પુરૂષો કોપ કરતા નથી. દૂત બહુ સારૂં કહી ત્યાંથી ચાલ્યા પણ જે તેની સાથે સુભટો હતા તેઓએ આગળથી જઇને અશ્વગ્રીવ રાજાને આ સઘળો વૃત્તાંત કહી સંભળાવ્યો. તે વાર્તા જાણી છે એમ સમજવામાં આવવાથી અસત્ય બોલવાથી ભય પામેલા ચંડદેવે પણ પોતાની ઉપર જે ઘસારો થયો હતો એ વાર્તા યથાર્થ રીતે કહિ સંભળાવી.

પછી અશ્વગ્રીવે બીજા માણસોને સમજાવીને પ્રજાપતિ રાજા પાસે મોકલી કહેવરાવ્યું કે, તમે તુંગગિરિ જઇને સિંહથી શાળીના ક્ષેત્રની રક્ષા કરો, આવી અશ્વગ્રીવ રાજાની આજ્ઞા છે, તે સાંભળી પ્રજાપતિ રાજાએ પોતાના કુમારોને કહ્યું કે તમે આપણા સ્વામી અશ્વગ્રીવને કોપાવ્યો તેથી તેણે વારા વગર પણ સિંહથી શાળી ક્ષેત્રની રક્ષા કરવાની આજ્ઞા કરી. આ પ્રમાણે કહીને પ્રજા-

પતિ રાજાએ ત્યાં જવા તૈયારી કરી. એટલે બંને કુમારો તેને નિવારી સિંહના યુદ્ધમાં કૈતુકી થઇ પોતેજ શંખપુર તરફ ચાલ્યા. ત્રિપુષ્ટે ત્યાં પહોંચ્યા પછી તે શાળી ક્ષેત્રના રક્ષક ગોપ લોકોને પુછ્યું કે, બીજા રાજાઓ અહિં આવે છે તે આ સિંહથી કેવી રીતે રક્ષા કરે છે? અને કેટલી વાર સુધી રહે છે. ગોપલોકો બોલ્યા બીજા રાજાઓ પ્રત્યેક વર્ષે વારે વારે આવે છે તે જ્યાં સુધી આ શાળી લણી લેવાય ત્યાં સુધી ચતુરંગી સેનાનો શાળી ક્ષેત્ર ફરતો કિલ્લો કરીને તેની રક્ષા કરે છે. ત્રિપુષ્ટે કહ્યું કે એટલીવાર સુધી અહિં કોટ ખોટી થાય માટે મને તે સિંહ બતાવો કે જેથી હું એકલોજ તેને મારી નાખું પછી તેઓએ તુંગગિરિની ગુફામાં રહેલા સિંહને બતાવ્યો, રામ અને વાસુદેવ અશ્વ રથમાં બેસીને તે ગુફા પાસે આવ્યા, એટલે તે ગુફાની પાસે લોકોએ કોલાહલ કર્યો તે સાંભળી અગાસાથી મુખ ફાડતો કેશરીસિંહ બહાર નીકળ્યો, તેને જોઇ આ સિંહ પેદલ છે અને હું રથી છું, માટે અમારા બંનેનું યુદ્ધ સમાન કહેવાય નહી. એમ ધારી ત્રિપુષ્ટ હાથમાં ઢાલ તરવાર લઇને રથમાંથી નીચે ઉતરી પડયો વળી ફરીવાર વિચાર્યું કે, આ સિંહને તો દાઢ અને નખ માત્રજ શસ્ત્ર રથ છે અને મારી પાસે તો ઢાલ, તરવાર છે તેથી એ પણ ઉચિત નથી એવું ધારી ત્રિપુષ્ટે ઢાલ તરવાર પણ છોડી દીધાં, તે જોઇને તે કેશરીને જાતી સ્મરણ થયું, તેથી તેણે ચિંતવ્યું કે, પ્રથમ તો આ પુરૂષ એકલો મારી ગુફા પાસે આવ્યો તે ધીઠપણું, બીજું રથમાંથી નીચે ઉતર્યો તે પણ ધીઠપણું અને ત્રીજું શસ્ત્ર છોડી દીધાં ને પણ ધીઠપણું, માટે

મદાંધ હાથીની પેઠે અતિ દુર્મદ એવા આ ત્રિપુષ્ટને હું મારી નાખું, આમ વિચારી મુખ ફાડીને એ સિંહ ફાળ ભરી ત્રિપુષ્ટ ઉપર કુદી પડયો, એટલે ત્રિપુષ્ટે એક હાથે ઉપરનો અને બીજા હાથે નીચેનો હોઠ પકડીને જાણે વસ્ત્રની પેઠે તેને ફાડી નાંખ્યો. તત્કાળ દેવતાઓએ વાસુદેવ ઉપર પુષ્પ, આભરણ અને વસ્ત્રોની વૃષ્ટિ કરી, લોકો વિસ્મય પામી સાધુ, સાધુ એવા શબ્દો કહેતા સ્તુતિ કરવા લાગ્યા. તે વખતે અહો ! આ નાના બાળક જેવા કુમારે મને આજે કેમ માર્યો, એવા અમર્ષથી તે સિંહ બે ભાગે થયો છતો પણ સ્ફુરવા લાગ્યો, એટલે ચરમ તિર્થંકરનો જીવ તે વાસુદેવના સારથિ ગૌતમ ગણધરનો જીવ હતો તેણે સ્ફુરણાયમાન થતાં સિંહ પ્રત્યે કહ્યું કે અરે સિંહ ! જેમ તું પશુઓમાં સિંહછું તેમ આ ત્રિપુષ્ટ મનુષ્યોમાં સિંહ છે, તણે તને માર્યો છે તેમાં વૃથા અપમાન શા માટે ધરે છે, કેમકે કોઇ હિન પુરૂષે તને માર્યો નથી આ પ્રમાણે અમૃત જેવી તે સારથિની વાણી સાંભળી પ્રસન્ન થઇ તે સિંહ મૃત્યુ પામ્યો અને ચોથી નરકમાં નારકીપણે ઉત્પન્ન થયો, તેનું ચર્મ લઈ બંને કુમાર પોતાના નગર તરફ ચાલ્યા અને પેલા ગામડીઆ લોકોને કહ્યું કે તમે આ ખબર અશ્વગ્રીવને આપો અને કહો કે હવે તું ઇચ્છા પ્રમાણે શાળી ખા અને વિશ્વાસ ધરીને રહે. કારણ કે તારા હૃદયમાં શલ્યરૂપ કેશરી હતો તેને મારી નાખ્યો છે, આ પ્રમાણે કહી તે બંને કુમારો પોતાના પુર ગયા અને પેલા ગ્રામ્ય લોકોએ તે વૃત્તાંત અશ્વગ્રીવને જણાવ્યો.

અશ્વગ્રીવ રાજા હવે ત્રિપૃષ્ટથી શંકા પામવા લાગ્યો. એટલે

કપટવડે તેઓને મારી નાંખવાની ઇચ્છાથી તેણે એક દૂતને સમજાવીને પ્રજાપતિ રાજા પાસે મોકલ્યો. તે દૂત ત્યાં જઇને બોલ્યો કે, હે રાજન્! તમારા બે પુત્રોને અશ્વગ્રીવ પાસે મોકલો. અમારા સ્વામી તે બંનેને જુદું જુદું રાજ આપશે. પ્રજાપતિ બોલ્યો–હે સુંદર દૂત! મારા કુમારોની શી જરૂર છે? હું પોતે સ્વામી પાસે આવીશ. દૂતે પુનઃ કહ્યું કે, જો તમે કુમારોને ન મોકલો, તો યુદ્ધ કરવાને સજ્જ થજો, પછી કહ્યું નહોતું એમ કહેશો નહીં. આ પ્રમાણે કહેતા તે દૂત ઉપર કુમારોએ ક્રોધવડે ધસારો કરીને તેને ક્ષણવારમાંજ નગરની બહાર કાઢી મુકયો. દૂતે આવીને તે વાર્તા અશ્વગ્રીવને કહી સંભળાવી એટલે અશ્વગ્રીવ કોપથી અગ્નિની પેઠે પ્રજ્વલિત થયો.

હયગ્રીવ રાજા અને ત્રિપૃષ્ટ તથા અચલ યુદ્ધની ઇચ્છાથી પોત પોતાના સૈન્યને લઇને રથાવર્ત્તગિરિ પાસે આવ્યા. સંવર્ત્ત મેઘની પેઠે પરસ્પર અથડાતા બંને પક્ષના સૈનિકો માંહોમાંહી યુદ્ધ કરવા લાગ્યા. જયારે સૈનિકોનો ક્ષય થવા આવ્યો ત્યારે અશ્વગ્રીવ અને ત્રિપૃષ્ટ બંને સૈન્યના યુદ્ધને અટકાવીને પોતેજ રથી થઇ યુદ્ધ કરવા લાગ્યા. અશ્વગ્રીવના સર્વ અસ્ત્રો નિષ્ફલ થતાં તેણે શત્રુની ગ્રીવાને છેદવામાં લંપટ એવું ચક્ર ત્રિપૃષ્ટની ઉપર મુકયું. તે વખતે લોકોએ હાહાકાર કર્યો. તે ચક્ર જેમ અષ્ટાપદ જનાવર પર્વતના શિખર ઉપર પડે તેમ તુંબ ભાગથી ત્રિપૃષ્ટના ઉરસ્થળપર પડયું. પછી વીરશ્રેષ્ટ ત્રિપૃષ્ટે તે ચક્રવડે કમળનાળની પેઠે લીલા માત્રમાં અશ્વગ્રીવના કંઠને છેદી નાંખ્યો.

તે વખતે ' આ અચલ અને ત્રિપૃષ્ટ પહેલા બલભદ્ર અને

વાસુદેવ છે ’ એવી દેવતાઓએ પુષ્પ વૃષ્ટિ પૂર્વક આઘોષણા કરી. તત્કાળ સર્વ રાજાઓએ આવીને તેમને પ્રણામ કર્યો. પછી તે બંને વીરોએ પોતાના પરાક્રમથી દક્ષિણ ભરતાર્દ્ધને સાધી લીધું. તે પ્રથમ વાસુદેવે પોતાની ભુજાવડે કોટિ શિલાને ઉપાડીને છત્રની પેઠે લીલા માત્રમાં મસ્તક સુધી ઉંચી કરી. પછી સર્વ ભૂચક્રને પરાક્રમથી દબાવીને તે પોતનપુર ગયા. ત્યાં દેવતાઓએ અને રાજાઓએ તેમને અર્ધચક્રીપણાનો અભિષેક કર્યો. જે જે રત્ન વસ્તુ તેનાથી દૂર હતી, તે સર્વ ત્રિપુષ્ટ પાસે આવીને તેને આશ્રિત થઇ. તેમાં ગાયકોમાં રત્નરૂપ કેટલાક મધુર સ્વરવાળા ગાયકો પણ ત્રિપૃષ્ટની પાસે આવ્યા. એક વખત તે ગાયકો ગાતા હતા અને વાસુદેવ શયન કરતા હતા તે વખતે તેમણે પોતાના શય્યાપાળને આજ્ઞા કરી કે, આ ગાયકો ગાય છે તેમને મારા ઉંઘી ગયા પછી રજા આપવી. શય્યાપાળે ‘ બહુ સારૂ ’ એમ કહ્યું. પછી ત્રિપૃષ્ટને તો નિંદ્રા આવી ગઇ, પણ તે ગાયકોના મધુર ગાયનમાં લુબ્ધ થયેલા શય્યાપાળે તે ગાયકોને વિદાય કર્યા નહીં. એમ કરતાં પ્રાતઃકાળ થવા આવ્યો એટલે વાસુદેવ ઉઠયા. તેમણે ગાયકોને ગાતાં જોઇ શય્યાપાળને કહ્યું કે, તેં આ ગાયકોને કેમ વિદાય કર્યા નહીં ? તે બોલ્યો–સ્વામી ગાયનના લોભથી. આવો ઉત્તર સાંભળી વાસુદેવને કોપ ચડયો. તેથી પ્રાતઃકાળે તેના કાનમાં તપાવેલું સીસું રેડાવ્યું. તેથી તે શય્યાપાળ મરણ પામ્યો. તે કૃત્યથી ત્રિપુષ્ટે અશાતા વેદનીય નિકાચિત કર્મ બાંધ્યું. તે શિવાય તે ભવમાં પ્રભુપણાને લીધે તેણે બીજું પણ ઘણું મહા માઠા પરિણામવાળું ઉગ્ર કર્મ બાંધ્યું. એ પ્રજાપતિ રાજાના પુત્ર

ત્રિપૃષ્ટે હિંસાદીકમાં અવિરતપણે અને મહા આરંભ તથા પરિગ્રહમાં તત્પરપણે ચોરાસીલાખ વર્ષ નિર્ગમન કર્યાં. ત્યાંથી મૃત્યુ પામીને તે સાતમી નરકમાં નારકી થયો. અને તેના વિયોગથી અચળ, બળદેવ દીક્ષા લઇ મૃત્યુ પામીને મોક્ષે ગયા.

ત્રિપૃષ્ટનો જીવ નરકમાંથી નીકળીને કેશરીસિંહ થયો. તે મૃત્યુ પામી ચોથી નરકે ગયો. તેવી રીતે તે તિર્યંચ અને મનુષ્યાદિ ગતિમાં ઘણા ભવ ભમ્યો. પછી મનુષ્ય જન્મ પામીને તેણે શુભ કર્મ ઉપાર્જન કર્યું, તેથી તે અપર વિદેહમાં મુકા નગરીને વિષે ધનંજય રાજાની ધારિણી નામની રાણીની કુક્ષામાં પુત્રપણે ઉત્પન્ન થયો. ચૌદ સ્વપ્નોએ જેની ચક્રવર્તિપણાની સમૃદ્ધિ જણાવી છે એવા સંપૂર્ણ લક્ષણવાળા તે પુત્રને ધારિણીએ યોગ્ય સમયે જન્મ આપ્યો. માતા પિતાએ તેનું પ્રિય મિત્ર એવું નામ પાડયું. માતા પિતાના મનોરથની સાથે તે અનુક્રમે મોહોટો થયો. સંસારથી નિર્વેદ પામેલા ધનંજય રાજાએ પ્રિયમિત્રને રાજ્ય પર બેસારીને દીક્ષા લીધી. પ્રિયાની પેઠે ભૂમિને પાળતા પ્રિય મિત્ર રાજાને અનુક્રમે ચૌદ મહારત્ન ઉત્પન્ન થયાં. પછી ચક્રના માર્ગને અનુસરીને તે ષટ્ખંડ વિજયને જીતવા ચાલ્યા.

પ્રથમ પૂર્વાભિમૂખ ચાલી માગધ તીર્થે આવ્યા, ત્યાં અષ્ટમ તપ કરી ચતુરંગ સેના સહિત પડાવ કર્યો. અષ્ટમને અંતે રથારૂઢ થઇ, થોડે દૂર જઇને તેણે ધનુષ્ય હાથમાં લીધું. પછી એ મહાભુજે માગધ તીર્થ કુમાર દેવને ઉદ્દેશીને પોતાના નામથી અંકિત ગરૂડના જેવું એક બાણ તેના તરફ ફેંક્યું. તે બાણ આકાશમાં બાર યોજન પર્યંત જઇને માગધ દેવની આગળ ઉત્પાત

વજાની પેઠે પડયું, તે વખતે 'મરવાને ઇચ્છતા એવા કોણે આ બાણ નાંખ્યું ?' એમ ચિંતવતા માગધ દેવે કોપથી ઉઠીને તે બાણ હાથમાં લીધું. એટલે તેની ઉપર ચક્રવર્તીના નામના અક્ષરની શ્રેણી જોઇને તે ક્ષણવારમાં શાંત થઇ ગયો. પછી કેટલીક ભેટો લઇને તે પ્રિયમિત્રચક્રીની પાસે આવ્યો. અને 'હું તમારો આજ્ઞાધારી છું' એમ બોલતાં આકાશમાં ઉભો રહ્યો. ઉપાય જાણનારા તેણે વિવિધ ભેટોથી ચક્રવર્તિની પૂજા કરી. પછી ચક્રવર્તિએ તેનો સત્કાર કરીને વિદાય કર્યો અને પોતે પાછા વળીને પારણું કર્યું. તેમજ તે માગધ દેવને નિમિત્તે ત્યાં અઠ્ઠાઇ ઉત્સવ કર્યો. પછી કર્કરાશિના સૂર્યની પેઠે ચક્રવર્ત્તી દક્ષિણ દિશા તરફ ગયા. ત્યાં વરદામ નામના દેવને પૂર્વની પેઠે સાધી લીધો. ત્યાંથી પશ્ચિમ તરફ જઇ પ્રભાસપતિને સાધ્યો. પછી સિંધુ નદી ગયા. ત્યાં જેમણે અષ્ટમ તપ કર્યુ છે એવા ચક્રવર્તી પાસે સિંધુદેવીએ પ્રત્યક્ષ થઇને બે દિવ્ય રત્નમય ભદ્રાસનો અને દિવ્ય આભૂષણો આપ્યાં. તે દેવીને વિદાય કરીને ચક્રના માર્ગને અનુસરતા ચક્રી વૈતાઢયગિરિ પાસે આવ્યા. ત્યાં અષ્ટમ તપ કરીને વૈતાઢય કુમાર નામના દેવને સાધી લીધો. પછી તમિશ્રા ગુફા સમીપે જઇ અષ્ટમ તપ કર્યું. એટલે ત્યાં રહેલા કૃતમાળ દેવે સ્ત્રી રત્નને યોગ્ય એવાં બીજાં આભૂષણ આપ્યાં. સેનાપતિએ ચક્રીની આજ્ઞાથી ચર્મરત્નવડે સિંધુ નદી ઉતરીને લીલા માત્રમાં તેનું પ્રથમ નિષ્કૂટ સાધી લીધું. ત્યાંથી પાછા આવી ચક્રીની આજ્ઞાથી અષ્ટમ તપ કરીને દંડ રત્નના ઘાતવડે તેણે તમિશ્રાનું દ્વાર ઉઘાડયું. પછી ચક્રવર્તિ ગજરત્નપર આરૂઢ થઈ તેના દક્ષિણ કુંભ સ્થળ

ઉપર પ્રકાશને અર્થે મણીરત્ન મૂકીને તમિશ્રા ગૃહમાં પેઠા. ત્યાં કાકણી રત્નથી ગુફાની બંને બાજુએ પ્રકાશને માટે સૂર્ય મંડલ જેવા માંડલા કરતા ચક્રવર્ત્તી ચક્રને અનુસરતા ચાલ્યા. પછી ઉન્મગ્ના અને નિમગ્ના નદીપર પાજ બંધાવી તેના વડે તે નદી ઉતરીને પોતાની મેળે ઉઘડી ગયેલા તે ગુફાના ઉત્તર દ્વારથી ચક્રી બહાર નીકળ્યા. ત્યાં ચક્રવર્તિએ આપાત જાતિના કિરાત લોકોને જીતી લીધા અને સેનાપતિ પાસે ગંગા નદીનું પ્રથમ નિષ્કુટ સધાવ્યું. પોતે અષ્ટમ ભક્ત કરીને ગંગા દેવીને સાધી. પછી ગુફાના અધિષ્ટાયક દેવને સાધીને સેનાપતિ પાસે સિંધુનું બીજું નિષ્કુટ સધાવી ચક્રને અનુસરી ત્યાંથી પાછા ફરી વૈતાઢયગિરિ પાસે આવ્યા. ત્યાં વૈતાઢય ઉપરની બંને શ્રેણીના વિદ્યાધરોને વશ કરી લીધા. પછી ખંડ પ્રપાતા, ગુફાના અધિષ્ટાયક દેવને સાધી સેનાપતિ પાસે ગુફાના કમાડ ઉઘડાવીને ચક્રી સૈન્ય સહિત વૈતાઢય ગિરિની બહાર નીકળ્યા. પછી પ્રિયમિત્ર ચક્રવર્તિએ અષ્ટમ તપ કર્યો, જેથી નૈસર્પ વિગેરે નવનિધિ તેને વશ થયા, પછી સેનાપતિ પાસે ગંગાનું બીજું નિષ્કુટ સધાવી, છ ખંડનો વિજય કરી પ્રિયમિત્ર ચક્રવર્ત્તી મૂકા નગરીએ આવ્યા. ત્યાં દેવતાઓએ અને રાજાઓએ મળીને બાર વર્ષના મહોત્સવ પૂર્વક તેમને ચક્રવર્ત્તીપણાનો અભિષેક કર્યો. પછી એ રાજા નીતિથી પૃથ્વીનું પાલન કરવા લાગ્યો.

એક વખતે મૂકા નગરીના ઉદ્યાનમાં પોટ્ટિલ નામના આચાર્ય સમોસર્યા તેમની પાસેથી ધર્મ સાંભળી પુત્રને રાજ્યપર બેસારીને તેણે દીક્ષા લીધી અને કોટી વર્ષ સુધી ઉત્કૃષ્ટ તપ

કર્યું. પછી એકંદર ચોરાશી લાખ પૂર્વનું આયુષ્ય પૂર્ણ કરી મૃત્યુ પામીને શુક્રદેવલોકે સર્વાર્થ નામના વિમાનને વિષે દેવતા થયો. મહાશુક્ર દેવલોકર્થી ચ્યવી ભરતખંડને વિષે છત્રા નામની નગરીમાં જીતશત્રુ રાજાની ભદ્રા નામની રાણીથી નંદન નામે પુત્ર થયો. તે યૌવનવાન્ થતાં તેને રાજ્યપર બેસારીને જીતશત્રુ રાજાએ સંસારથી નિર્વેદ પામી દીક્ષા લીધી. લોકોને આનંદ ઉત્પન્ન કરનાર તે નંદન રાજા સમૃદ્ધિથી ઇંદ્રના જેવો થઇ યથાવિધિ પૃથ્વી પર રાજ્ય કરવા લાગ્યો. અનુક્રમે જન્મથી ચોવીશ લાખ વર્ષ વ્યતિક્રમાવી વિરકત થઇને તે નંદન રાજાએ પોટ્ટિલાચાર્ય પાસે દીક્ષા લીધી. નિરંતર માસોપવાસ કરવાવડે પોતાના શ્રામણ્યને ઉત્કૃષ્ટ સ્થિતિએ પહોંચાડતા નંદનમુનિ ગુરૂની સાથે ગ્રામ, આકાર અને પુર ıવગેરેમાં વિહાર કરવા લાગ્યા. તે બંને પ્રકારના અપધ્યાન ( આર્ત્ત, રૌદ્ર ) થી અને વિવિધ બંધન ( રાગ, દ્વેષ ) થી વર્જિત હતા, ત્રણ પ્રકારના દંડ ( મન, વચન, કાય ) ત્રણ પ્રકારના ગૌરવ ( ઋદ્ધિ,રસ, શાતા) અને ત્રણ જાતિના શલ્ય (માયા, નિદાન, મિત્રથ્યાદર્શન) થી રહિત હતા, ચાર કષાયને તેમણે ક્ષીણ કર્યા હતા, ચાર સંજ્ઞાથી વર્જિત હતા, ચાર પ્રકારની વિકથાથી રહિત હતા. ચતુર્વિધ ધર્મમાં પરાયણ હતા અને ચાર પ્રકારના ઉપસર્ગોથી પણ તેનો ઉદ્યમ અસ્ખલિત હતો; પંચવિધ મહાવ્રતમાં સદા ઉદ્યોગી હતા અને પંચવિધ કામ ( પાંચ ઇંદ્રિઓના વિષય ) ના સદા દ્વેષી હતા; પ્રતિદિન પાંચ પ્રકારના સ્વાધ્યાયમાં આસક્ત હતા; પાંચ પ્રકારની સમિતીને ધારણ કરતા હતા, અને પાંચ ઇંદ્રિયોને જીતનારા હતા; ષટ્ જીવ નિકાયના રક્ષક હતા,

સાત ભયના સ્થાનથી વર્જિત હતા, આઠ મદના સ્થાનથી વિમુક્ત હતા, નવવિધ બ્રહ્મચર્યની ગુપ્તિને પાળતા હતા અને દશ પ્રકારના યતિધર્મને ધારણ કરતા હતા, સમ્યક્ પ્રકારે એકાદશ અંગનું અધ્યયન કરતા હતા, બાર પ્રકારના તપને આચરતા હતા અને બાર પ્રકારની યતિ પ્રતિમાને વહન કરવાની રૂચિવાળા હતા; દુઃસર એવી પરીષહની પરંપરાને તે સહન કરતા હતા. અને તેઓને કોઇ પ્રકારની સ્પૃહા નહોતી. આ વાતે નંદન મુનિએ એક લાખ વર્ષ સુધી તપ કર્યું. એ મહા તપસ્વી મુનિએ અર્હંત ભક્તિ વિગેરે વિશ સ્થાનકોના આરાધનથી દુઃખે મેળવી શકાય તેવું તીર્થકર નામ કર્મ ઉપાર્જન કર્યું. એવી રીતે મૂળથીજ નિષ્કલંક એવા સાધુપણાને આચરીને આયુષ્યને અંતે તેમણે આ પ્રમાણે આરાધના કરી.

"કાલ અને વિનય વિગેરે જે આઠ પ્રકારનો જ્ઞાનાચાર કહેલો છે, તેમાં મને જો કોઇ પણ અતિચાર લાગ્યો હોય તો તેને મન વચન કાયાથી હું નિંદુંછું. નિઃશંકિત વિગેરે જે આઠ પ્રકારનો દર્શનાચાર કહ્યા છે, તેમાં જો કોઇ પણ અતિચાર થયો હોય તો તેને હું મન વચન કાયાએ કરી વોસરાવું છું. લોભથી કે મોહથી મેં પ્રાણીઓની સૂક્ષ્મ કે બાદર જે હિંસા કરી હોય તેને મન વચન કાયાથી વોસરાવુંછું. હાસ્ય, ભય, ક્રોધ અને લોભ વિગેરેથી મેં જે મૃષા ભાષણ કર્યું હોય તે સર્વ નિંદુંછું અને તેનું પ્રાયશ્ચિત આચરૂં છું. રાગ દ્વેષથી થોડું કે ઘણું જે કાંઇ મેં અદત્ત પરદ્રવ્ય લીધું હોય તે સર્વને વોસરાવું છું. પૂર્વે મેં તિર્યંચ સંબંધી, મનુષ્ય સંબંધી કે દેવ સંબંધી મૈ-

શુન મનથી, વચનથી કે કાયાથી સેવ્યું હોય તે સર્વ ત્રીવિધે ત્રીવિધે વોસરાવું છું. લોભના દોષથી ધન, ધાન્ય અને પશુ વિગેરેનો બહુ પ્રકારનો પરિગ્રહ મેં જે કાંઇ પૂર્વે ધારણ કર્યો હોય તેને મન વચન કાયાથી વોસરાવું છું. પુત્ર, સ્ત્રી, મિત્ર, બંધુ, ધન, ધાન્ય ગૃહ અને બીજા જે કોઇ પદાર્થમાં મને મમતા રહેલી હોય તે સર્વને હું વોસરાવું છું ઇંદ્રિયોથી પરાભવ પામીને મેં રાત્રે ચતુર્વિધ આહાર કર્યો હોય તેને પણ હું મનવચન અને કાયાથી નિંદું છું. ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ, કલહ, પિશુનતા, પરનિંદા, અભ્યાખાન અને બીજું જે કાંઇ ચારિત્રાચારને વિષે દુષ્ટ આચરણ કર્યું હોય તેને હું મન વચન કાયાથી વોસરાવું છું. બાહ્ય કે અભ્યંતર તપશ્યા કરતાં મને મન, વચન કાયાથી જે અતિચાર લાગ્યો હોય તેને હું મન, વચન, કાયાએ નિંદું છું. ધર્મના અનુષ્ટાનમાં મેં જે કાંઇ વીર્ય ગોપવ્યું હોય તે વીર્યાચારના અતિચારને પણ હું મનવચન કાયાએ કરી નિંદું છું. મેં કોઇને માર્યો હોય, દુષ્ટ વચન કહ્યાં હોય, કોઇનું કાંઈ હરી લીધું હોય, અથવા કાંઇ ઉપકાર કર્યો હોય તો તે સર્વે મારા પર ક્ષમા કરજો, જે કોઇ મારા મિત્ર કે શત્રુ, સ્વજન કે પરજન હોય તે સર્વ મને ક્ષમા કરજો, હું હવે સર્વમાં સમાન બુદ્ધિવાળો છું તિર્યંચપણામાં જે તિર્યંચો, નારકીપણામાં જે નારકીઓ, દેવતાપણામાં જે દેવતાઓ અને મનુષ્યપણામાં જે મનુષ્યોને મેં દુઃખી કર્યાં હોય તેઓ સર્વે મને ક્ષમા કરજો, હું તેમને ખમાવું છું, અને મારે હવે તે સર્વની સાથે મૈત્રી છે. જીવિત, યૌવન, લક્ષ્મી, રૂપ અને પ્રિયસમાગમ

એ સર્વે વાયુ અને નચાવેલા સમુદ્રના તરંગની પેઠે ચપલ છે, વ્યાધિ, જન્મ, જરા, અને મૃત્યુથી ગ્રસ્ત થયેલા પ્રાણીઓને શ્રી જિનોદિત ધર્મ વિના આ સંસારમાં બીજું કોઇ શરણુ નથી. સર્વે જીવો સ્વજન પણ થયેલા છે અને પરજન પણ થયેલા છે તો તેમાં કોણ પ્રાણી કિંચિત્ પણ પ્રતિબંધ કરે. પ્રાણી એકલોજ જન્મે છે, એકલોજ મૃત્યુ પામે છે, એકલોજ સુખને અનુભવે છે અને એકલોજ દુઃખને અનુભવે છે. પ્રથમ તો આત્માથી આ શરીર અન્ય છે. ધન ધાન્યાદિક પણ અન્ય છે, બંધુઓ પણ અન્ય છે, અને તે દેહ, ધન ધાન્ય તથા બંધુઓથી આજીછે અન્ય ( જુદો ) છે, છતાં તેમાં મૂર્ખ જન વૃથા મોહ રાખે છે. ચરબી, રૂધિર, માંસ, અસ્થિ, ગ્રંથી, વિષ્ટા અને મૂત્રથી પૂરાએલા આ અશુચિના સ્થાનરૂપ શરીરમાં કયો બુદ્ધિમાન્ પુરૂષ મોહ રાખે ? આ શરીર ભાડે રાખેલા ઘરની પેઠે છેવટ અવશ્ય છોડી દેવાનું છે. અર્થાત્ તેનું ગમે તેટલું લાલન પાલન કર્યું હોય તોપણ તે નાશવંત છે. ધીર કે કાયર સર્વ પ્રાણીએ અવશ્ય મરવાનુ તો છેજ, પરંતું બુદ્ધિમાન્ પુરૂષે એવી રીતે મરવું કે જેથી પુનઃ મરવું પડે નહીં. મારે અર્હંત્ પ્રભુનું શરણુ હોજો, સિદ્ધ ભગવાનનું શરણુ હજો, સાધુઓનું શરણુ હજો અને કેવળી ભગવંતે કહેલા ધર્મનું શરણુ હજો. મારે માતા શ્રી જૈનધર્મ, પિતા ગુરૂ, સહોદર સાધુઓ અને સાધર્મી મારા બંધુઓ છે, તે શિવાય આ જગત્માં સર્વે જાળવત્ છે. શ્રીઋષભદેવ વિગેરે આ ચોવીસમાં થઈ ગયેલા તીર્થંકરોને અને બીજા ભરત ઐરાવત તથા મહાવિદેહ ક્ષેત્રના અર્હંતોને હું નમું છું. તીર્થંકરોને કરેલો નમસ્કાર પ્રાણીઓને સં-

સાસ્ના છેદને અર્થે અને બોધિના લાભને માટે થાય છે. હું સિદ્ધ ભગવંતોને નમસ્કાર કરૂં છું, કે જેઓએ ધ્યાનરૂપ અગ્નિથી હજારો ભવના કર્મરૂપ કાષ્ટોને બાળી નાંખ્યા છે. પંચવિધ આચારને પાળનારા આચાર્યોને હું નમસ્કાર કરૂં છુ. જેઓ સદા ભવચ્છેદમાં ઉદ્યત થઇ પ્રવચનને ધારણ કરે છે. જેઓ સર્વ શ્રુતને ધારણ કરે છે અને શિષ્યોને ભણાવે છે. તે મહાત્મા ઉપાધ્યાયોને હું નમસ્કાર કરૂં છું. જેઓ લાખો ભવમાં બાંધેલા પાપને ક્ષણવારમાં નાશ કરે છે, એવા શિલવ્રતધારિ સાધુઓને હું નમસ્કાર કરૂં છું. સાવદ્ય યોગ તથા બાહ્ય અને અભ્યંતર ઉપાધિને હું યાવજ્જિજવ મન વચન કાયાથી વોસરાવું છુ. હું યાવજ્જિજવ ચતુર્વિધ આહારનો ત્યાગ કરૂં છું. અને ચરમ ઉચ્છ્વાસ સમયે દેહને પણ વોસરાવું છું. દુષ્કર્મની ગ્રહણા, પ્રાણીઓની ક્ષામણા, ભાવના, ચતુઃશરણ, નમસ્કાર અને અનશન આ પ્રમાણે છ પ્રકારની આરાધના કરીને તે નંદન મુનિ પોતાના ધર્માઆર્યને, સાધુઓને અને સાધ્વીઓને ખમાવવા લાગ્યા." અનુક્રમે એ મહામુનિ સાઠ દિવસ સુધી અનશન વ્રત પાળી પચવીશ લાખ વર્ષનું આયુષ્ય પૂર્ણ કરી, મૃત્યુ પામીને પ્રાણુત નામના દશમા દેવ લોકમાં પુષ્પોત્તર નામના વિસ્તારવાળા વિમાનમાં ઉપપાદ શય્યામાં ઉત્પન્ન થયા. એક અંત મુહુર્ત્તમાં તે મહાર્દ્ધિક દેવ થઈ ગયા. પછી પોતાની ઉપર રહેલા દેવદૂષ્ય વસ્ત્રને દૂર કરી શય્યામાં બેસીને જોયું તો અકસ્માત્ પ્રાપ્ત થયેલ વિમાન, દેવસમૂહ, અને મોટી સમૃદ્ધિ જોઇ તે વિસ્મય પામી ગયા. અને વિચારમાં પડયા કે, આ બધું કયા તપથી મને પ્રાપ્ત થયું છે?

પછી અવધિજ્ઞાનથી જોતાં તેમને પોતાનો પૂર્વ ભવ અને વ્રત યાદ આવ્યાં. તેથી તેમણે ચિત્તમાં ચિંતવ્યું કે, અહો ! અર્હંત ધર્મનો કેવો પ્રભાવ છે ? એ વખતે તેના સેવક ભૂત સર્વ દેવતાઓ એકઠા થઈને ત્યાં આવ્યા અને અંજલિ જોડી અતિ હર્ષથી તેમને આ પ્રમાણે કહેવા લાગ્યા.

હે સ્વામી ? હે જગતને આનંદકારી ! હે જગતનું ભદ્ર કરનાર ! તમે જય પામો, ચિરકાળ સુખે રહો ! તમે અમારા સ્વામી છો, રક્ષક છો અને યશસ્વી છો. તમે વિજય પામો–આ તમારૂં વિમાન છે, અમે તમારા આજ્ઞાકારી દેવતાઓ છીએ, આ સુંદર ઉપવનો છે, આ સ્નાન કરવાની વાપિકાઓ છે, આ સિદ્ધાયતન છે. આ સુધર્મા નામે મહા સભા છે, અને આ સ્નાન ગૃહ છે, હવે તમે તે સ્નાનગૃહને અલંકૃત કરો, કે જેથી અમે તમને અભિષેક કરીએ–આ પ્રમાણે તે દેવતાઓના કહેવાથી તે દેવ સ્નાન ગૃહમાં ગયા–અને ત્યાં રહેલા ચરણ પીઠવાળા સિંહાસનપર બીરાજયા. દેવતાઓએ હાથમાં કુંભ લઈ દિવ્ય જળવડે તેમને અભિષેક કર્યો. પછી કિંકર દેવતાઓ તેમને અલંકારગૃહમાં લઈ ગયા. ત્યાં તેમણે બે દેવ દૂષ્ય વસ્ત્રો અંગરાગ અને મૂગટ વિગેરે દિવ્ય આભૂષણો ધારણ કર્યાં. પછી ત્યાંથી વ્યવસાય સભામાં ગયા, ત્યાં પુસ્તક વાંચ્યું. પછી પુષ્પાદિક પૂજાની સામગ્રી લઈ સિદ્ધાલયમાં ગયા. ત્યાં એકસોને આઠ અર્હંતની પ્રતિમાઓને સ્નાત્ર કર્યું, પછી અર્ચન, વંદન અને સ્તવના કરી. પછી પોતાની સુધર્મા સભામાં આવી સંગીત કરાવ્યું. અને પોતાના તે વિમાનમાં યથારૂચી ભોગ ભોગવવા લાગ્યા.

સમકિત ગુણરૂપ આભુષણવાળા તે અર્હંતોના કલ્યાણકને સમયે મહાવિદેહાદિ ભૂમિઓમાં ગયા અને ત્યાં જિનેશ્વર ભગવંતને વંદના કરી. એવી રીતે અંત સમયે તો ઉલટા દરેક બાબતમાં વિશેષ શોભતા એવા તે દેવે વિશ સાગરોપમનું આયુષ્ય પૂર્ણ કર્યું. બીજા દેવતાઓ છમાસનું આયુષ્ય અવશેષ રહે ત્યારે મોહ પામે છે, પરંતુ તીર્થંકર થનાર દેવતાઓ તો પુણ્યોદય અત્યંત નજીક આવેલ હોવાથી બિલકુલ મોહ પામતા નથી.

આ જંબુદ્વીપના ભરતક્ષેત્રમાં બ્રાહ્મણકુંડ નામે એક બ્રાહ્મણ લોકોનું ગામ હતું ત્યાં કુડાલસ નામના કુળમાં ઉત્પન્ન થયેલો ઋષભદત્ત નામે એક બ્રાહ્મણ રહેતો હતો તેને દેવાનંદા નામે એક જાલંધર કુળની ભાર્યા હતી. અસાડ માસની શુકલ છઠ્ઠે ઉત્તરાષાઢા નક્ષત્રમાં નંદન મુનિનો જીવ દશમા દેવલોકથી ચવીને દેવાનંદાની કુક્ષીને વિષે અવતર્યો, તે વખતે દેવાનંદાએ ચૌદ મહા સ્વપ્નો જોયાં, તે વાત તેમણે ઋષભદત્તને જણાવી ઋષભદત્તે કહ્યું તમારો ચાર વેદનો પારગામી અને પરમ નિષાવાળો પુરૂષ થશે. દેવાનંદાને ગર્ભ રહ્યા પછી બ્યાશી દિવસ થતાં ઇંદ્રનું આસન ચલાયમાન થયું. અવધિ જ્ઞાનથી પ્રભુને દેવાનંદાની કુક્ષિએ આવેલા જાણી શક્રેંદ્ર સિંહાસન ઉપરથી ઉભો થઈ ચિંતવવા લાગ્યો કે અરિહંત પ્રભુ કોઇ દિવસ ભિક્ષુક કુળમાં ઉત્પન્ન થતા નથી. પરંતુ આ વખતે પ્રભુ નીચ કુળમાં ઉત્પન્ન થયા તેનું કારણ મરિચી ભવમાં કુળમદથી ઉપાર્જન કરેલું નીચ ગોત્રનું કારણ હોવું જોઇએ, તો હવે તે ગર્ભ મારે કોઇ પણ બીજે ઠેકાણે ફેરવવો જોઇએ. એમ વિચારી **ક્ષત્રીયકુંડ** નગરને વિષે સિદ્ધાર્થ

રાજાની ત્રિશલાદેવી રાણીએ પણ તે સમયે ગર્ભ ધારણ કરેલો હોવાથી તે બંને ગર્ભ આસો વદી તેરસે ઉત્તરાષાઢા નક્ષત્રમાં ઉલટ પાલટ કરી નાંખ્યા. તે વખતે ત્રીસલા રાણીએ ચૌદ સ્વપ્નો જોયાં અને દેવાનંદાએ પોતાને થએલાં ચૌદ સ્વપ્નાં કોઇએ હરી લીધાં એમ દીઠું. એક વખત પ્રભુએ ગર્ભમાં વિચાર્યું કે હું હાલીશ તો માતાને દુખ થશે, તેમ ધારી સ્થીર રહ્યા; ત્યારે માતાએ ગર્ભ નહીં ફરકવાથી જાણ્યું કે શું મારો ગર્ભ ગળી ગયો હશે. એમ વિચારી અતિ શોકથી રૂદન કરવા લાગ્યાં, તે વખતે સર્વ પરિવાર પણ ખેદ કરવા લાગ્યો. તે વાતની પ્રભુને ખબર પડતાં પ્રભુ ચિંતવવા લાગ્યા કે મારા ઉપર માતા પિતાનો આટલો સ્નેહ છે. માટે તેઓ હયાત હોય ત્યાં સુધી હું દીક્ષા લઇશ નહીં. એમ નિશ્ચય કરી તરત પોતાનું અંગ ફરકાવ્યું તેથી સર્વેને હર્ષ થયો. અનુક્રમે ગર્ભ સ્થિતિ પૂર્ણ થયે ચૈત્ર શુદી તેરસે ઉત્તરાષાઢા નક્ષત્રમાં ત્રિસલાદેવીએ સિંહના લાંછનવાળા સુવર્ણવર્ણી પુત્ર રત્નને જન્મ આપ્યો. તે અવસરે ભોગંકરાદિ છપન દિગકુમરીઓએ આવીને પ્રભુનું અને પ્રભુની માતાનું સૂતિકા કર્મ કર્યું. ઇંદ્રાદિક દેવોએ પ્રભુને મેરૂ પર્વત ઉપર લઈ જઈ જન્માભિષેક કર્યો, પ્રભુ ગર્ભમાં હતા ત્યારે પિતાના ઘેર તથા નગરમાં ધન ધાન્યની વૃદ્ધિ થઇ હતી તેથી પિતાએ તેમનું વર્દ્ધમાન એવું નામ પાડયું. તથા પ્રભુ મોટા ઉપસર્ગોથી પણ કંપાયમાન થશે નહીં એમ ધારી ઇંદ્રે તેમનું મહાવીર એવું નામ પાડયું.

પ્રભુ જ્યારે આઠ વરસના થયા ત્યારે સરખી વયના રા-

જકુમારો સાથે રમતા હતા તે વખતે કોઈ મત્સરી દેવ હું મહાવીરને ક્ષોભ પમાડું એવી બુદ્ધિથી મોટો સર્પ થઇને આવ્યો, પ્રભુએ તેને દોરીની પેઠે પકડીને વેગળે ફેંકી દીધો પછી તે દેવ રાજકુંવરનું રૂપ ધરીને પ્રભુને પીઠ ઉપર લઇ વધવા લાગ્યો અને પર્વતથી પણ વધારે ઉંચો થઇ વિકરાળ રૂપ ધરી પ્રભુને બીવરાવવા લાગ્યો એટલામાં પ્રભુએ તેને એકજ મુષ્ટિ મારી વામન કરી નાંખ્યો, પછી તે દેવ પોતાનું અસલ રૂપ કરી પ્રભુને નમીને પોતાને સ્થાનકે ગયો.

પ્રભુ જ્યારે યોવન વય પામ્યા ત્યારે પિતાએ તેમને સમરવીર રાજાની **યશોદા** નામે પુત્રી સાથે પરણાવ્યા. તેની સાથે વિષય સુખ ભોગવતાં યશોદાને પ્રિયારિના નામે પુત્રી થઇ તેને મહા કુળવાન અને ઋદ્ધિવાન્ જમાલી નામે રાજકુમારની સાથે પરણાવી.

પ્રભુ અઠ્ઠાવીશ વરસના થતાં તેમનાં પિતા માતા અનશન કરી મૃત્યુ પામી અચ્યુત દેવલોકે ગયાં. ત્યારે નંદીવર્ધન જે પ્રભુના મોટા ભાઇ હતા તે અતિશય શોક કરવા લાગ્યા. તેમને પ્રભુએ સમજાવ્યા કે હે ભાઇ! આ જીવિત નાશવંત છે તેથી મૃત્યુ પ્રાપ્ત થયે પ્રાણીએ તેનો શોક કરવો એ ઉચિત નથી તે તો કાયર પુરૂષનું કામ છે. માટે શોક નિવારી રાજ્યને સંભાળો. પરંતુ નંદીવર્ધને પ્રભુને કહ્યું કે તમે ગાદીએ બેસો. પ્રભુએ ના કહી અને આગ્રહ કરી નંદીવર્ધનને રાજા કર્યા.

ઘણા દિવસથી દીક્ષા લેવાની ઈચ્છાવાળા પ્રભુએ એક દિવસ મોટાભાઇની રજા માગી, ત્યારે નંદીવર્ધન કહેવા લાગ્યા કે ભાઇ, તમારો વિયોગ મને શલ્યની પેઠે ઘણો દુખદાયક થશે.

પછી પ્રભુએ તેમને ઉપદેશ આપી સમજાવતાં એક વર્ષ નિર્ગમન કર્યું પછી લોકાંતિક દેવોએ આવી દીક્ષાની પ્રેરણા કરી એટલે પ્રભુએ સંવત્સરી દાન દેવા માંડયું. વરશીદાનને અંતે માગશર વદી દશમે ઉત્તરાષાઢા નક્ષત્રે છઠ્ઠ તપ કરીને સાત ખંડ નામના ઉદ્યાનને વિષે આવી પ્રભુએ દીક્ષા લીધી. તે વખતે પ્રભુને જન્મથી માંડી ત્રીસ વર્ષ વ્યતિત થયાં હતાં. દીક્ષા લઈ પ્રભુએ વિહાર કરવા સારૂ નંદિવર્ધન વગેરેની રજા માગી. પ્રભુએ જ્યારે વરશીદાન આપ્યું ત્યારે સોમનામનો કોઈ દરિદ્ર બ્રાહ્મણ ગામ ગયો હતો તેથી તેને દાન મળ્યું નહોતું પ્રભુને આવી કહેવા લાગ્યો કે હે ભગવન્ તમે સૌને દાન આપ્યું તો મારા ઉપર પણ કૃપા કરો પ્રભુએ કહ્યું કે હે વિપ્ર ! હવે હું નિઃસંગ થયોછું. તેથી મારી પાસે કાંઇ નથી, પરંતુ આ મારા વસ્ત્રમાંથી અર્ધું લે પછી તે અર્ધું વસ્ત્ર લઇ બ્રાહ્મણ હરખ પામતો ઘેર આવ્યો. અને પેલું વસ્ત્ર તુણનાર પાસે લઇ ગયો ત્યારે તુણનારે કહ્યું કે તું તેનો બીજો અર્ધો ભાગ લાવે તો તેના એક લાખ સૌનૈયા ઉપજે; તેથી પાછો ફરી બ્રાહ્મણ પ્રભુની પાસે જવા નીકળ્યો.

પ્રભુ ત્યાંથી વિહાર કરતા કુમારગ્રામે આવી કાઉસ્સગે રહ્યા તે સમયે કોઈ ગોવાળ પ્રભુની પાસે બળદ ચરના મુકી ગામમાં ગયો. ફરી પાછા આવતાં જ્યારે બળદ ન જોયા. ત્યારે પ્રભુને મારવા માટે દોડયો, તે વખતે ઈંદ્ર ત્યાં આવેલ હતો તેમણે તે ગોવાળને ધમકાવી કાઢી મૂકયો. અને બાળ તપસ્યાથી વ્યંતર દેવતામાં ઉત્પન્ન થયેલા પ્રભુની માસીના પુત્ર સિદ્ધાર્થને પ્રભુને કોઈ ઉપસર્ગ કરે તેને અટકાવવાની આજ્ઞા કરી. વીર પ્રભુએ કોલાક ગા-

મમાં બહુડા નામે બ્રાહ્મણને ત્યાં છઠ્ઠનું પારણું કર્યું, ત્યાં પંચ દીવ્ય પ્રગટ થયાં.

ત્યાંથી વિહાર કરી પ્રભુ મોરાક ગામ પાસે આવ્યા. ત્યાં તાપસોનો આશ્રમ હતો, તે તાપસો પ્રભુના પિતાના મિત્ર હોવાથી તેમણે પ્રભુને વર્ષાકાળ ત્યાં નિર્ગમન કરવા આગ્રહ કર્યો, પછી પ્રભુ ત્યાં એક ઘાસના ઝુંપડામાં રહ્યા. તે ઝુંપડાંનું ઘાસ ગાયો ખાઇ ગઇ. ત્યારે તે તાપસોની તેમના ઉપર અપ્રીતિ થવા લાગી. તે વખતે પ્રભુએ પાંચ અભિગ્રહ ધારણ કર્યા (૧) કદીપણ જયાં અપ્રીતિ થાય તે ઘરે વસવું નહી (૨) જયાં રહેવું ત્યાં સદા કાયોત્સર્ગ કરીને જ રહેવું. (૩) પ્રાયઃ મૌન જ ધારણ કરવું. (૪) કારપાત્ર વડે ભોજન કરવું. (૫) ગૃહસ્થનો વિનય કરવો નહી. એ પ્રમાણે અભિગ્રહ ધારણ કરી અર્ધું ચોમાસું થયે ત્યાંથી વિહાર કરી પ્રભુ અસ્થિક ગામે ગયા. પ્રભુએ ત્યાં વસવા માટે તેમના લોકોને વિનંતિ કરી ત્યારે તેઓ કહેવા લાગ્યા કે અહીં એક યક્ષ છે. તે કોઇને વસવા દેતો નથી તે યક્ષની કથા સાંભળો.

અહીં પૂર્વે વર્દ્ધમાન નામે શેહેર હતું. અહીં બન્નેનામાં કાદવાળી વેગવતી નામે નદી છે. એક વખતે ધનદેવ નામે કોઈ શેઠ કરિયાણાનાં પાંચશેં ગાડાં ભરી અહીં આવ્યો હતો; તેનાં ગાડાં આ નદીમાં ઉતરી શકયાં નહીં ત્યારે તેની પાસે એક મોટો જબર બળદ હતો તેણે સઘળાં ગાડાં ઉતાર્યાં. અતિશે ભાર ખેંચવાથી તે બળદનું શરીર તુટી ગયું. અને ત્યાંજ પડયો. પછી તે શેઠે ગામના લોકોને ભેગા કરી તેમને બળદની સારવાર સારૂ

ઘણું ધન આપ્યું. લોકોએ પણ તેના ખાવા પીવાની બરદાસ કરવાનું કબુલ કરી શેઠને વિદાય કર્યો. શેઠના ગયા પછી તે લોકોએ બળદની કાંઈ પણ સંભાળ લીધી નહીં અને પેલું ધન સર્વ ખાઈ ગયા, ભૂખ તૃષાથી પીડા પામેલા તે બળદે વિચાર્યું કે આ આખું ગામ નિર્દય છે, તેઓએ ધન લીધા છતાં પણ મને દુઃખ દે છે એમ ક્રોધ કરી અકામ નિર્જરા કરી મૃત્યુ પામી **શુલપાણી** નામે વ્યંતર થયો છે. તેણે પૂર્વનું વેર સંભારી ગામના લોકોને અનેક ઉપદ્રવોથી હેરાન કરવા લાગ્યો; જ્યારે ગામ લોકોએ બળિ વગેરેથી તેની પુજા કરી શાંતિનો ઉપાય પૂછયો ત્યારે તેણે કહ્યું કે તમોએ મને ઘણું દુઃખ દીધું છે માટે હું તમોને સર્વેને મારી નાખવાનો છું. ત્યારે લોકો ઘણા કરૂણ સ્વરે કાલા વાલા કરી કહેવા લાગ્યા કે અમારો અપરાધ ક્ષમા કરો. ત્યારે તે **શુલપાણી** યક્ષે કહ્યું કે અહીં દેવળ કરાવી વૃષભરૂપે મારી પ્રતિમા તેમાં ધારણ કરી નિત્ય પૂજા કરો તો શાંતિ થશે પછી નગર લોકોએ તેમ કર્યું, તે યક્ષ આ દેવળમાં જે રાત રહે છે તેને મારી નાંખે છે, આ પ્રમાણે તેની હકીકત છે. માટે તમોને રહેવા અમો ના પાડીએ છીએ, પ્રભુએ કહ્યું કે તે વાતની મને ફિકર નથી. ત્યારે લોકોએ ત્યાં રહેવાની આજ્ઞા આપી. પછી રાતની વખતે પ્રભુ એક ખૂણામાં કાઉસ્સગ ધરી ઉભા રહ્યા. સૂર્ય અસ્ત થયો એટલે તે વ્યંતરે પ્રભુને ઉપદ્રવ કરવા માંડયા. મોટી ગર્જના કરવા લાગ્યો. તડતડાટ કરતા શબ્દો થવા લાગ્યા. તે વખતે પાર્શ્વનાથ પ્રભુના સાધુઓમાં ફરનાર **ઉત્પલ** નામે અષ્ટાંગ નિમિત્તના જ્ઞાનમાં પંડિત એવો એક પરિવ્રાજક ત્યાં આવ્યો

હતો. તેણે લોકો પાસેથી મહાવીરનું વૃત્તાંત સાંભળ્યું, તેથી રખે તે છેલ્લા તીર્થંકર હોય. એમ વિચારતાં તેના હૃદયમાં ધીરજ રહી નહીં અર્થાત્ તેને બહુ ચિંતા થવા લાગી, શૂલપાણી યક્ષ હાથીનાં સિંહનાં, સર્પનાં વગેરે અનેક રૂપો કરી પ્રભુના શરીરને ઘણી વ્યથા કરવા લાગ્યો. પ્રભુ તે વખતે અડગ રહ્યા. પરંતુ યક્ષ વધારે વધારે ઉપસર્ગ કરતોજ રહ્યો. જ્યારે તે ઉપસર્ગ કરીને થાકયો ત્યારે હાથ જોડીને કહેવા લાગ્યો કે હે દયાનિધિ! તમારી શક્તિને નહીં જાણનારા એવા મેં મોટો અપરાધ કર્યો છે; તે ક્ષમા કરો એવામાં પેલા સિદ્ધાર્થ વ્યંતરને ખબર પડવાથી તત્કાળ ત્યાં આવી કહેવા લાગ્યો અરે દુષ્ટ! આ તેં શું કૃત્ય કર્યું! આ સંસાર તારક વીર પ્રભુને તું ઓળખતો નથી. જો આ તારૂં ચરિત્ર ઇંદ્ર જાણશે તો તે ક્ષણવારમાં પરાસ્ત કરી નાંખશે, પછી તે યક્ષની બીકથી ગભરાઇને પ્રભુની ગાયનવડે સ્તુતિ કરવા લાગ્યો.

આખી રાતના ઉપસર્ગને લીધે પરોઢીઆની વખતે ભગવાનને જરા નિદ્રા આવી; તે વખતે નીચેનાં ચૌદ સ્વપ્નો આવ્યાં પ્રથમ સ્વપ્ને તાલપિશાચને હણ્યો બીજે સ્વપ્ને શ્વેનકોકિલ, ત્રીજે સ્વપ્ને વિચિત્ર કોકિલ પોતાની સેવા કરતા જોવામાં આવ્યા, ચોથા સ્વપ્ને બે સુગંધી માળા દીઠી, પાંચમે સ્વપ્ને પોતાની સેવામાં ઉદ્યત થયેલો ગોવર્ગ જોયો, છઠ્ઠે સ્વપ્ને પદ્મોથી ભરપુર પદ્મ સરોવર દીઠું, સાતમે સ્વપ્ને પોતાની બે ભુજાથી સમુદ્ર તરી ગયા, આઠમે સ્વપ્ને કિરણોને પ્રસારતું સૂર્ય બિંબ જોયું, નવમે સ્વપ્ને પોતાનાં આંતરડાંથી વિટાયેલો માનુષ્યોત્તર ગિરિ જોયો અને દશમે સ્વપ્ને પોતાને મેરૂપર્વતના શિખર ઉપર આરૂઢ થયેલ

જોયા આ દશ સ્વપ્નો જોઇ પ્રભુ જાગૃત થયા એટલામાં સૂર્ય ઉદય પામ્યો, ગામના લોકો, ઇંદ્રશર્મા પુજારી તથા ઉત્પલ પરિવ્રાજક ત્યાં આવ્યા, તેઓ પ્રભુને જીવતા જોઇ આશ્ચર્ય પામી તેમની સ્તુતિ કરવા લાગ્યા. પછી ઉત્પલ નિમિત્તિયો પ્રભુને વંદના કરી બોલ્યો કે હે પ્રભુ ! તમોએ દશ સ્વપ્ન જોયાં તેમાં નવના અર્થ હું જાણું છું પણ બે માળાઓ દીઠી તેનો અર્થ જાણતો નથી પેહેલા સ્વપ્નના અર્થથી તમે મોહને જીતશો બીજા સ્વપ્નોથી તમે શુકલ ધ્યાનમાં આરૂઢ થશો, ત્રીજાથી તમે દ્વાદશાંગી વિસ્તારશો, પાંચમાથી તમે ચતુર્વિધ સંઘ વિસ્તારશો, છઠ્ઠાથી દેવોનો સમૂહ તમારા સેવકભૂત થશે, સાતમાથી આ ભવ સમુદ્ર તમે તરી જશો, આઠમાથી તમને કેવળજ્ઞાન ઉત્પન્ન થશે, નવમાથી તમારો પ્રતાપ યુક્ત યશ વિસ્તાર પામશો, દશમાથી તમે સિંહાસન ઉપર બેસી ધર્મનો ઉપદેશ કરશો એ નવના અર્થ હું જાણુ છું પણ ચોથાનો અર્થ હું જાણતો નથી ભગવાને કહ્યુ કે હું ગૃહસ્થ અને યતિ એમ બે પ્રકારે ધર્મ કહીશ પછી ઉત્પલ પ્રભુને નમીને પોતાને સ્થાનકે ગયો અને સર્વ લોકો પણ વિસ્મય પામી પોતાને સ્થાનકે ગયા.

હવે ભગવાન આઠ માસખમણ કરીને ત્યાં ચોમાસું પૂરૂં કર્યું. ત્યાંથી વિહાર કરી મોરાક સન્નિવેશે પારણું કરી કાઉસ્સગ્ગે રહ્યા; તીહાં સિદ્ધાર્થ વ્યંતર પ્રભુના શરીરમાં પેસીને લોકો આગળ નિમિત્ત ભાખવા લાગ્યો તે વારે અચ્છંદક નામે નિમિત્તિયો હાથમાં તૃણ લઇ પૂછવા લાગ્યો કે આ તૃણ છેદાશે ? તે સાંભળી સિદ્ધાર્થે ના કહી તે વારે તેનું વચન ખોટું પાડવા

નિમિત્તિયો તે છેદવા લાગ્યો સિદ્ધાર્થે તે તૃણ એવું મજબુત કરી નાંખ્યું કે તેને છેદતાં તેની આંગળીઓ કપાઇ ગઇ તેથી તે ઝંખવાણો પડી ગયો.

પછી સિદ્ધાર્થે લોકોને કહ્યું કે આ નિમિત્તિયો ચોરછે, એણે વીરા કર્મકરનો દશપલનો વાડકો ચોરીને ખજુરી નીચે દાટયોછે. તથા ઇંદ્ર શર્માનો બોકડો એણે ખાધો છે તેનાં હાડકાં બોરડી નીચે દાટયાં છે. તથા ત્રીજું દૂષણ જે એનામાં છે તે એની સ્ત્રીજ કહેશે. તે વેળા લોકો તેની સ્ત્રીને જઇને પૂછવા લાગ્યા તે વારે તે સ્ત્રી બોલી કે એ પાપીષ્ટ પોતાની બેનને ભોગવે છે. એવી વાત પ્રસિદ્ધ થયાથી લોકોમાં ફીટફીટ તે થવા લાગ્યો પછી પ્રભુ પાસે આવી વિનતિ કરી કે તમો ત્રૈલોકયને પૂજવા યોગ્ય છો હું અહીંઆં સુખે જીવું છું. ત્યારે ભગવંતે અપ્રીતિ જાણી ત્યાંથી વિહાર કર્યો.

ત્યાંથી વિહાર કરતા પ્રભુ સુરભિપુર નગરને વિષે ગયા. ત્યાં ગંગા નદી ઉતરવાને બીજા લોક સિદ્ધદત્ત ખારવાની નાવમાં બેઠા; તેની સાથે પ્રભુ પણ બેઠા. એવામાં ઘુવડ બોલ્યો તેનું શુકન જોઇ ક્ષોમિલનામે નિમિત્તિયો બોલ્યો કે હે લોકો! આજ મરણાંત કષ્ટ ઉપજશે, પણ આ સાધુ મહા પુરૂષને પ્રભાવે વિલય થાશે એવામાં ભગવાને ત્રિપૃષ્ટ વાસુદેવને ભવે જે સિંહને વિદાર્યો હતો, તે હમણાં ભવાંતરે નાગ કુમાર દેવતા થયેલો છે તે પ્રભુને જોઇ પૂર્વ વેર સંભારી અહીંઆં આવી નાવ બોળવા લાગ્યો તે નાગ કુમાર દેવતાનો ઉપસર્ગ કુંબળ સંબળ દેવતાએ નિવાર્યો. તે કંબળ સંબળની કથા કહે છે. મથુરાં નગરી-

માં જિનદાસ નામે શ્રાવક હતો, તેણે પાંચમા અણુવ્રતમાં ચોપગાં રાખવાનું પચખ્ખાણ કર્યું હતું, તેમને ભરવાડ સાથે લેવડ દેવડનો સંબંધ હતો, એક વખત ભરવાડે શેઠના માગતામાં બે સારા બળદ લાવી શેઠના આંગણે બાંધ્યા. શેઠે ના પાડી પણ તેણે માન્યું નહીં શેઠે વિચાર્યું કે જો હું ઘણો આગ્રહ કરી પાછા આપીશ તો તે બીજા કોઇને ત્યાં વેચશે અને તેથી તે બળદ દુઃખી થશે તેથી તેમને પોતાને ઘેર રાખી પોષણ કરવા લાગ્યા. તેનું કંબલ સંબલ એવું નામ પાડયું. શેઠના સંસર્ગથી બે બળદ પણ ધર્મીષ્ઠ થયા. એક વખત શેઠ પોસહમાં હતા ત્યારે શેઠનો મિત્ર શેઠને પૂછયા વિના તે બે બળદોને ગાડાંમાં જોડી જાત્રાએ લઈ ગયો. ત્યાં બળદોને ઘણા દોડાવ્યા તેથી તેમનાં હાર તુટી પડયા શેઠે એ વાત જાણી તેથી તેમને બહુ માઠું લાગ્યું. પછી તે બળદોએ દાણા પાણીનો ત્યાગ કર્યો. શેઠે તેમને અનસન કરાવ્યું અને નવકાર મંત્ર સંભળાવ્યો તેના પ્રભાવે તે બે બળદ મૃત્યુ પામી નાગ કુમાર દેવતા થયા. તે દેવતાઓ ઉપસર્ગ નિવારી પ્રભુને વાંદી પોતાને સ્થાનકે ગયા.

ત્યાંથી વિહાર કરતા ભગવાન વર્દ્ધમાન ગામે આવ્યા ત્યાં સુવર્ણ વાલુકા અને રૂપવાલુકા એ બે નદીઓ આવી ત્યાં આગળ જતાં બે માર્ગ આવ્યા ત્યાં લોકોને માર્ગ પૂછતાં તેમણે કહ્યું કે એક માર્ગ વક્ર છે પણ ત્યાં **ચંડકોશીઓ** સર્પ રહે છે. તે માણસને બાળી નાંખે છે અને બીજો માર્ગ સરળ છે ત્યારે ભગવાન પોતે ચંડકોશીઆને ઉપદેશ કરવાનો છે તેથી વક્ર માર્ગે ચાલ્યા તે ચંડકોશીઆનો જીવ પૂર્વભવમાં એક સાધુ હતો. તે

પોતાના ચેલા સાથે એક ગામમાં ચોમાસુ રહ્યા હતા. એક દિવસ પારણાના અર્થે ગોચરીએ જતાં તેમના પગતળે એક દેડકી ચગદાઇને મરી ગઇ તે વારે ચેલાએ કહ્યું મહારાજ પગતળે દેડકી આવી તે સાંભળી ગુરૂને રીસ ચડી અને ચેલાને કહેવા લાગ્યો અરે મૂર્ખ એતો મરેલીજ હતી ચેલાએ ઘણુ કહ્યું પણ માન્યુ નહીં ચેલાએ જાણ્યું સાંજે પ્રતિક્રમણ વખતે આલોયણ લેશે પરંતુ ગુરૂએ સાંજે દેડકીની આલોયણ લીધી નહીં તે વારે વળી પણ ચેલાએ કહ્યું મહારાજ દેડકીની આલોયણ લ્યો ત્યારે ગુરૂને રીસ ચડી અને ઓઘાની દાંડી લઇ મારવા દોડયા ચેલો નાશી ગયો ત્યારે ગુરૂ તેમની પાછળ પડયા રાતનો વખત હતો તેથી અપાસરાનો થાંભલો ગુરૂના માથામાં અથડાયો તેથી ગુરૂનું માથું ફુટી ગયું અને મરણ પામી જ્યોતિષી દેવતા થયા. ત્યાંથી ચ્યવીને ચંડકોશી નામે તાપસ થયો તેના પાંચસેં શિષ્ય થયા પરંતુ પોતે ઘણો રીસાલ હતો તેથી એક દિવસ કેટલાક રાજકુમારો પોતાની વાડીમાં ફૂલ વીણતા હતા તેમને ફરસી લઇ મારવા દોડયો રાજકુમારો નાશી ગયા અને તે રસ્તામાં એક અંધ કુવો આવ્યો તેમાં પડી ગયો અને પોતાની ફરસી વાગવાથી મરણ પામી તેજ આશ્રમને વિષે દૃષ્ટિ વિષ સર્પ થયો છે, તે જેને દેખે તેને બાળીને ભસ્મ કરે છે. તે સર્પના બીલ ઉપર પ્રભુ કાઉસ્સગ્ગે રહ્યા તે દેખી સર્પે ક્રોધ આણી પ્રભુને ડંખ માર્યો તે વારે પ્રભુના શરીરમાંથી ધોળું દુધ જેવું લોહી નીકળ્યું ત્યારે સર્પે વિચાર્યું જે હું જેના સામું જોઉં તેને બાળીને ભસ્મ કરૂં છું પરંતુ આને તો ડંખ માર્યા છતાં પણ ધોળું દુધ નીકળ્યુ

માટે આ કોઈ મહાન્ પુરૂષ છે એમ ચિંતવે છે એટલામાં તો ભગવાન બોલ્યા કે હે ચંડકોશીયા ! "હવે તો બુજ" એટલું કહેતામાં તો તે સર્પને જાતિ સ્મરણ જ્ઞાન થયું અને પાછલો ભવ દીઠો એટલે પ્રભુને નમીને વિનવવા લાગ્યો કે હે કરૂણાસાગર ! તમે મને દુર્ગતિમાંથી બચાવ્યો પછી ક્રોધનો ત્યાગ કરી પન્નર દિવસનું અનશન કરી પરોપકારાર્થે તે સર્પ પોતાના દરમાં મુખ ઘાલી આખું શરીર બહાર રાખી રહ્યો પછી તે રસ્તે જનાર આહીર લોકોની સ્ત્રીઓ નાગદેવતાને સંતુષ્ટ થયો જાણી દુધ દહીં વગેરેના છાંટા નાંખી પૂજવા લાગી તેની ગંધે કરી તે સર્પના શરીર ઉપર ઘણી કીડીઓ આવવા લાગી તે કીડીઓએ સર્પનું શરીર ફોલીને ચાળણી જેવું કરી નાંખ્યું અંતે તે સર્પ શુભ ધ્યાને મરણ પામી આઠમે દેવલોકે દેવતા થયો.

પ્રભુ ત્યાંથી વિહાર કરી વાચાલ સન્નિવેશે પહોંચ્યા. ત્યાં નાગસેન શ્રાવકને ઘેર પરમાન્ન પ્રભુએ પારણું કર્યું દેવતાએ પંચદિવ્ય પ્રગટ કર્યાં તે વાર પછી શ્વેતાંબિકા નગરીએ પરદેશી રાજાએ પ્રભુનો મહિમા ઘણો વધાર્યો. પ્રભુ એક દિવસ કોઇ અઘોર વનમાં કોઇ વૃક્ષ નીચે કાઉસ્સગે ઉભા છે. ત્યાં ભગવંતના પગની વચમાં દેવતા સળગાવી ગોશાળે ખીર રાંધી. એવા મોટા ઉપસર્ગને સહન કરતા થકા ભગવંત બીજે ચોમાસે રાજગૃહ નગરે નાલંદા પાડાએ વણકરની શાળાએ એક ખૂણામાં પ્રથમ માસખમણ કરી ચોમાસું રહ્યા. તીહાં મંખલી પુત્ર સુભદ્રાનો છોકરો બહુલદ્વાજની ગૌશાળાને વિષે ઉપન્યો તે માટે તેનું નામ પણ-

ગોશાળો* રાખેલું છે તે અનુક્રમે ભમતો ભમતો ભગવંત પાસે તે વખતે માસખમણુને પારણે પ્રભુને વિજય શેઠે કૂરાદિક વિપુલ ભોજને પ્રતિલાભ્યા તે સરસ મોદાદિકનો આહાર દેખીને ગોશાળાએ વિચાર્યું જે એને ઘેર લોક બોલાવે છે. માટે હું દોડું તો મને પણ તેમ બોલાવશે તે વારે ગોશાળો બીજે ઠેકાણે વહોરવા ગયો તેણે ગોશાળાને ભગવાન જાણી વહોરાવ્યું અને ઉંચું મોં કરી જોવા લાગ્યો જે મારે ઘેર સોનૈયાનો વરસાદ થાય એમ કરતાં કાગડો માથે આવી બેઠો તે વારે મેડા ઉપરથી એકબાઇએ દેવતા નાંખ્યો તે જોઇ શેઠે વિચાર્યું કે પાડોશીને ઘેર સોનૈયાનો વરસાદ અને મારે ઘેર તો કોયલાનો વરસાદ ગોશાળાના પણ હાથ બળ્યા એટલે ઉદાસ થઇ ત્યાંથી નીકળ્યો અને મનમાં વિચાર્યું જે એની પાસે સાર વિદ્યા છે, જેથી કરી ઘેર ઘેર સોનું વરસાવે છે માટે એ વિદ્યા હું પણ શીખું એમ

---

* **મંખલી** નામે કોઇ ચિત્રકળા જાણનાર ભિક્ષાચર હતો. તેની ભદ્રા નામે સ્ત્રી હતી. તે બંન્ને ચિત્ર પલટાઇ ઉદર પોષણને માટે ફરતાં શરવણ ગામે આવ્યાં. ત્યાં ઘણી નાત્યો વાળા બ્રાહ્મણની એક ગોશાળામાં પુત્રને જન્મ આપ્યો. તે ગોશાળામાં જન્મ્યો તેથી તેનું તેનું નામ ગોશાળો પાડયો, તે મોટો થયો ત્યારે તેણે પોતાનો ધંધો શીખી લીધો, તે સ્વભાવથી સ્વચ્છંદી, કલહ કરનારો અને હીન લક્ષણવાળો હતો તે ફરતો ફરતો ફરતો રાજગૃહ નગરે આવ્યો. ત્યાં પ્રભુને વિજય શેઠે પારણાને દિવશે વોહોરાવ્યા. જેમ તેને ઘેર સોનૈયાની વૃષ્ટિ થઈ તે દેખી ગોશાળે વિચાર્યું કે આ કોઇ મહા પુરૂષ છે. જો હું તેની સેવા કરૂંતો નિષ્ફળ નહીં જાય એમ વિચારી પ્રભુ પાસે આવી તેમનો શિષ્ય થવા વિનંતી કરી પ્રભુ કાંઈ બોલ્યા નહીં. પરંતુ તે રાતદિવસ તેમની સાથે રહેવા લાગ્યો.

વિચારી ગોશાળે પોતાની મેળે મસ્તક મુંડાવી વેશ પહેરી પ્રભુને કહ્યું કે હું તમારો શિષ્ય છું, તમારી દિક્ષા મુજને હો એમ કહી ભગવંત સાથે ફરવા લાગ્યો હવે પ્રભુને બીજું પારણું નંદીએ પકવાન્નાદિકથી કરાવ્યું, ત્રીજુ પારણું સુનંદે પરમાન્નાદિકે કરાવ્યું ચોથું પારણું કોલાગ સન્નિવેશે બહુલ બ્રાહ્મણે કેવળ ખીરથી કરાવ્યું.

હવે ત્રીજે ચોમાસે બે બે માસની તપસ્યાએ પ્રભુ ચંપાએ રહ્યા ત્યાં પારણુ કરી કોલાગ સન્નિવેશે ગયા. ત્યાં શૂન્યગ્રહે કાઉસ્સગે રહ્યા ત્યાં સિંહા રજપુતને ગોમતી દાસી સાથે રમતો દેખી ગોશાળો હસ્યો તેવારે તેણે ગોશાળાને માર્યો તેવારે ગોશાળો પ્રભુને કહેવા લાગ્યો કે તમે તેને કેમ વારતા નથી પણ પ્રભુ તો મૌન છે તેથી સિદ્ધાર્થ બોલ્યો કે આજ પછી એવું કામ કરીશ તો એવાંજ ફળ પામીશ.

ત્યાંથી સ્વામી કુમારગ્રામે ગયા ત્યાં વનમાં કાઉસ્સગે રહ્યા હતા તેવામાં ત્યાં શ્રી પાર્શ્વનાથ શિષ્ય મુનિચંદ્ર સૂરિને દેખીને ગોશાળે પૂછ્યું તમે કોણ છો તે બોલ્યા અમે સાધુ છીએ ગોશાળો બોલ્યો તમે કયાં અને મારો ધર્માચાર્ય કયાં તે વારે તે સાધુ બોલ્યા જેવો તું છે તેવો તારો ગુરૂ પણ હશે તે વારે ગોશાળો રૂઠયો થકો બોલ્યો જે મારા ધર્માચાર્યના તપ તેજે તમારો આશ્રમ બળજો પણ તે કાંઇ બળ્યું નહીં તે વારે ગોશાળે આવી પ્રભુને કહ્યું કે સ્વામી આગળ જેવો તમારો પ્રભાવ હતો તેવો હમણાં નથી, તેવારે સિદ્ધાર્થ બોલ્યો અરે ગોશાળા ! સાધુ નહીં બળે પછી તે રાત્રે પાર્શ્વનાથના શિષ્ય મુનિચંદ્ર કાઉસ્સગમાં ઉભા છે તેને કુંભારે ચોર જાણીને માર્યા મુનિચંદ્રને અવધિજ્ઞાન

ઉપન્યુ અને મરણ પામી દેવલોકે ગયા તેનો મહિમા દેવતાઓએ કર્યો તેનું અજવાળુ થયું તે જોઇ ગોશાળો બોલ્યો જેઓ સાધુનો આશ્રમ બાળે છે, મારા ગુરૂ સાચા છે તેવારે સિદ્ધાર્થ બોલ્યો કે અરે કુપાત્ર ! એતો મુનિચંદ્ર દેવલોકે ગયા તેનો મહોત્સવ થાય છે. તે સાંભળી તે ઝંખાણો પડયો ત્યાંથી પ્રભુ ચોરા નગરીએ ગયા, ત્યાં ગોશાળો ગામમાં ફરતો હતો. ત્યારે ત્યાંના લોકોએ હેરૂ જાણીને પ્રથમ ગોશાળાને હેડમાં ઘાલ્યો પછી ભગવંતને પણ ઘાલતા હતા એવામાં ઉત્પલ નામે વિપ્રની બેનો સોમા અને જયંતિ નામે સન્યાસણી થયેલી છે તેમણે આવી છોડાવ્યા. તે વાર પછી ચોથું ચોમાસુ સ્વામી પૃષ્ટચંપાએ રહ્યા ત્યાં જીર્ણ શેઠે નિત્ય વિનંતી કર્યા છતાં પણ ભગવંતે પૂર્ણ શેઠને ઘેર કળકળતો ખીચડો લઇને પારણું કર્યું દેવતાએ પંચ દિવ્યની વૃષ્ટિ કરી ત્યાંથી પ્રભુ સાવત્થિ નગરીએ ગયા. ત્યાં પિતૃદત્તની સ્ત્રી શ્રીભદ્રા તેને પુત્ર જીવતા નથી તેવારે શીવદત્ત નિમિત્તિયે તેને પૂર્વ કહ્યું છે કે મૃતક પુત્રના માંસની ખીર રાંધીને કોઇ ભિક્ષુકને ખવરાવજો તો તમારા પુત્ર જીવતા રહેશે અહીં ભગવંતને ગોશાળે પૂછયું કે મને આજ કેવું ભોજન મળશે સિદ્ધાર્થે કહ્યું તને મનુષ્યનું માંસ મળશે પછી સિદ્ધાર્થનું વચન ખોટું પાડવા સારૂ ગોશાળો શ્રાવકને ઘેર વહોરવા ગયો. ત્યાં ખીર જમી ફરી પાછા આવી ભગવંતને કહ્યું કે હું ખીર જમ્યો છું સિદ્ધાર્થે કહ્યું તું માંસ જમ્યો છું તે વારે ગોશાળાએ ગળામાં આંગળી ઘાલી વમન કર્યું તો માંહે માંસના કકડા દીઠા તે વારે ગોશાળો ક્રોધ કરીને તેને ઘેર ગયો પરંતુ તે સ્ત્રીએ શ્રાપના

ભયથી ઘરનું બારણું ફેરવી નાંખ્યું હતું તેથી તે ઘરનો પત્તો નહી મળવાથી ગોશાળો કહેવા લાગ્યો જે મારા સ્વામીના તપ તેજે તમારો પાડો બળજો એટલું કહેતામાં તે પાડો બળી ગયો વળી એક દિવસ ભગવંતને ઘણી નિર્જરા કરવાને હેતે લાટ દેશે જતાં રસ્તામાં બે ચોર મળ્યા તે ખડ્ગ કાઢી પ્રભુને મારવા દોડયા પ્રાણાંત ઉપસર્ગ હતો માટે ઇંદ્રે આવી ચોરના પગ થંભ્યા તેથી તે ત્યાંથી ખસી શકયા નહીં.

ત્યાંથી પ્રભુ ગલ ગામે ગયા ત્યાં વસુદેવને દેહેરે કાઉસ્સગ્ગે રહ્યા તે વારે ગોશાળો આંખો કાઢી ગામનાં બાળકોને બીવરાવવા લાગ્યો કે તેથી લોકોએ તેને માર્યો પણ ભગવંતનો શિષ્ય જાણી છોડી મૂકયો.

પાંચમું ચોમાસુ પ્રભુ ભદ્દિલપુરે રહ્યા ત્યાં પ્રભુએ ચોમાસી તપ કીધું પારણું કરી પાપિલ ગામે ગયા ત્યાં ભગવંતને ચોર જાણી લોકોએ પકડયા પછી વિજયાનામે પાર્શ્વનાથ શિષ્યણીએ છોડાવ્યા ત્યાં ગોશાળો ભગવંતથી જૂદો પડયો પછી જયાં જયાં જાય ત્યાં તોફાન કરે ત્યારે લોકો તેને માર આપે તેથી ગોશાળાએ વિચાર્યું કે ભગવાનની સાથે રહેવામાંજ લાભ છે.

હવે ભગવાન વિશાળ નગરીએ ગયા ત્યાં લુહારની શાળાએ કાઉસગ્ગે રહ્યા લુહાર છ મહિનાથી આજારી હતો તે પણ તે દિવસે સાજો થયો તેથી ઉપકરણ લઇ આવ્યો પ્રભુને મુંડા દેખી અપમંગળિક જાણી ઘણ લઈને મારવા ઉઠયો તે વારે ઇંદ્રે આવી લુહારને નિવાર્યો ત્યાં ગોશાળો પણ છ મહીને ભગવંતને આવી મળ્યો તે વાર પછી છઠ્ઠુ ચોમાસું સ્વામી ભદ્રિકાએ રહ્યા.

સાતમું ચોમાસું આલંભિકા નગરીની બહાર દેવકુળે રહ્યા ત્યાં ગોશાળો બળદેવની મૂર્ત્તિ ઉપર પુરૂષ ચિન્હ રાખી સુતો તેવારે પૂજારે કૂટયો ત્યાંથી મર્દનગ્રામે વાસુદેવને દેહેરે પણ ગોશાળે તેવીજ રીતે મૂર્ત્તિ ઉપર પુરૂષ ચિન્હ કર્યું ત્યાં પણ માર ખાધો ત્યાંથી પ્રભુ ઉન્નાગ ગામે જતા હુતા. ત્યાં રસ્તામાં કોઇ એક નવ પરણિત વધુને તેડી જતો હતો તેમાં વરના દાંત મોટા હુતા અને વહુ કાણી હતી તે જોઇ ગોશાળો હસીને બો-લ્યો કે આતો દૈવે સરખાં જોડી મેળવી છે ત્યારે તે લોકોએ ગોશાળાને સારી પેઠે માર્યો તે વાર પછી આઠમું ચોમાસું રાજગૃહી નગરીએ ભગવંત રહ્યા ત્યાં ચોમાસી તપ કીધું પારણું કરીને નવમું ચોમાસું પ્રભુ વજ્ર ભૂમિમાં અનાર્ય દેશે ગયા ત્યાં ઘણા ઉપસર્ગ સહન કર્યા વળી આહાર નહીં મળવાથી ત્યાં છમાસી તપ થયું એક વખત ભગવાન કુમાર ગામે જતાં માર્ગમાં તલનો છોડ દેખી ગોશાળે ભગવંતને પૂછ્યું કે એ તલનો છોડ નીપ-જશે કે નહીં નીપજે ? તે વારે પ્રભુ બોલ્યા એ સાત તલના ફૂળના જીવ મરીને એક શીંગને વિષે તલ થશે તે સાંભળી ગોશાળે ભગવંતનું વચન મિથ્યા કરવા સારૂ તે છોડ ઉખેડીને ફેંકી દીધો પછી કેટલેક દિવસે તે છોડ ગાયની ખરીએ ચંપાઈ ધરતીમાં પેઠો અને વરસાદના યોગે પાછો ઉભો થયો ફરી કેટ-લેક દિવસ સિદ્ધાર્થપુરે જતાં તે માર્ગે પ્રભુ આવ્યા તે વારે ગોશાળે તલનો છોડ ઉગેલો દીઠો તેને વિદારતાં તે માંહેથી સાત તલ દીઠા તેથી ગોશાળાનું મન દૃઢ નિયતવાદી થયું તથાપિ પાછો ઉખેડી નાંખવા મંડયો. તેવારે ઇંદ્રે ધમકાવીને

કે હે હરામખોર! ભગવંતનું વચન ખોટું કરવા જાય છે! તે સાંભળી ગોશાળો ક્રોધ પામી વિશેષ ઉપસર્ગ કરવા લાગ્યો.

હવે પ્રભુ બ્રહ્મગામે ગયા ત્યાં બ્રાહ્મણની બે શેરીયો છે. એક નંદનોવાસ અને બીજો ઉપનંદનો વાસ તે મધ્યે નંદને પાડે પ્રભુ ગયા. ત્યાં પરમાન્ને પ્રતિલાભ્યા અને ગોશાળો ઉપનંદને પાડે ગયો, ત્યાં વાસી અન્ન સાત દિવસની ઘેંશ મળી, તેથી ગોશાળો કોપ કરી કહેવા લાગ્યો કે મારા ધર્માચાર્યના તપ તેજે તારો વાસ બળીને ભસ્મ થજો. પછી તેમજ થયું. પછી ભગવાન કુમારગ્રામે પધાર્યા. ત્યાં વૈશંપાયન નામે તાપસે આતાપના લેવા સારૂ પોતાની જટા મોકળી મૂકેલી છે. તે જટામાં ઘણી જૂઓ દેખીને ગોશાળે મશ્કરી કરી કે તમો તો જુઓના ઘર છો. તે સાંભળી પેલા તાપસે ક્રોધ થકી ગોશાળા ઉપર તેજોલેશ્યા મૂકી, તેવારે ભગવાને દયાએ કરી શીતલેશ્યાએ કરી તેજોલેશ્યા નિવારી પછી ગોશાળોએ સિદ્ધાર્થને તેજોલેશ્યાનો ઉપાય પૂછયો. તે વારે સિદ્ધાર્થે કહ્યું કે આતાપના કરવા પૂર્વક છઠ્ઠ તપ કરી એક મૂઠી અઠદ અને એક ચળુ ઉષ્ણ પાણીએ પારણું કરતાં પુરૂષને છ માસને છેડે તેજોલેશ્યા ઉપજે. એ સામાન્ય વિધિ ધારણ કરી ગોશાળો અનુક્રમે ભગવંતથી જુદો થઈને તેજોલેશ્યા સાધી તથા પાર્શ્વનાથના શિષ્ય પાસે અષ્ટાંગ નિમિત્ત શીખી આજીવિકા પંથ થાપીને સાવત્થી નગરીએ વિચરે છે. અને લોકોને હું જૈન છું એમ કહેતો તીર્થંકર નામ ધરાવતો સિદ્ધાઇ દેખાડતો ફરે છે. એ-વામાં ભગવંત પણ સાવત્થીએ આવી દશમું ચોમાસું રહ્યા. એક વખત ભગવંત વિહાર કરતા હતા ત્યાં ગંગાનદી ઉતરતાં સૂક્ષ્મ

રેતીમાં પ્રભુના પગલાં પડેલાં તેમાં ચક્ર, ધ્વજ, અંકુશ પ્રમુખ લક્ષણ જોઇને પુષ્પ નામક એક સામુદ્રિકશાસ્ત્ર જાણનાર પુરૂષે વિચાર્યું જે કોઈ એક ચક્રવર્તી એકાએકપણે જાય છે માટે હું જઇ એની સેવા કરૂં. પછી તે પગલે પગલે ત્યાં આવ્યો. તો ભગવંતને વસ્ત્ર રહિત દેખીને વિચારવા લાગ્યો જે હું સામુદ્રિક-શાસ્ત્ર ફોગટ ભણ્યો. જો એવા લક્ષણનો ધણી ભીક્ષુકરૂપે એકાકી છે. તો એ મારાં પુસ્તક પાણીમાં બોળવા લાયક છે. એમ ચિંતવી પુસ્તક પાણીમાં બોળવા લાગ્યો, એ વૃત્તાંત ઇંદ્ર મહારાજે જાણ્યું ત્યારે ત્યાં આવી પ્રભુની સેવા સાચવી પુષ્પ આગળ પ્રભુનું સ્વરૂપ વર્ણવી શાસ્ત્ર પાણીમાં બોળવા ન દીધાં. પછી પુષ્પ તથા ઇંદ્ર સ્વસ્થાનકે ગયા.

હવે પ્રભુ પોતાનાં આકરાં કર્મ ખપાવવા માટે મહાપાપિષ્ટ મ્લેચ્છ લોકો જ્યાં રહે છે એવા અનાર્ય દેશમાં આવ્યા. ત્યાં ઘણા ઉપસર્ગો સહન કર્યા—રસ્તામાં ચોર મળ્યા તેઓ તરવાર લઇ મારવા દોડયા. મરણાંત ઉપસર્ગ જાણી સિદ્ધાર્થે તેમને વાર્યા એવામાં ઇંદ્રે દેવતાઓની સભામાં પ્રભુનાં વખાણ કરી કહ્યું કે ત્રણ લોક ભેગા થાય તોપણ પ્રભુને ચળાવવા કોઇ સમર્થ નથી. ને વચનને નહીં માનતો **સંગમ** નામનો અધમ દેવતા જે ક્રૂર લેશ્યાના ધણી છે. તે પ્રભુ પાસે આવીને ઘણા મોટા ઉપસર્ગ કર્યા. પ્રથમ પ્રભુ ઉપર ધૂળનો વરસાદ વરસાવ્યો. પછી વજ્રને પણ વીંધે એવી કીડીઓ વિકુર્વી પ્રભુનું શરીર ચાળણી જેવું કરી નાંખ્યું ડાંસે કરી શરીરમાં ચટકા માર્યા, ધીમેલ કીડીઓ થઇ શરીરમાં પેઠી. આ ચાર ઉપસર્ગ એકજ સમયે કર્યા. પછી સિંહ,

હાથી, સર્પ, વીંછી વગેરે અનેક રૂપે કરી ભગવંતને ઘણી કદર્થના પમાડી. તોપણ ભગવાન જ્યારે ક્ષોભ ન પામ્યા ત્યારે ઉંચા ઉછાળી પછાડવા લાગ્યો.

પ્રભુના માતાપિતાનાં રૂપ કરી વિલાપ કર્યા. ભગવંતના માથે કરોડો મણ ભારનું ચક્ર મૂકી ભગવાનને ઢીંચણ લગી ભોંયમા ઉતારી દીધા. વળી દેવાંગનાઓનાં રૂપ ધરી અનેક ઉપસર્ગ કર્યા. છ છ મહીના સુધી આહાર ન મળે એવો પ્રપંચ દેવ માયાથી કર્યો. એમ ઘણા ઉપસર્ગો કરતાં પ્રભુ જ્યારે નિશ્ચળ રહ્યા ત્યારે તે ખેદ પામી ખિન્ન થઈ પાછો ગયો. સૌધર્મવાસી ઇંદ્ર, દેવ, દેવાંગના સર્વે છ માસ પર્યંત નિસ્તેજ રહ્યા. પાપીષ્ટ સંગમાને આવતો દેખી ઇંદ્રે તેને દેશનિકાલ કર્યો. એટલે પોકે પોક રડતો ત્યાંથી નીકળી મેરૂ ચૂલિકાએ જઇ રહ્યો. પછી ભગવાનને ગોકુળમાં વત્સપાલી નામે એક વૃદ્ધ ડોશીએ પરમાન્ને પારણું કરાવ્યું ત્યાં પંચ દિવ્ય પ્રગટ થયાં.

તેવાર પછી દશમું ચોમાસું પ્રભુ સાવત્થી નગરીએ રહ્યા. એક દિવસે શીલીશીર્ષ ગ્રામના ઉદ્યાને કાઉસ્સગ્ગે રહ્યા છે. ત્યાં ત્રિપૃષ્ટ વાસુદેવના ભવમાં અણમાનીતી સ્ત્રી હતી તે મરીને હમણાં વ્યંતરી થઇ છે તે પૂર્વનું વેર સંભારી ઉપસર્ગ કરવાને માટે આવી. તેણે તાપસણીનું રૂપ ધરી પોતાની જટામાં પાણી ભરી પ્રભુ ઉપર છાંટયું, તે વખતે મહા માસની ખરેખરી ટાઢ પડતી હતી. વળી તે વ્યંતરીએ ખૂબ વરસાદ વરસાવ્યો તે ઉપર પાછો ઠંડો વાયરો વિકુર્વ્યો. એવો ઉપસર્ગ વ્યંતરીએ કર્યો. એ સર્વ પ્રમાણ વિનાનાં પ્રભુનાં પૂર્વકૃત કર્મ હતાં તે આવી નડ્યાં.

જ્યારે વ્યંતરીના ઉપસર્ગથી પ્રભુ અડગ રહ્યા ત્યારે તે વ્યંતરી પ્રભુને ખમાવી પોતાને સ્થાનકે ગઇ. તે વખતે છઠ્ઠ તપને પારણે પ્રભુને લોકાવધિ જ્ઞાન ઉત્પન્ન થયું.

તેવાર પછી અનુક્રમે ચંદનબાળાએ પ્રભુને પ્રતિલાભ્યા તે કથા કહે છે. ભગવંતે પોતાનાં કાંઈક કર્મ બાકી રહ્યાં જાણી પોશ વદી એકમને દિવસે એવો અભિગ્રહ કર્યો કે "જે રાજપુત્રી હોય અને દાસીપણું પામી હોય, માથું મુંડાવેલું હોય, પગે બેડી હોય, ઉંબરે બેઠી એક પગ બહાર અને એક પગ ઉંબરા માંહે હોય, અડદના બાકળા સુપડાને ખુંણે રાખેલા દેતી રૂદન કરનારી હોય, ત્રણ ઉપવાસ કરનારી હોય એવી સ્ત્રી જો બપોર પછી મને ભીક્ષા આપે તો મારે પારણું કરવું. એવો અભિગ્રહ કરીને ભગવાન નીત્ય ગોચરીએ ફરે પણ કોઇ ઠેકાણે એવો જોગ બને નહીં; ત્યાં મંત્રીશ્વર પ્રમુખે અનેક ઉપાય કર્યા પણ કોઇ રીતે પ્રભુનો અભિગ્રહ પૂર્ણ થાય નહીં, એવામાં ચંપાનગરીના દધિવાહન રાજાની ધારણી નામે સ્ત્રીની વસુમતિ (ચંદનબાળા) નામે પુત્રી છે, તે રાજા ઉપર કૌશંબી નગરીનો સતાનિક નામે રાજા લશ્કર લઇને ચઢી આવ્યો. તેણે ચંપા નગરી લૂટી. રાજા નાશી ગયો અને ધારણી રાણી તથા ચંદનબાળા સતાનિક રાજાના એક શેવકના હાથમાં આવી, તેણે ધારણીને કહ્યું કે હું તને મારા સ્ત્રી કરીશ તે સાંભળી ધારણી રાણી જીભ ચાંપીને મરણ પામી, ત્યારે તે સેવક ચંદનબાળાને ગુણકાને ઘેર વેચવા ગયો. ચંદનબાળાએ તેને ત્યાં જવા ના પાડી, ત્યારે વેશ્યાએ તેને ઘણી રૂપાળી જાણી બળાત્કારે લેવા માંડી. તે વારે શાસનદેવીએ ગુણકાના કાન અને

નાક છેદી નાંખ્યાં. તેથી તે નાશી ગઇ. પછી ધનાવહ નામના એક જૈનધર્મી શેઠે તેને મૂલ આપી વેચાતી લીધી. અને પોતાની પુત્રીપણે થાપી. ચંદનાનું રૂપ દેખી તે શેઠની વાંઝણી સ્ત્રી તેના ઉપર દ્વેષ રાખવા લાગી. કે રખેને એ મારી શોકય થાય. માટે પ્રથમથી કાંઇ ઉપાય કરૂં તો સારૂં. પછી એક દિવસ શેઠના પગ પખાળતાં ચંદનાના માથાનો ચોટલો છુટી ધરતીએ પડયો. તે શેઠે ઉપાડી લીધો. તે જોઇ પેલી દુરાચારી સ્ત્રી વિચારવા લાગી કે શેઠ તેની વેણી ઉપર મોહેલો છે. મુખથી પુત્રી કહે છે પણ સ્ત્રી કરીને રાખશે એમાં સંદેહ નથી, પછી એક દિવસ શેઠ કોઇ એક ગામે ગયા. તે વખતે લાગ તાકી તે સ્ત્રીએ ચંદનાનું મસ્તક મું-ડાવી પગમાં બેડી ઘાલી ધુંસાનું વસ્ત્ર પેહેરાવ્યું અને હાથમાં બેડી ઘાલી છાણાં ભરવાના ઓરડામાં બેસારી. પોતે ઘરને બારણે તાળું વાસી પોતાના પીયર જતી રહી. હવે ચંદના ઓરડામાં નવકાર ગણે છે અને પોતાના કરેલા કર્મને નિંદે છે. એમ કર-તાં ચોથે દિવસે શેઠ જ્યારે ઘેર આવ્યો. ત્યારે દાસીના મુખથી સર્વ વૃત્તાંત જાણી પાડોશીને ત્યાંથી સુપડાના ખુણામાં અડદના બાકળા ખાવા સારૂ લાવી આપ્યા. અને પોતે બેડી કઢાવવા સારૂ સુતારને બોલાવવા ગયો. પછવાડે ચંદના ચિંતવવા લાગી કે આ સમે કોઇ અતિથિ આવે તો તેને આ વહોરાવું. એવામાં મધ્યાન્હ વિત્યા પછી વીર પ્રભુ ફરતા ફરતા ત્યાં પધાર્યા. તેમને દેખી ચંદનબાળા હર્ષવંત થઇ બાકળા દેવા પ્રભુને બોલાવવા લાગી. પરંતુ પ્રભુએ લીધેલા અભિગ્રહના ચાર ભેદ તો મળ્યા પણ પાંચમો રૂદન કરતાં દીઠી નહીં તેથી પાછા વળ્યા. ત્યારે ચંદના દુઃખ

ધરતી રૂદન કરવા લાગી. જે સાધુ પણ મારા હાથનો આહાર લેતા નથી. પછી ભગવંતે તેને રૂદન કરતી દેખી પોતાનો અભિગ્રહ સંપૂર્ણ થયેલો જાણી તે અડદના બાકળા લીધા. ત્યાં દેવતાએ પંચદિવ્ય પ્રગટ કર્યા. બેડી ભાગી ઝાંઝર થયાં, મસ્તકે વેણી આવી. અહીંઆં પાંચ દિવસે ઉણા છ માસી તપનું પ્રભુને પારણું થયું, વસુધારાની વૃષ્ટી પોતાને ઘેર થયેલી જાણી શેઠની સ્ત્રી મૂળાં પોતાના પીયરથી ઉતાવળી ઉતાવળી ત્યાં આવી ખોળામાં ધન ઉપાડવા લાગી. તે ઉપાડતાં અગ્નિની જ્વાળા ઉઠી. વસ્ત્ર બળી ગયાં અને મોઢું કાળું થયું. તેને દેવતાએ કહ્યું કે એ ચંદનબાળાને દુઃખ દીધાનું ફળ છે. આ દ્રવ્ય સર્વ ચંદનબાળાનું છે. ચંદનાએ તે ધન શેઠને સોંપી દીક્ષા લીધી. શેઠે તે ધન ચંદનાના દિક્ષા ઓત્સવમાં ખરચ્યું.

હવે ભગવાને ત્રિપૃષ્ટ વાસુદેવને ભવે શય્યાપાલકના કાનમાં ઉનું કરીને સીસું રેડાવ્યું હતું તે કર્મ અહીં ઉદય આવ્યું તે શય્યાપાલક અનેક ભવ ભ્રમણ કરી હાલમાં ગોવાળિઓ થયો છે. તે ગોવાળીઓ ખણમાનિક ગામે બળદ ચારતો હતો ત્યાં આવી ભગવાન કાઉસ્સગે રહ્યા હવે તે ગોવાળીઓ ફરતો ફરતાં ત્યાં આવી પ્રભુને બળદ ભળાવી પોતે ગામમાં ગયો ત્યાંથી પાછો ન આવ્યો ત્યારે બળદ દીઠા નહીં, ત્યારે બળદને શોધવા સારૂ તે આખી રાત જાગ્યો પણ કયાંઇ બળદ જડયા નહીં. પરોઢીએ પાછો આવ્યો તો ભગવંત પાસે બળદ બેઠેલા જોયા તે વખતે તે ગોવાળીએ ભગવાનના કાનમાં જેનાં તીર થાય છે એવા સરકટ લાવી તેની અણીઓ કરી કાનમાં ઠોકયા. તેથી ભગવંતને મહા-

વેદના થવા લાગી. પછી ભગવંત ખીલા સહિત અપાપા નગરીએ સિદ્ધાર્થી વણીકના ઘેર ગોચરીએ પધાર્યા તેણે પ્રભુના કાનનું સ્વરૂપ જાણી વૈદને બોલાવી મહા કષ્ટે તે ખીલા કઢાવ્યા તે વખતે ભગવંતે અતિ વેદનાથી એવો અરડાટ મૂકયો કે જેના અવાજથી પર્વતો પણ ફાટવા લાગ્યા. પછી પ્રભુ મૂર્છા ખાઈ ભોંયે પડયા તેમને બે પુરૂષોએ બેઠા કર્યા. પછી વ્રણ સંરોહિણી ઔષધિવડે કાનને વિષે થતી વેદના શાંત કરી ત્યાં બાંભણવાડ તીર્થ થયું. ગોવાળીઓ મરી સાતમી નારકીએ ગયો સિદ્ધાર્થ વણીક તથા ખરક વૈદ બે સ્વર્ગે ગયા એમ ભગવંતને પેહેલો ઉપસર્ગ પણ ગોવાળીયે કર્યો અને છેલ્લો ઉપસર્ગ પણ ગોવાળીઆથી થયો. ભગવંતને જ ધન્ય ઉપસર્ગ તો શીત પરિસહનો વ્યંતરીએ કર્યો, મધ્યમ ઉપસર્ગ સંગમા દેવતાએ કર્યો અને ઉત્કૃષ્ટ ઉપસર્ગ ગોવાળીએ કર્યો એ રીતે ભગવંતે બાર વર્ષ સુધી કાયા વોસીરાવી તેમાં બે ઘડી માત્ર નિદ્રા આવી પેહેલા તીર્થંકરને એક વરસ પર્યંત ભીક્ષા ન મળી બીજા બાવીશ તીર્થંકરને થોડા ઉપસર્ગ થયા અને છેલ્લા વીર પ્રભુને ઘણા ઉપસર્ગ સહન કરવા પડયા છે.

શ્રી વીર ભગવાને સાડા બાર વરસ પર્યંત તપસ્યા કરીને સર્વ ઘાતી કર્મને ખપાવ્યા જેટલી ભગવંતે તપસ્યા કરી એટલી ચઉવિહારે કરી સહિત જાણવી ભગવાન નિરંતર કાઉસ્સગમાં રહ્યા છે જેમ કોઇ પુરૂષ ગાય દોહવાને બેસે તે રીતે ભગવાન્ બેઠા પણ કોઈ દિવસ ધરતીએ બેઠા નહીં.

પ્રભુએ નવ ચઉમાસી, છ બેમાસી, બે અઢીમાસી, બે દોઢમાસી, બે ત્રણમાસી, એક છમાસી, બાર માસખમણ,

બોતેર અર્ધમાસી, પાંચ દિવસે ઉણો એક છ માસી અને બસેંને ઓગણત્રીસ છઠ્ઠ તપ કર્યા વળી ભદ્ર પ્રતિમા દીન બે પ્રમાણ, તથા મહાભદ્ર પ્રતિમા દિન ચાર પ્રમાણ, તથા સર્વતોભદ્ર પડિમા દીન દશ પ્રમાણ વહ્યા અને બાર અઠ્ઠમ તપ કર્યા દીક્ષાના દિવસથી લઇને પારણાં ત્રણસેંને ઓગણ પચાસ કર્યાં અને બીજા સર્વ દિવસ ઉલ્લાસ સહિત પાણી રહિત ચોવીહાર કર્યા પ્રભુએ બાર વરસને સાડા છ માસ છદ્મસ્થ પર્યાય પાળી જૃંભક ગામે જતાં માર્ગમાં ઋજુવાલિકા નદીને કાંઠે નરનું પડેલું એક દેહેરૂં છે. ત્યાં સામા નામે કણબીના ક્ષેત્રમાં એક શાલિ નામા વૃક્ષ હેઠળ છઠ્ઠ ભકતે સહિત ગાય દોહવાની પેઠે બેઠા થકા વૈશાખ શુદી દશમે ઉત્તરા ફાલ્ગુન નક્ષત્રમાં પ્રભુને કેવળજ્ઞાન પ્રાપ્ત થયું.

અપ્રમત્ત પ્રભુએ શુકલ ધ્યાન ધ્યાવતાં થકાં કેવળજ્ઞાન પામ્યા. તે વખતે શુરને વૈમાનિક દેવો અને અશુરને પાતાલવાસી દેવો તે મળી ચોસઠે ઇંદ્ર કોટાનુકોટી દેવતા સાથે પ્રભુનો કેવળ-જ્ઞાન મહોત્સવ કરવા આવ્યા પછી મહોત્સવ કરીને દેવતાએ સમો સરણ રચ્યું, બાર પર્ષદા મળી દેશના સાંભળવા બેઠા પ્રભુએ પણ તીર્થંકરનો આચાર છે માટે દેશના દીધી ધર્મોપદેશ દીધો, પણ હુંડા અવસર્પિણી કાળના યોગે કોઇને લેશ માત્ર વ્રત પરિણામ ઉપન્યો નહીં તેથી નવકારસી સુધાં પણ કોઇએ વ્રત લીધું નહીં, સહુ સ્વસ્થાનકે ગયા એ રીતે પ્રથમ દેશના નિષ્ફળ થઈ તર્થંક-રની દેશના ખાલી જાય નહીં તે ખાલી ગઇ માટે એ અચ્છેરૂં થયું.

પછી લાભનો અભાવ જાણી પ્રભુ તિહાંથી વિહાર કરી,

સોનાને કમલે પગ ધરતા થકા અષ્ટ મહા પ્રાતિહાર્યે બિરાજમાન, દેવતાની કોડા કોડીએ પરવરયા થકા બાર યોજનની અપાપા ( પ્રભુ નિર્વાણ થયા બાદ એ પાવાપુરી નગરીના નામથી ઓળખાય છે ) નગરિએ મહાસેન વનને વિષે સમોસરયા; તેવારે તેજ વખતે તે વન પ્રફુલ્લિત–નવ પલ્લવિત થયું હતું, શીતળ છાયાએ શોભિત થતું હવું. તિહાં દેવોએ સમોસરણ રચ્યું. ભગવાને અમોઘ દેશના દેવા માંડી, તે વાણી ભવ્ય જીવોએ અમૃત સમાન જાણીને પીધી.

તે પાવાપુર નગરને વિષે સોમિલ નામા બ્રાહ્મણ વસે છે, તેણે પોતાને ઘેર યજ્ઞ મંડાવ્યો છે, તેને બાર વર્ષ થયાં છે, તિહાં તે યજ્ઞ ઉપર ઘણા બ્રાહ્મણ યજ્ઞના જાણ આવી એકઠા મળ્યા છે. શ્રી વીર પ્રભુની વાણીને ધન્ય છે અને જે ભવ્ય પ્રાણી તે વાણીને હૃદયમાં ધરે છે તેને પણ ધન્ય છે.

તે યજ્ઞ ઉપર મગધ દેશને વિષે ગોવર નામનું ગામ છે, તિહાંથી ઘણા બ્રાહ્મણ અહંકાર ધરીને આવ્યા છે, તેમાં ઇંદ્રભૂતિ આદે દઇને અગીઆર બ્રાહ્મણ મુખ્ય અધિકારી છે તેનાં નામ કહે છે.

ઇંદ્રભૂતિ, અગ્નિભૂતિ અને વાયુભૂતિ, એ ત્રણ સગાભાઈ ચૌદ વિદ્યાના જાણ છે. પ્રત્યેકને પાંચશેં, પાંચશે શિષ્ય છે. તથા પંડિત અને મૌર્ય પુત્ર એ બે ભાઇને સાડા ત્રણસેં, સાડા ત્રણસેં, છત્રનો પરિવાર છે. તથા અકંપિત, અચલ ભ્રાતા, મેતાર્ય અને પ્રભાસ, એ ચારને ત્રણસેં ત્રણસેંનો પરિવાર છે.

એ પૂર્વોક્ત સર્વ મળી અગીઆર પંડિતોને બધા મળી ચુમ્માલીસશેં છાત્ર છે, એ સર્વ અગીઆરના મનમાં પર્વતના

ભારની જેવો એકેકો સંદેહ છે તે આગલી ગાથાએ કહે છે.

પહેલાને તો જીવ છે કિંવા નથી ? એવો સંદેહ છે. બીજાને કર્મ છે કિંવા નથી ? એ સંદેહ છે. ત્રીજાને જીવથી શરીર જુદુ નથી, અર્થાત્ તેજ જીવ અને તેજ શરીર એ સંદેહ છે. ચોથાને પાંચ ભૂત અને જીવ એક છે કે જુદા છે ? એ સંદેહ છે. પાંચમાને આ ભવમાં જે જે હવો હોય, તે પરભવમાં પણ તેહવોજ થાય સ્ત્રી હોય તો સ્ત્રીજ થાય, એ સંદેહ છે. છઠ્ઠાને બંધ મોક્ષ છે કિંવા નથી ? એ સંદેહ છે. સાતમાને દેવતાઓ નથી, એ સંદેહ છે. આઠમાને નારકી નથી, એ સંદેહ છે. નવમાને પુણ્ય પાપ નથી, એ સંદેહ છે. દશમાને પરલોક છે કે નથી ? એ સંદેહ છે. અગીઆરમાને મોક્ષ નથી, એવો સંદેહ છે.

તે અગીઆરે જણ શ્રી વીર સર્વજ્ઞનું આગમન દેખી, અભિમાન ધરતાં થકાં ત્યાં આવ્યા, તેને પ્રભુએ સંશય રહિત કરી દીક્ષા આપીને તેમનો જન્મ પવિત્ર કર્યો, તે કથા કહે છે.–તે પંડિતો વેદ શાસ્ત્રના જાણ વ્યાકરણ છંદના જાણ, તર્કના જાણ અને જ્યોતિષના જાણ છે. વળી બીજા પણ અનેક પંડિતો આવ્યા છે, તે યજન યજાપન, અધ્યયન, અધ્યાપન, દાન, પતિગ્રહ એ ષટ્ કર્મ સાધે છે. પ્રભાતે બ્રહ્મ ગાયત્રીનો જાપ કરે છે, મધ્યાહ્નને વિષ્ણુ–ગાયત્રી કરે છે, સંધ્યાએ શ્રી સરસ્વતીનો જાપ જપે છે, તેના નામ કહે. ઉપાધ્યાય, શંકર, શિવંકર, ઇશ્વર, મહેશ્વર, ધનેશ્વર, સોમેશ્વર, ગંગાધર, વિદ્યાધર, ગદાધર, મહીધર, શ્રીધર, લક્ષ્મીધર, ધરણીધર, ભૂધર, દામોદર, નર દેવ, હરિ દેવ, મહાદેવ, શિવદેવ, રામદેવ, ધામદેવ, સહદેવ, વાસુદેવ, શ્રી દેવ, વ્યાસ

શ્રીપતિ, ઉમાપતિ, પ્રજાપતિ, વિદ્યાપતિ, ગણુપતિ, ભૂપતિ, મહીપતિ, લક્ષ્મીપતિ અને ગંગાપતિ પંડિત જનાર્દને, ગોવર્દ્ધન, વિષ્ણુ, કૃષ્ણુ, મુકુંદ, ગોવિંદ, માધવ, કેશવ, પુરૂષોત્તમ અને નરોત્તમ જોશી-ખામાયત, સીમાયત, દેવાયત, રામાયત અને ધનાયત ત્રવાડી, હરશર્મ, મહાશર્મ, અમરશર્મ નાગશર્મ, અગ્નિશર્મ, જયશર્મ દેવશર્મ, ભીમશર્મ, ભૂશર્મ, સૂર્યશર્મ, રાજશર્મ વાદશર્મ અને કુમારશર્મ પુરૂષોતમ, નારાયણુ, નીલકંઠ વૈકુંઠ, શ્રી કંઠ, શંભુ, સ્વયંભુ, ભુજકેશી, કમલાકર, દિવાકર, પ્રભાકર, સોમાકાર, રાજાકર તથા ત્રિવેદિ. ચતુર્વેદિ ઈત્યાદિક અનેક બ્રાહ્મણુ મળી યજ્ઞ કર્મ સાધે છે.

એટલામાં આકાશે દેવ દુંદુભિ વાગી ભગવંત પાસે અનેક દેવતા આવે છે. તે દેવ દુંદુભિનો શબ્દ સાંભળીને બ્રાહ્મણ હર્ષ પામ્યા, જે અમારા યજ્ઞ ઉપર દેવતા આવે છે. એટલામાં કોઇ એકના મુખથી સાંભળ્યું જે દેવતા તો સર્વજ્ઞ શ્રી વીરના સમવશરણે જાય છે. એવું સાંભળી ઇંદ્રભૂતિ અહંકાર કરતો મનમાં ગર્વ ધરતો થકો બોલવા લાગ્યો, કે-અહીં મ્હારા થકી મ્હોટો કોઇ પંડિત ધરતીમાં વળી રહ્યો છે કે શું ? જે વળી લોક ભૂલ્યા થકા તિહા જાય છે તે લોક તો ભૂલે, પરંતુ દેવતા જાણુવા થકાં પણુ ભૂલ્યા દેખાય છે, કેમકે તેને સર્વજ્ઞ જાણી વાંદવા જાય છે. જેમ તીર્થ જળને વિષે કાગડો ન જાય, જેમ માખી ચંદનને નવાં છે, ઉંટ ભલા વૃક્ષને નવાં છે, કૂતરો ખીરને નવાં છે, ઘૂવડ સૂર્યને નવા છે, તેમ દેવતા પણુ યજ્ઞને નવા છતાં યજ્ઞ મૂકીને તિહાં જાય છે. પણુ આકાશમાં બે સૂર્ય ક્ષેત્રમાં સમાય નહી,

એક ગુફામાં બે સિંહ સમાય નહી, એક મ્યાનમાં બે તરવાર ન હોય, તેમ હું અને એ બે સર્વજ્ઞ પણ કેમ હોઇએ ! માટે એ પાપીનું સર્વજ્ઞપણું હું ખમી શકતો નથી. એતો કોઇ પરદેશ ઇંદ્રજાળીઓ ધૂર્ત્ત દેખાય છે.

એટલામાં અનેક ભવ્ય લોક પ્રભુને વાંદી આવે છે. તેને ઇંદ્રભૂતિ હાંસીપુર્વક પૂછતો હવો કે, હે લોકો ! તે સર્વજ્ઞ કેવા છે? તે બોલ્યા એના ગુણનો પાર કોણ પામે ! અર્થાત્ કોઈ ન પામે. એવાં વચન લોકોનાં મુખ થકી સાંભળીને તેણે ચિંતવ્યું જે એ સર્વ લોકને એણે ભોળવ્યા છે. માટે સબલ ધૂર્ત્ત દેખાય છે, તો હવે હું એને મૂકું નહીં, હમણાંજ જઇને જીતું. પૂર્વે પણ ગોંડદેશના પંડિત મુજથી નાશી દૂર દેશે ગયા, સૌરાષ્ટ્રના પંડત સોરબકોર કરતા નાઠા, માળવાના પંડિત મૂગા થયા, તૈલંગ દેશના પંડિત તિલમાત્ર થયા, ગૂર્જરના પંડિત બોલી પણ શકયા નહીં, માહારા આગળ કોઇ પણ ઉભો રહે નહીં. હવે એનું પણ સર્વજ્ઞપણું પાધરૂં કરીશ, મ્હારા ભાગ્યે એ આવ્યો છે. મહારે કયા કયા શાસ્ત્રનો અભ્યાસ નથી અર્થાત્ લક્ષણ, છંદ, સાહિત્ય, તર્ક્ક અને શબ્દ શાસ્ત્રાદિક સર્વ હું સારી પેઠે શીખેલોછું, માટે વજ્રને કોઈ વસ્તુ અભેદ્ય નથી. એમ ચિંતવી પોતાના પાંચશેં છાત્ર લેઇ ત્યાં જવાને ઉજમાલ થયો. તેવારે અગ્નિભૂતિ બોલ્યો કે ભાઇ ! એ કીડી ઉપર કટક શો કરવો ? કાઢવો ઉંદર અને ખોદવો ડુંગર, કાપવો તૃણ અને મૂકવો કુઠાર (કુહાડો), કલમ ઉપાડવાને હસ્તીનું શું કામ? મૃગ મારવાને સિંહનું શું કામ? તેમ તમે પણ એ બાપડા સર્વજ્ઞ પાસે શું જોશો ? મને

આજ્ઞા આપો તો હુંજ એને જીતી આવું. તેવારે ઇંદ્રભૂતિ બોલ્યો એ મ્હોટો દેખાય છે માટે મ્હારા વિના બીજા આગળ નમશે નહીં; એમ કહી છાત્રને પરિવારે પરવર્યો બિરૂદાવલી બોલતો જેમકેઃ—"સરસ્વતિ કહા ભરણી, વાદિ વિજય, લક્ષ્મી શરણ, વાદી કદલી કૃપાણ, પંડિત શ્રેણી શિરોમણી, કુમતાંધકર નભોમણિ, જિતવાદિવૃંદ, વાદિગરૂડ ગોવિંદ, વાદિ મુખભંજન, કુવાદિ પ્રસાર ખંડન, સકળ ભૂપાળ રંજન, પંડિત સભામર્દન, વાદિકુદ્દાલ? રંજિતાનેક ભૂપાલ, જિતાનેક વાદ, સરસ્વતી શબ્દ પ્રસાદ, વાદિચુક દિવાકર, ઇત્યાદિક બિરૂદાવલિ બોલતે થકે ભગવંત પાસે આવ્યો. ભગવંતને દેખી સમોસરણને પગથીએ રહ્યો થકો ચિંતવવા લાગ્યો જે--શું આ બ્રહ્મા છે? કિંવા શંકર? કિંવા વિષ્ણુ? આતે કોણ છે? એતો સૂર્યની પેઠે દુઃપ્રેક્ષ્ય છે, સમુદ્રની પેરે દુર્લંઘય દેખાય છે, અહીં આ મ્હારૂં મહત્વ કેમ રહેશે? તે માટે ખીલાને અર્થે પ્રાસાદ કોણ ભાંજે? સૂત્રને અર્થે હાર કોણ ત્રોડે? ઠીંકરીને અર્થે કામ ઘટ કોણ ભાંજે? રાખને અર્થે ચંદન કોણ બાળે? લોહને અર્થે સમુદ્રમાં વાહાણ કોણ ભાંજે એમ વિચારે છે.

એટલામાં ભગવંત બોલ્યા, હે ઇંદ્રભૂતિ ગોયમ? તમે સુખે વર્તો છો? તે સાંભળી ઇંદ્રભૂતિએ વિચાર્યું જે એ તો માહારૂં નામ ગોત્ર જાણતો દેખાય છે અથવા માહારૂં નામ જગત્માં કોણ નથી જાણતો? જગત પ્રસિદ્ધ નામ છે તે તો સર્વ કોઇ જાણે છે, પણ એવાં મીઠાં વચને હું ભોળાઉં નહીં, તે કોઠું નહીં જેવાચે પડે. તે ગાય નહીં જે ગોવાલને વશ આવે. માટે એ-

મના મનનો સંશય ભાંજે તો હું એનું સર્વજ્ઞપણું જાણું એમ ચિંતવે છે, એટલામાં સર્વજ્ઞ ભગવાન બોલ્યા કે હે ઇંદ્રભૂતિ! જીવ છે કિંવા નથી? એવો તુજને સંશય છે, તો શું તું વેદના પદનો અર્થ નથી જાણુતો? "સમુદ્રો મથ્યમાનઃકિં" જાણીએ શું સમુદ્ર મથવા માંડયો હોય? એવા ગંભીર ધ્વનિથી પ્રભુ બોલવા લાગ્યા. "સવૈ અહમાત્મા જ્ઞાનમય ઇત્યાદિ" એ વેદ પદનો અર્થ આ રીતે છે કે આ જીવ જ્ઞાનમય, મનોમય, વાઙ્મય, ચક્ષુષ્મય શ્રોત્રમય, આકાશમય, વાયુમય, તેજોમય, આપોમય, પૃથ્વીમય, ક્રોધમય, હર્ષમય ધર્મમય, અધર્મમય, જેહવું કરે, તેવું કહેવાય, પાપ કરે તો પાપવંત કહેવાય, પુણ્ય કરેતો પુણ્યવંત કહેવાય. તથા દમ, દયા, દાન, એ ત્રણ દદ્દા જાણે, તે જીવ, વળી જેમ દુધમાં ઘૃત છે, કાષ્ટમાં અગ્નિ છે, પુલમાં વાસ છે, ચંદ્રકાંતમાં અમૃત છે તેમ શરીરમાં પણ અંતર્ગત જીવ જુદો છે, એ રીતે વેદમાં જીવ સત્તા છે. પ્રભુના મુખથી એ અર્થ સાંભળીને વેદ પદનો અર્થ સમજ્યો, સંદેહ દૂર થયો, તેવારે ઈંદ્રભૂતિએ પાંચશેં છાત્ર સંઘાતે દીક્ષા લીધી. પછી વીરના મુખ થકી "ઉપન્ને ઇવા, વિગને ઇવા, ધ્રુવે ઇવા," એ ત્રિપદી પામીને દ્વાદશાંગીની રચના કરી.

હવે ગૌતમે જે દીક્ષા લીધી, એ વાત બીજા ભાઇએ સાંભળી વિચાર્યું જે પર્વત વાયુ થકી ડગે નહીં, ચંદ્રમા મધ્યેથી અગ્નિ વરસે નહીં, અગ્નિમાં શીતળતા ન હોય, તો પણ હું ત્યાં જઇ એ ઈંદ્ર જાળીયાને હઠાવી મહારા ભાઈને પાછો લઇ આવું. એમ ચિંતવી અમર્ષે સહિત પાંચશેં છાત્રના પરિવારે સાથે શ્રી

વીર પાસે આવ્યો, તેને તેવીજ રીતે શ્રીવીરે બોલાવ્યો કે હે અગ્નિભૂતિ? તુજને શું કર્મ છે કિંવા નથી? એવો સંશય છે, તે શું તું વેદનો અર્થ નથી જાણતો "પુરૂષ એવે ઇત્યાદિ" પુણ્ય કર્મે પુણ્યવંત, પાપકર્મે પાપી, વળી લોકમાં એક સુભાગી, એક દુર્ભાગી, એક સુરૂપાવન્, એક કુરૂપવાન એક ધનવંત, એક નિર્ધન, એ સર્વ કર્મના ભેદ જાણવા, એ રીતે વેદમાં કર્મ સત્તા છે. તે સાંભળી એણે પણ પાંચશેં છાત્ર સહિત દીક્ષા લીધી.

અગ્નિભૂતિએ દીક્ષા લીધી તે સાંભળી ત્રીજો વાયુભૂતિ ભગવંત પાસે આવ્યો, ભગવંતે તેમને બોલાવીને કહ્યું કે, તે જીવને તેહિજ શરીર, એવો તુજને સંશય છે, તે શું તું વેદમાં "સમુત્યાય" પદ નથી જાણતો, ઇત્યાદિક પૂર્વની પેરે જીવસત્તા તેનું ભોગસ્થાન જે શરીર તે ભિન્ન છે, તે સાંભળી વાયુભૂતિએ પણ દીક્ષા લીધી.

હવે ચોથો વ્યક્ત આવ્યો તેને તેમજ ભગવંતે કહ્યું તુજને સંશય છે કે પાંચ ભૂત અને જીવ જૂદા છે કે એક છે? તે શું તું વેદમાંનું પદ નથી જાણતો કે "સ્વપ્નો પમં વૈસકલં" પૃથ્વી દેવતા, આપો દેવતા, દ્યાવા પૃથિવીચ એ સર્વ જોતાં પાંચ ભૂતથી જીવ જૂદો છે એ સાંભળી તેણે પણ દીક્ષા લીધી.

વળી પાંચમો સુધર્મા આવ્યો તેને ભગવંતે કહ્યું કે ઇહ ભવે જે જે હવા હોય તે પરભવે તેહવાજ હોય છે: એવો તુજને સંશય છે. તે પુરૂષ મરી પુરૂષ થાય અથવા નહીં પણ થાય, તેમજ સ્ત્રી મરીને સ્ત્રી પણ થાય કિંવા ન પણ થાય પુરૂષ

મરી પશુ પણ થાય, વા ન પણ થાય પશુ મરી પુરૂષ પણ થાય વા ન પણ થાય માટે જે જેહવો અહીંઆં હોય, તે પરભવે તેવો ન પણ થાય, ઇત્યાદિક સાંભળી તેણે પણ દીક્ષા લીધી.

છઠ્ઠા મંડિતજીને બંધ મોક્ષ છે કે નથી? એવો સંદેહ હતો. ભગવંતે વેદનું પદ કહ્યું કે "સહુષ વિગુણોવિભુર્ન બધ્યતે" એ પદ સિદ્ધાત્માનું નિરૂપણ કરે છે બાકી તો એ જીવ કર્મે બંધાય છે અને કર્મથી મુકાય છે, તે વારે મોક્ષ જાય છે માટે બંધ મોક્ષ છે. પછી તેણે પણ દીક્ષા લીધી.

સાતમા મૌર્થ પુત્ર આવ્યા તેને દેવતા છે કિંવા નથી? એવો સંદેહ છે તેને યમ, ઇંદ્ર વરૂણ, કુબેરાદિક "સહુષ યજ્ઞાયુદ્ધીય જમાનોંઽગલા સ્વર્ગલોકં ગચ્છતિ" એટલે યજ્ઞનો કરનાર શીઘ્ર સ્વર્ગે જાય છે એવો વેદ પાઠ છે, એમ સમજાવી દીક્ષા આપી.

આઠમા અકંપિતજીને નારકી નથી, એવો સંદેહ છે. તેને ભગવંત વેદ પદ કહી દેખાડેછે "નારકો વૈ એષજાયતેય શુદ્રન્નમ નાતિ" એટલે જે શુદ્રનું અન્ન લીયે તે જીવ નારકી થાય, એમ વેદમાં કહ્યું છે.

નવમા અચલ ભ્રાતાને પુણ્ય પાપનો સંદેહ છે, તેને ભગવંત વેદ પાઠ કહી દેખાડે છે, "પુરૂષએ વેદંગ્નિ" ઇત્યાદિ તથા "પુષ્યઃપુષ્યેન, પાપઃપાપેન" એટલે પુણ્ય કરવાથી સુખી થાય અને પાપ કરવાથી દુઃખી થાય એ રીતે પાપ પુણ્યની સત્તા વેદમાં છે.

દશમા મેતાર્યજીને પરલોક નથી, એવો સંદેહ છે, તેને

પ્રભુ વેદ પદ કહી દેખાડે છે "પુરૂષો સપાતકો મૃત્યુ પ્રાપ્નોતિ- સના હકાવેશો જાયતે" જે પુરૂષ પાપ સહિત મરે તે નારકી થાય એમ પરલોક સત્તાવેદમાં છે.

અગીઆરમા પ્રભાસજીને મોક્ષનો સંદેહ છે, તેને ભગવંત વેદ પદ કહી દેખાડે છે " જહામર્યં વા એતત્ સર્વં યદગ્નિહોત્રં " તેમાં યજ્ઞનું વિધાન છે પણ વા શબ્દથી જીહાં જરા મરણ નથી અનંતજ્ઞાન છે તે મોક્ષ છે, એમ વેદમાં મોક્ષ સત્તા માની છે.

હવે સુબોધિકા–ટીકાદિકનો આધાર લહીને શ્રી વીરચરિત્રને અનુસારે ગણધર વાદ કંઈક વિશેષથી કહીએ છીએ.

ભગવંત આવ્યાની વાત સાંભળી ઇંદ્રભૂતિ નામના એક પંડિતને વિશેષ ગર્વ આવ્યો તેથી અરે ? એ ઇંદ્ર જાળીયાના શા ભાર છે ?" એમ ગર્વિષ્ટ વચન કરી શ્રીવીર સમવસરણ તરફ તેણે ગમન કર્યું. જેમ જેમ તે સમવસરણ નજીદીક આવતો ગયો, તેમ તેમ હીરા આગળ કાચની માફક તેના વદનની શોભા ખસવા લાગી અનુક્રમે તે શ્રીવીર પાસે આવ્યો અને પ્રભુ મુખ જોઇ સાનંદાશ્ચર્ય તથા સ્તબ્ધ થઇ ગયો અને વિચાર કરવા લાગ્યો કે "આતે હરિહર, કેબતા, સદાશિવ કે રામચંદ્ર ? આતે કોણ હશે ?" એવા અનેક વિચારમાં ઇંદ્રભૂતિ ગુંચવાયો. આમ વિચારમાં સ્તબ્ધ થયેલા તેને શ્રીવીરે તેનાં નામ અને ગોત્ર પૂર્વક અમૃત સરખી મીઠી વાણીથી બોલાવ્યોઃ–હે ગૌતમ ઇંદ્રભૂતિ ? તું અત્રે સુખે આવ્યો છે ? એવું વીર વચન સાંભળીને ઇંદ્રભૂતિ વિચારવા લાગ્યો કે, અરે ? આ શું મારૂં નામ પણ જાણે છે ? અથવા ત્રણે જગત્માં વિખ્યાત એવું

મારૂ નામ કોનાથી અજાણ્યું છે ? સૂર્ય સહુ કોઈ બાલ ગોપાળથી શું અછાનો રહે છે ? હવે જો મારા મનમાં ગુપ્ત રહેલા સંદેશને તે કહી આપે તો હું તેને ( સાચો ) સર્વજ્ઞ માનું; નહીંતર ન માનું. એવી રીતે વિચાર કરતાં ઇંદ્રભૂતિને શ્રી વીર પ્રભુએ કહ્યું કેઃ–હે ઇંદ્રભૂતિ ? શું તારા મનમાં જીવનો સંશય રહે છે ? તું વેદના પદના અર્થને સારી રીતે જાણુતો નથી. હવે તેનો અર્થ હું કહું તે સાંભળ ? પછી વીર પ્રભુએ ઉચ્ચરેલો વેદનો ધ્વનિ, મથન કરતા સમુદ્ર સરખો, અથવા ગંગાના પૂર સરખો, અથવા આદિ બ્રહ્મના ધ્વનિ સરખો શોભતો હવો. તે વેદનાં પદ નીચે પ્રમાણેઃ–

" વિજ્ઞાન ઘન એવૈ તેભ્યો ભૂતેભ્યઃ સન્યુ ત્યારા તાન્યેવાનુ વિનમૂયતિ ન પ્રેત્ય સંજ્ઞા સ્તાંતિ તે પદોનો તું એવો અર્થ કરે છે કે, વિજ્ઞાન ઘન " એટલે ગમના ગમનાદિ ચેષ્ટાવાળો આત્મા, " એતેભ્યો ભૂતેભ્યઃ " એટલે પૃથ્વી, અપ, તેજ, વાયુ, અને આકાશથી, મદ્યાંગથી મદ શક્તિની પેઠે ઉત્પન્ન થઈને, તેઓનાંજ પાણીના પરપોટાની પેઠે પાછો લય થાય છે; માટે એવી રીતે પંચ ભૂતથી જુદો આત્મા નહી હોવાથી, તેનો પુનર્જન્મ નથી. પણ તે અર્થ અયુક્ત છે. તેનો ખરો અર્થ જે છે તે હવે તુ સાંભળ " વિજ્ઞાન " એટલે જ્ઞાન, દર્શન ઉપયોગાત્મક આત્મા અને તન્મય એટલે વિજ્ઞાન મય હોવાથી તે ( આત્મા ) પણ " વિજ્ઞાન ઘન " કહેવાય, કેમકે આત્માનાં દરેક પ્રદેશે જ્ઞાનનાં અનંત પર્યાયો છે એવો વિજ્ઞાન દાન એટલે ઉપયોગાત્મક આત્મા, કથંચિત્ ભૂતો થકી અથવા તે ભૂતોનાં વિકારરૂપ એવા ઘટાદિ-

કથી ઉત્પન્ન થાય છે. અર્થાત્ ઘટાદિકનાં જ્ઞાનથી પરિણત એવો જે જીવનો ઉપયોગ તે હેતુ ભૂત એવા ઘટાદિકથી જ થાય છે. કેમકે ઘટાદિ જ્ઞાનના પરિણામમાં ઘટાદિક વસ્તુઓ સાપેક્ષ રહેલી છે. એવી રીતે ઘટાદિક વસ્તુઓથી તેનાં ઉપયોગપણાથી જીવ ઉત્પન્ન થઇને તેમાંજ લય થાય છે. એટલે તે ઘટાદિક વસ્તુઓનો નાશ હોતે છતે, તેનાં ઉપયોગપણાએ કરીને જીવ પણ નાશ થાય છે, અને બીજા ઉપયોગપણાએ કરીને (જીવ) પાછો ઉત્પન્ન થાય છે અથવા સામાન્ય રૂપપણાએ કરીને તે અવસ્થિત રહે છે; તેથી કરીને પ્રેત્ય સંજ્ઞા નથી. એટલે તેને પહેલાંની ઘટાડિકની ઉપયોગીપણાની સંજ્ઞા હોતી નથી. કેમકે વર્તમાન ઉપયોગપણાથી તેની ઘટાદિક સંજ્ઞા નાશ પામેલી છે. વળી "આ આત્મા જ્ઞાનમય છે," અને "જે દમ, દાન, અને દયા એ ત્રણે દકાર જાણે તે જીવ" અને આ શરીર તો ચાવલ આદિકની પેઠે ભોગ્ય વસ્તુ છે. તેથી તેનો ભોક્તા (જીવ) હોવોજ જોઇએ ઇત્યાદિક અનુમાનથી પણ, તેમ વળી દૂધમાં જેમ ઘી, તલમાં જેમ તેલ, કાષ્ટમાં અગ્નિ અને પુષ્પમાં સુગંધ તથા ચંદ્રકાંતમાં જેમ અમૃત રહે છે, તેમ આ આત્મા શરીરમાં રહે છે અને તે શરીરથી જુદો પણ છે. એવી રીતે પ્રભુનાં વચનથી નાશ થયેલ છે સંદેહ જેનો, એવા ઇંદ્રભૂતિએ પાંચશેં શિષ્યોના પરિવાર સહિત પ્રભુ પાસે દીક્ષા લીધી, અને તત્કાળ "ઉપન્નેઇવા, વિગમેઇ વા, અને ધુવેઇ વા એ ત્રિપદી પ્રભુના મુખથી પ્રાપ્ત કરી દ્વાદશાંગીની રચના કરી. ઇતિ પ્રથમ ગણધર.

હવે અહીં લોકોનાં મુખથી અગ્નિભૂતિએ પોતાના ભાઇને

દીક્ષિત થએલા જાણીને વિચાર્યું કે, અરે ? તે ધુર્તને જીતીને હમણાં હું મારા ભાઇને પાછા વાળી લાવું. એમ વિચારી તે પણ પ્રભુની સન્મુખ આવ્યો. તે પણ ઈંદ્રભૂતિની માફકજ સમવસરણને જોઇને તથા શ્રી વીરપ્રભુનું મુખ જોઈ સાનંદાશ્ચર્ય પામ્યો. પ્રભુએ તેને પણ તેનાં ગોત્ર વિગેરે સહિત તેના નામથી બોલાવ્યો; તથા તેના મનમાં રહેલો સંદેહ પણ કહી સંભળાવ્યો, અને કહ્યુંકેઃ–હે અગ્નિભૂતિ ? તારા મનમાં કર્મનો સંદેહ વર્તે છે ? વેદના તત્વાર્થને તું હજી પ્રગટ રીતે જાણી શકયો નથી. તે આ રીતે છે.

"પુરૂષણ વેદગ્નિં સર્વયદ્ભૂતં હ્યચ્ચ ભાવ્યં ઇત્યાદિ" આ-વાકયનો તારા મનમાં એવો અર્થ ભાસે છે કે, જે અતીત કાળમાં થએલું છે, તથા જે આગામી કાળમાં થવાનું છે તે સઘળું "પુરૂષ એવ" આત્માજ છે. અહીં એવકાર કર્મ, ઈશ્વર આદિકના નિષેધ માટે છે. આવા અર્થથી જે મનુષ્ય, દેવ, તિર્યંચ, પર્વત, પૃથ્વી આદિક વસ્તુઓ દેખાય છે, તે સઘળું આત્માજ છે, અને તેથી કર્મનો નિષેધ પ્રગટજ છે કેમકે અમૂર્ત એવા આત્મા સાથે મૂર્ત એવા કર્મનો સંબંધ, તેવડે અનુગ્રહ અને નિગ્રહ શી રીતે થઇ શકે ? જેમ આકાશને ચંદન આદિકનું લેપન કરી શકાતું નથી તેમજ તેને તલવાર આદિકથી કાપી પણ શકાતું નથી; માટે કર્મ છેજ નહીં એવો અર્થ તારા મનમાં છે. પણ હે અગ્નિભૂતી એ અર્થ સમર્થ નથી, પણ વિપરીત છે. કેમકે વેદનાં તે પદો તો પુરૂષની સ્તુતિનાં છે. વેદનાં વાકયો ત્રણ પ્રકારનાં છે. કેટલાંક વિધિ વાકયો છે જેમકે સ્વર્ગની ઇચ્છા કરનાર

પ્રાણીએ અગ્નિ હોમ કરવું, વળી કેટલાંક વાકયો અનુવાદ સુચવનારાં છે; જેમકે બાર માસનો એક સંવત્સર કહેવાય અને કેટલાંક વાકયો સ્તુતિરૂપ છે; જેમકે આ ઉપરનુંજ તારા સંદેહવાળું વાકય. આ વાકયથી પુરૂષનો મહિમા કહેલો છે, પણ અન્ય કર્માષ્ઠિક વસ્તુઓનો અભાવ કહ્યો નથી. કેમકે અન્યથાતો, "પુણ્યં પુણ્યેન કર્મણા, પાપં પાપેન કર્મણા "ઇત્યાદિક વેદના વાકયો નિરર્થક થાય. વળી અમૂર્ત એવા આત્માને મૂર્તિમંત એવા કર્મોવડે અનુગ્રહ અને નિગ્રહ કેમ થાય? તે કહેવું પણ અયુક્ત છે. કેમકે મૂર્તિમંત એવા મદ્યાદિકથી અમૂર્ત એવા જ્ઞાનનો ઉપઘાત થાય જ છે, અને બ્રાહ્મી આદિક ઔષધિથી તે જ્ઞાનનો અનુગ્રહ પણ થાયજ છે. વળી જો કર્મ ન હોય, તો એક સુખી, બીજો દુઃખી; એક શેઠ, બીજો ચાકર, ઇત્યાદિક જગતની વિચિત્રતા કેમ સંભવે? પ્રભુના તે વચનો સાંભળીને અગ્નિભુતિનો સંશય પણ દૂર થયો, તેથી તેમણે પણ પોતાના પાંચશેં શિષ્યો સાથે દીક્ષા લીધી.

હવે તેઓ બન્નેને દીક્ષિત થયેલા જાણીને વાયુભુતિએ વિચાર્યું કે, જે પ્રભુના ઇંદ્રભૂતિ અને અગ્નિભૂતિ શિષ્યો થયા, તે પ્રભુ તો મારે પણ પૂજનિક છે; માટે તેમની પાસે જઈ, હું પણ મારો સંશય દૂર કરૂં એમ વિચારી તે પણ પ્રભુ પાસે આવ્યો.

હવે 'તજ્જીવ તચ્છરીર' એવા સંદેહવાળો વાયુભૂતિ આવ્યો, તેને પ્રભુએ કહ્યુ કે, તું પણ વેદના અર્થોને સારી રીતે જાણી શકતો નથી, કેમકે "વિજ્ઞાનઘન એવૈતેભ્યો ભૂતેભ્યઃ" ઇત્યાદિક પદોએ કરીને પંચભૂતોથી પ્રથક જીવ નથી, એમ ખાત્રી

થાય છે તથા "સત્યેન લભ્યસ્તપસા હ્યષે બ્રહ્મચર્યેણ નિત્યં જ્યોતિર્મયોહિ શુદ્ધો ય પશ્યન્તિ ધીરા યતયઃ સંયતાત્માનઃ ઇત્યાદિ" હવે તે વાક્યોનો અર્થ નીચે પ્રમાણેઃ—

આન્યોતિ રૂપ તથા શુદ્ધ આત્મા, સત્ય, તપ અને બ્રહ્મચર્યથી જણાય છે, તે પદોવડે ભૂતો થકી પ્રથક એવા આત્માની પ્રતીતિ થાય છે; આથીજ તને સંદેહ થાય છે કે આ શરીર છે તેજ આત્મા છે, કે કોઇ બીજો છે? તે તારો સંદેહ અયુક્ત છે. કારણ કે "વિજ્ઞાનઘન" ઇત્યાદિ પદોના અમોએ કહેલા અર્થ પ્રમાણે આત્માની સત્તા એટલે હોવાપણું પ્રગટજ છે. એવી રીતે તેનો સંશય દૂર કર્યો તેથી તે વાયુભૂતિએ પણ પોતાના પાંચશેં શિષ્યો સાથે દીક્ષા લીધી.

હવે પંચભૂતમાં સંદેહવાળો અવ્યક્ત નામનો પંડિત આવ્યો, તેને પ્રભુએ કહ્યું કે, તું પણ વેદના અર્થને જાણી શકયો નથી. "યેનસ્વપ્નો પમંવૈ સકલં ઇત્યેષ બ્રહ્મવિધિરંજસા વિજ્ઞેય ઇતિ" આ વાકયોનો તારા મનમાં એવો અર્થ ભાસે છે કે, ખરેખર પૃથ્વી આદિક આ સઘળું સ્વપ્ન સરખું એટલે અસત્ય છે. અને તેથી પંચભૂતોનો અભાવ છે, વળી" પૃથ્વી દેવતા, આપો દેવતા ઇત્યાદિ વાકયોથી ભૂતોનું છતાપણું જણાય છે; માટે તે બાબતનો તારા મનમાં સંદેહ છે, પણ તે અયુક્ત છે. કેમકે "સ્વપ્નોપમં વૈ સકલં" ઇત્યાદિ પદો આત્મ સંબંધી ચિંતવન કરતાં, કનક કામીની આદિકોના સંયોગનું અનિત્યપણું સૂચવનારાં છે પણ તે કંઇ પંચભૂતોનો નિષેધ સૂચવનારાં નથી, એવી રીતે તેનો સંશય દૂર કર્યો; તેથી તે અવ્યક્તજીએ પણ પોતાનાં પાંચશેં શિષ્યો સાથે દીક્ષા લીધી.

પછી "જે જેવો તે તેવો" એવી રીતના સંદેહવાળો સુધર્મ નામનો પંડિત આવ્યો, તેને પ્રભુએ કહ્યું કે તું પણ વેદના અર્થને સારી રીતે જાણી શકયો નથી. "પુરૂષો વૈ પુરૂષત્વમશ્નુતે પશવ પશુત્વં" ઈત્યાદિ પદો ભવાંતરનું સાદસ્યપણું સૂચવનારાં છે, તથા "શૃંગાકો વૈ એષ જાયતે યઃ સપુરીષા દહ્યતે" ઈત્યાદિ પદો તો વળી ભવાંતરમાં સાદૃશ્યપણું દેખાડનારાં નથી. ઇત્યાદિ તારા મનમાં સંદેહ છે, પણ તે વાકયોનો ખરો અર્થ હજુ તારા જાણવામાં આવ્યો નથી; કેમકે "પુરૂષો વૈ પુરૂત્વમશ્નુતે."

ઇત્યાદિક જે પદો છે. તેનો અર્થ તો એવો છે કે, કોઇક મનુષ્ય પણ માર્દવ, આર્જવ આદિક ગુણોએ કરીને યુક્ત થયો થકો મનુષ્ય સંબંધી આયુકર્મને બાંધીને પાછો પણ મનુષ્યપણાને પામી શકે; એવો અર્થ નિરૂપણ કરનારાંને વાકયો છે. પણ મનુષ્યને મનુષ્યજ થાય એવો નિશ્ચય બતાવનારાં તે વાકયો નથી વળી તારા મનમાં એક એવી યુક્તિ પણ ઠસેલી છે કે, મનુષ્ય કેવી રીતે પશુ થઇ શકે ? કેમકે આવળના દાણા વાવ્યાથી કંઈ ઘઉ પેદા થતા નથી પણ તારી તે યુક્તિ બરોબર નથી. કેમકે છાણ આદિકથી વીંછી વિગેરેની ઉત્પત્તિ થતી દેખાય છે; જેથી કેવળ કાર્ય સાદૃશ્યપણું ઘટી શકતું નથી. એવી રીતે સર્વ વેદ શ્રુતિઓનો અર્થ ભગવાને તેને યથાર્થ સમજાવી તેનો સંશય દૂર કર્યો પછી તેણે પણ પોતાના પાંચશે શિષ્યો સાથે દીક્ષા લીધી.

પછી "બંધ મોક્ષ છે કે નહિ?" આ સંશયવાળા મંડિક પુત્ર આવ્યા, તેને પ્રભુએ કહ્યું કે આ સંશય પણ વેદ શ્રુતિઓનો

અર્થ બરાબર નહિં સમજાયાથી થયેલો છે. તે શ્રુતિઓ આ છે "સએષ વિગુણો વિભુર્ન બધ્યતે સંસરતિ વા, ન મુચ્યતે મોવચ નિવા, એષ બાહ્ય મભ્યતહં વા વેદ ઇત્યાદીનિ" આ શ્રુતિનો અર્થ તારા મનમાં આ પ્રમાણે ભાસે છે આ જીવ સત્ત્વાદિ ગુણ રહિત સર્વગત સર્વવ્યાપિ, તેને પુણ્ય પાપથી બંધ થતો નથી અને સંસારમાં તે ભ્રમણ પણ કરતો નથી, કર્મોથી છુટતો નથી. બંધનો અભાવ હોવાથી બીજાઓને કર્મોથી છોડાવતો પણ નથી; આ પ્રમાણેના કથનથી આત્મા અકર્ત્તા છે. તેજ ફરીથી બતાવે છે.

આ પુરૂષ પોતાના આત્માથી ભિન્ન મહત્ અહંકારાદિ તેમજ અભ્યંતર એવું પોતાનું સ્વરૂપ જાણતો નથી; કારણકે જાણવું તે જ્ઞાનથી થાય છે, અને જ્ઞાન, પ્રકૃતિનો ધર્મ છે. પ્રકૃતિ અચેતન છે, તેથી બંધ મોક્ષ નથી, આ શ્રુતિથી બંધ મોક્ષનો અભાવ સિદ્ધ થાય છે તેનાથી વિરૂદ્ધ શ્રુતિ આછે.

"નહિ વૈશહીહ રૂયે પ્રિયા પ્રિયયોર પહતિરસ્તિ અ શરીરં વા પ્રસંતં પ્રિયા પ્રિયે ન સ્પૃશન ઇત્યાદિ"

**ભાવાર્થ**:—શરીર સહિતને સુખ દુઃખનો અભાવ કદાપિ થતો નથી. તાત્પર્ય એ છે કે, સંસારી જીવ સુખ દુઃખથી રહીત થતો નથી અને કારણના અભાવથી અમૂર્ત આત્માને સુખ દુઃખ સ્પર્શ કરી શકતા નથી. આ શ્રુતિથી બંધ મોક્ષ સિદ્ધ થાય છે; તથા તારા મનમાં પણ એમ છે કે–યુક્તિથી પણ બંધ મોક્ષ સિદ્ધ. થતા નથી. જે વિગુણ એટલે છદ્મસ્થતા રહિત અને વિભુ એટલે વિશ્વવ્યાપક કેવળજ્ઞાનથી યુક્ત છે એવો આત્મા પુણ્ય પાપથી બંધાતો નથી. પણ બીજા છદ્મસ્થ જીવો તો બંધાયજ

છે. ઈત્યાદિ સંશયનો ભગવાને યથાર્થ ખુલાસો કરી તેનો સંશય દૂર કર્યો. પછી મંડિત પૂત્રે પોતાના સાડા ત્રણસેં શિષ્યોની સાથે દીક્ષા લીધી.

હવે દેવ વિષયમાં સંદેહવાળા એવા મૌર્યપુત્ર નામના પંડિત આવ્યા, તેમને પ્રભુએ કહ્યું કે તું પણ વેદના અર્થને સારી રીતે જાણી શકયો નથી. "કો જાનાતિ માયોપમાન્ ગીર્વાણા નિંદ્રયમ વરૂણ કુબેરાદીન્" એ પદોથી દેવોનો નિષેધ પ્રત્યય દેખાય છે અને "સએષ યજ્ઞાયુધિ યજમાનોંઽજમા સ્વર્લોકિં ગચ્છતિ" એ પદથી દેવોનું હોવાપણું સિદ્ધ થાય છે. એવી રીતનો તારા મનમાં સંદેહ છે, પણ તે અયુક્ત છે. કેમકે આ પર્ષદામાં બેઠેલા દેવોને તો હું અને તું બન્ને પ્રત્યક્ષ રીતે જોઈએ છીએ. વળી વેદમાં ને "માયોપમાન્" એવું દેવોનું વિશેષણ કહ્યું છે, તેતો તેઓનું પણ અનિત્યપણું સૂચવનારૂં છે. એવી રીતે શ્રુતિઓનો યથાર્થ અર્થ સમજાવી શ્રી ભગવંતે તેનો સંશય દૂર કર્યો. પછી તેણે પણ પોતાના સાડા ત્રણસેં શિષ્યોની સાથે દીક્ષા લીધી.

પછી નારકીના સંબંધમાં સંદેહવાળો એવો "અંકપિત" નામનો પંડિત આવ્યો. તેને પ્રભુએ કહ્યું કે, તું પણ વેદના અર્થને સારી રીતે સમજી શકયો નથી "નહિ બૈ પ્રેત્ય નરકે નારકાઃ સન્તિ" ઇત્યાદિ પદોથી નરકોનો અભાવ જણાય છે, અને "નારકો વૈ એષ જાયતેયઃ શુદ્રાન્નમશ્નાતિ" ઈત્યાદિ પદોથી નરકોનું હોવાપણું સિદ્ધ થાય છે, એવી રીતનો તારા મનમાં સંદેહ છે. પણ તેનો અર્થ એવો છે કે, પરલોકમાં નારકીઓ મરીને નારકીઓ થતા નથી, અર્થાત મેરૂ આદિકની પેઠે નારકીઓ શા-

શ્વતા હોતા નથી, એવો તેનો અર્થ છે પણ જેઓ પાપ આચરે છે, તેઓ નરકમાં જઇ ઉપજે છે, એવી રીતે શ્રુતિઓના યથાર્થ અર્થ શ્રી ભગવંતે સમજાવી તેનો સંશય દૂર કર્યો પછી અકંપિતજીએ પોતાના ત્રણસેં શિષ્યોની સાથે દીક્ષા લીધી.

પછી પુણ્યના સંબંધમાં સંદેહવાળો અચલ ભ્રાત આવ્યો; તેને પણ પ્રભુએ કહ્યું કે, તું પણ વેદનો અર્થ હજુ બરાબર સમજતો નથી, તે અર્થ અગ્નિભૂતિના અર્થના જેવોજ જાણવો. એ રીતે તેનો સંશય ભગવંતે દૂર કર્યો, તેથી તેણે પોતાના ત્રણસેં શિષ્યો સાથે દીક્ષા લીધી.

પછી પરમ ભવના સંદેહવાળો મેતાર્થ નામનો પંડિત આવ્યો, તેને પ્રભુએ કહ્યું કે, તું પણ વેદના અર્થ બરાબર સમજતો નથી, તારે પણ ઇંદ્રભૂતિને કહેલા અર્થ પ્રમાણે સંદેહને દૂર કરવો તેથી તણે પણ પોતાના ત્રણસેં િષ્યો સાથે દીક્ષા લીધી.

પછી નિર્વાણના વિષયમાં સંદેહવાળો છેલ્લો (અગીયારમો) પ્રભાસ નામનો પંડિત આવ્યો, તેને પણ પ્રભુએ કહ્યુ કે, તું પણ વેદના અર્થને હજુ સુધી બરોબર સમજ્યો નથી "જરામર્યંવા યદગ્નિહોત્રં" આ પદવડે કરીને મોક્ષનો અભાવ જણાય છે; કેમકે જે અગ્નિ હોત્ર છે, તે "જરામર્યં" કહેતાં હમેશાં કરવું એમ કહ્યું છે, અને તેથી કરીને અગ્નિહોત્રનું હમેશાં કરવાનું પ્રતિપાદન કર્યું. પણ તે અગ્નિહોમની ક્રિયા તો મોક્ષનું કારણ થઇ શકતી નથી. કેમકે તેમાં કેટલાકને વધ થાય છે, તો કેટલાકનો ઉપકાર થાય છે, અને મોક્ષસાધક એવા અનુષ્ઠાનો માટે કોઇ વખત કહેલો નથી, માટે મોક્ષ છેજ નહિ એવું પ્રતીત થાય છે,

તેમજ વળી કહ્યું છે કે, "હે બ્રહ્માણી વેદિ તવ્ય" કહેતાં બે બ્રહ્મને જાણવાં, એક પર ને બીજું અપર તેમાં પર એટલે સત્ય જ્ઞાન અને અપર એવા શબ્દથી તો મોક્ષની પ્રતીતિ થાય છે, કેમકે અહિં "વા" શબ્દનો "અર્થ" એવો અર્થ થાય છે, એટલે જે કોઇ સ્વર્ગાદિકનો અર્થી હોય, તેણે તો જાવજીવ સુધી અગ્નિહોત્ર કરવું, અને જે નિર્વાણનો અર્થી હોય, તેણે તો અગ્નિહોત્ર છોડીને નિર્વાણ સાધનની પણ ક્રિયા કરવી, પણ નિયમથી અગ્નિહોત્ર કરવો એવો શબ્દાર્થ કરવો નહીં. અને તેથી કરીને નિર્વાણસાધક ક્રિયાનો પણ વખત જણાવ્યો માટે નિર્વાણ તો છેજ એવી રીતે શ્રુતિઓનો યથાર્થ અર્થ શ્રી ભગવંતે સમજાવી તેનો સંશય દૂર કર્યો પછી પ્રભાસજીએ પોતાના ત્રણસેં શિષ્ય સાથે દીક્ષા લીધી.

એમ અનુક્રમે અગીઆરે પંડિતો પ્રભુ પાસે આવ્યા પ્રભુ તે સર્વેના સંશય દૂર કરાવી તેથી તેઓએ પોતાના ચુંવાલીસસેં (૪૪૦૦) શિષ્યો સાથે પ્રભુ પાસે દિક્ષા લીધી પ્રભુએ તેમને ચારિત્ર મુગટ પેહેરવ્યા અને ત્રિપદી આપી પોતાના ગણધર સ્થાને સ્થાપ્યા એમ ગૌતમાદિ અગીઆરે ગણધરે પ્રતિબોધ પામી દીક્ષા લીધી ઇંદ્ર મહારાજ રત્નોનો થાળ ગંધવાસે ભરી લાવ્યા ભગવંતે મુઠી ભરી વાસ ક્ષેપ કર્યો. ભગવંતથી ત્રિપદી પામી ચૌદ પૂર્વની રચના કરી દેવતાઓ દુંદુભી વગાડી જય જય શબ્દ બોલ્યા.

શ્રી ગૌતમ સ્વામી ઉત્કૃષ્ટરૂપ, પ્રથમ સંઘયણ, પ્રથમ સંસ્થાન યુક્ત, છઠ્ઠ અઠ્ઠમાદિ તપશ્ચર્યા કરતા થકા, ધર્મ દેશના થકા, તેજો લેશ્યાદિક અઠ્ઠાવીસ લબ્ધિના ધરનાર, ચાર જ્ઞાનવંત ચઉદ પૂર્વ

ધારી, શ્રુત કેવલી થયા, તે જેને દિક્ષા આપે તેને કેવળજ્ઞાન ઉપજે પરંતુ પોતાને પ્રભુ ઉપર ઘણો સ્નેહ હોવાથી કેવળજ્ઞાન થાય નહીં. તેવારે ચિંતવ્યું જે મને કેવળ જ્ઞાન થશે કે નહીં, ગૌતમની એવી ચિંતવણીએ શ્રી વીર પ્રભુ દેશનામાં બોલ્યા કે જે પોતાની લબ્ધિએ અષ્ટાપદ પર્વત ઉપર ચઢી ચોવીસ તીર્થંકરને વાંદે, તે જીવ તેજ ભવે મોક્ષે જાય એવી વીર ભગવાનની વાણી સાંભળી બત્રીસ કોસ ઉંચો અષ્ટાપદ પર્વત છે, જેના આઠ પાવડીઆ છે. ચાર ચાર ગાઉને આંતરે એક એક પાવડીઉં છે તેના ઉપર સૂર્યનાં કિરણ અવલંબીને શ્રી ગૌતમસ્વામી પોતાની લબ્ધિએ ચઢ્યા ત્યાં ચોવીસ જિનને વાંદી જગ ચિંતામણી સ્તવન જોડી તિર્યક્જૃંભક નામા સામાનિક દેવ શ્રી વયરસ્વામીનો જીવ તેને પુંડરિકાધ્યયને પ્રતિબોધીને નીચે ઉતાર્યા, તેવારે પન્નરસેં ત્રણ તાપસ ચોથ, છઠ્ઠ અને અઠ્ઠમ તપને પારણે કદી પારણું મળે તો પારણું કરે, એમ કરતાં બાર માસ વહી ગયા છે. તેમણે શ્રી ગૌતમને ઉતરતા દીઠા તેવારે ચિંતવ્યું જે આપણે એના શિષ્ય થઈએ તો અષ્ટાપદ ઉપર જઇ વાંદીએ એમ ધારી ઉઠીને ગૌતમને પગે લાગ્યા ગૌતમે તેમને પ્રતિબોધીને દિક્ષા આપી પછી મંકોલારે અષ્ટાપદે ચડાવી તાપસને દેવ વંદાવીને પાછા ઉતાર્યા પછી ગૌતમજીએ પૂછ્યું કે હે શિષ્યો તમે પારણું કરશો ? તે બોલ્યા હા સ્વામી પછી ગૌતમજી પોતાની લબ્ધિએ કરી ખીરનો એક પડીયો સવાશેરનો ભરી આવ્યા અને તાપસોને કહ્યું કે ઉઠો પારણું કરો તે વારે ખીરપાત્ર દેખી તાપસ કહેવા લાગ્યા કે ખીર થોડીને ખાનાર ઘણા મારે આટલી ખીરથી

તો આંખે આંજણુ પણ પુરૂં થશે નહીં પછી ગૌતમે તાપસોનો સંદેહ ભગવાને અર્થે ખીરના પાત્રમાં પોતાનો અંગુઠો મુકયો. તે વારે અક્ષિણ લબ્ધિથી પંદરસેં ત્રણ તાપસોને પારણાં કરાવ્યાં પોતે પણ પારણું કર્યું ત્યાં પાંચસોને એક તાપસોને તો ખીર જમતાં શ્રી ગૌતમના ગુણનું ચિંતવન કરતાં કેવળજ્ઞાન ઉપન્યું અને પાંચસો એકને સમવસરણ દેખી કેવળજ્ઞાન ઉપન્યું અને પાંચસેં એકને વીર ભગવાન દેખી કેવળજ્ઞાન ઉપન્યું એમ પંદરસેં ત્રણ તાપસ કેવળી થયા તેમણે વીર ભગવાનને વાંદી કેવળીની સભામાં જોવા માંડયું, ત્યારે ગૌતમસ્વામીએ કહ્યું હે શિષ્યો ! તમે છદ્મસ્થની સભાએ બેસો અહીંઆં તો કેવલીની સભા છે. માટે ન બેસવું; તે વારે વીરભગવાન બોલ્યા કે હે ગૌતમ તમે કેવલીની આશાતના માં કરો, એ પન્નરસેં ત્રણ કેવળ થયા છે; તે સાંભળી ગૌતમ ખેદ પામ્યા કે જુઓ મારા શિષ્ય કેવળી થયા પણ હું કેવળી થતો નથી એમ ચિત્તમાં ઘણો ખેદ કરવા લાગ્યા તે વારે ભગવાને કહ્યું હે ગૌતમ ખેદ મ કર અંતે આપણ બન્ને સરખા થઇશું.

એમ પ્રભુએ અગિઆર ગણધર થાપીને ચતુર્વીધ સંઘરૂપ તીર્થની સ્થાપના કરી પ્રભુને સુધર્માસ્વામી આદે દઇને ચૌદ હજાર સુધી છત્રીસ હજાર સાધવી, એકલાખ ઓગણસાઠ હજાર શ્રાવક ત્રણ લાખ અઢાર હજાર શ્રાવિકાઓ, તેરસેં અવધિજ્ઞાની, ત્રણસેં ચૌદપૂર્વધારી, સાતસેં કેવળજ્ઞાની, સાતસેં વૈક્રિય લબ્ધિવાળા, તથા પાંચસેં મનઃપર્યવજ્ઞાની અને ચારસેં વાદી, એટલો પરિવાર શ્રીવીર પ્રભુને થયો.

પ્રભુના શાસનામાં માતંગ નામે યક્ષ અને સિદ્ધાયિકા નામે દેવી શાસન દેવતા થયાં.

પછી પ્રભુ પોતાનો નિર્વાણ સમય નજીક જાણી અપાપા નગરીયે પધાર્યા ત્યાં દેવતાઓએ સમવસરણ રચ્યું પ્રભુએ સોળ પહોર અખંડ ધારાએ દેશના દીધી. કારતક વદી અમાવાસ્યાની રાત્રીને વિષે સ્વાંતી નક્ષત્રમાં પ્રભુએ સોળ પહોર પર્યંત અખંડ ધારાએ દેશના આપી. તે દેશનાને શ્રાવક સઘળા પોસહ કરીને સાંભળતા હવા પછી સંધ્યા સમય પેહેલાં પ્રભુએ ગૌતમ સ્વામીને દેશશર્મા બ્રાહ્મણને પ્રતિબોધ કરવા સારૂ પાર્શ્વવર્તી ગામે મોકલ્યા હતા, અહીં અમાવાસ્યાની પાછલી બે ઘડી રાત રહે કે વીરપ્રભુ બે પગે પલાંઠી વાળી બેઠા થકા એકાકી નિર્વાણ પામ્યા પ્રભાત થતાં ગૌતમ સ્વામી દેવશર્માને પ્રતિબોધ આપી પાછા વળ્યા તે વારે માર્ગમાં કેટલાક દેવોને શુન્ય ચિત્તે દીઠા, અને ઉપયોગથી વીર નિર્વાણ જાણ્યું, તેવારે વજાહતની પેરે મૂર્છા પામ્યા પછી સાવધાન થઇ વિલાપ કરવા લાગ્યા કે હે પ્રભો ! તમે ત્રણ લોકના સૂર્ય અસ્ત પામ્યા તો હવે મિથ્યાત્વરૂપ અંધકાર પ્રસરવા માંડશે. હે પ્રભુ ! હું મારા મનના સંદેહ કોને પૂછીશ હે વીર તમે એવું શું કર્યું જે આ વખતે મને દૂર કીધો. હું શું તમારા કેવળજ્ઞાનમાં ભાગ પડાવત એમ વિલાપ કરી રડવા લાગ્યા. પછી ગૌતમે વિચાર્યું જે શ્રી વીતરાગ તો નિઃસ્નેહી હોય અહીંયાં તો મારોજ અપરાધ છે. કારણ કે મેં મોહને વશે તદાશ્રુતનો ઉપયોગ આપી જોયું નહીં. માટે મારા એકપખા સ્નેહને ધિક્કાર હોજો. એમ સંભાવના ભાવતા ગૌતમસ્વામીને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. પછી બાર

વર્ષ કેવળ પામી બાણું વરસનું આયુષ પુરૂ કરી ગૌતમ સ્વામી મોક્ષે પહોચ્યા.

હવે ભગવાનના નિર્વાણ સમયે કુંથુંઆ જાતિના તેઇંદ્રિજીવ ઘણા ઉત્પન્ન થયા. તેનું કારણ શિષ્યે પૂછયા થકી ગુરૂએ કહ્યું કે ધર્મ ચાળણી પેરે ચળાશે અને હવે દુઃખે સંયમ પાળી શકાશે. અઠ્ઠાશી ગ્રહ માંહેલો ભસ્મ નામા ત્રીશમો ગ્રહ તે પ્રભુના જન્મ નક્ષત્રથકી ઉતર્યો નથી તે માટે સાધુ સાધવીની માન્યતા નહીં થાય. એવું જાણી સૌધર્મેંદ્ર ભગવાનને વીનતી કરી કે હે મહારાજ આપ મોક્ષે પધારો છો, પરંતુ આપના સંતાનીઆને બે હજાર વરસ પર્યંત પીડા થશે. માટે બે ઘડીનું આયુષ્ય આપ વધારો તો ભસ્મ ગૃહ ઉતરી જાય, કે જેથી પછવાડે ધર્મને વિષે ઉદય પૂજા થાય, તે સાંભળી ભગવાન બોલ્યા કે હે ઇંદ્ર એ થયું નથી, થતું નથી તેમ થવાનું પણ નથી. તમે તો બે ઘડી કહો છો પણ એક સમય માત્ર પણ મારાથી આયુષ્ય વધી શકે નહીં. એ ગ્રહ ઉતર્યા પછી ધર્મદત્ત રાજાથી ધર્મનો ઉદય થશે અને શ્રી સંઘને હર્ષ થશે.

ભગવંતના નિર્વાણ પછી ભગવાનના મામા ચેડારાજા વગેરે એ અમાવાસ્યાને દિવસે ઉપવાસ કરી ભગવાન નિર્વાણ પામ્યા તેથી ભાવ ઉદ્યોત ગયો જાણી દીવા પ્રમુખ દ્રવ્ય ઉદ્યોત કર્યો, ત્યારથી દીવાળીનું પર્વ થયું, હવે નંદીવર્ધન નામે જે ભગવાનનો મોટો ભાઇ છે. તેણે ભગવાનનું નિર્વાણ સાંભળી ઘણોજ શોક કરવા માંડયો, તેવારે સુદર્શના નામે બેને પોતાને ઘેર બોલાવી ભોજન કરાવ્યું, ત્યારથી લોકમાં ભાઇબીજ પ્રગટ થઇ છે.

શ્રી વીર નિર્વાણુ પછી વલ્લભીપુર નગરને વિષે દેવર્દ્ધિગણી ક્ષમાશ્રમણ પ્રમુખ સર્વ શ્રી સંઘે મળીને સિદ્ધાંત પુસ્તકારૂઢ કીધું. એટલે આગળ તો સર્વે સુત્રા આચાર્યને મોઢે હતાં પછી બાર વર્ષ દુકાળ પડયો, તેથી કેટલાએક સાધુઓ મરણુ પામ્યા. તેથી ઘણાં સૂત્રો વિચ્છિદ ગયાં. પછી જ્યારે સુકાળ થયો તેવારે સૂત્રોનો વિનાશ થતો દેખી સાધુનો સંઘ ભેગો થઈ જેને મુખે જેટલો પાઠ સ્મરણુમાં રહ્યો હતો. તે સર્વ તાડપત્ર ઉપર લખી પુસ્તકારૂઢ કર્યો.

પ્રભુ ગૃહસ્થપણુામાં ત્રીશ વરસ અને વ્રતમાં બેતાલીશ વરસ એમ બોતેર વરસનું આયુષ પુરૂં કરી પાર્શ્વનાથ પ્રભુના નિર્વાણુ પછી અઢીસેં વરસે મોક્ષે ગયા.

ઇતિ મહાવીર ચરિત્ર.

## શ્રી તીર્થંકર ચરિત્ર સમાપ્ત.



# श्री आनंदघन कृत चोविशी.

---

## १ श्री ऋषभ जिन स्तवन.

करम परिक्षा करण कुमर चल्यो रे. ए देशी.

ऋषभ जिनेश्वर प्रितम माहरो रे, ओर न चाहुं रे कंत ॥
रीझ्यो साहेब संग न परिहरे रे, भांगे सादि अनंत ॥ऋषभ १ ॥
प्रित सगाइरे जगमां सहु करे रे, प्रित सगाइ न कोय ॥
प्रित सगाइरे निरुपाधिक कहीरे, सोपाधिक धन खोय ॥ऋषभ २ ॥
कोइ कंत कारण काष्ट भक्षण करेरे, मिलशुं कंतने धाय ॥
ए मेलो नवि कहिये संभवेरे, मेलो ठाम न ठाय ॥ ऋषभ ३ ॥
कोइ पति रंजन अति घणो तप करेरे, पति रंजन तन ताप ॥
ए पतिरंजन में नवि चित धरयुंरे, रंजन धातु मिलाप ॥ऋषभ ४॥
कोइ कहे लीलारे ललख अलख तणीरे, लख पूरे मन आस ॥
दोष रहितने लीला नवि घटेरे, लीला दोष विलास ॥ऋषभ ५ ॥
चित्त प्रसन्नरे पूजन फल कह्युंरे, पूजा अखंडित एह ॥
कपट रहित थइ आतम अरपणारे, आनंदघन पद रेह ॥ऋषभ ६॥

---

## २ अजित जिन स्तवन.

### मारुं मन मोह्युंरे श्री विमलाचलेरे ए देशी.

पंथडो निहालुंरे बीजा जिन तणोरे, अजित अजित गुण धाम ॥
जे तें जित्यारे तेणे हुं जितिओरे, पुरुष किस्युं मुझ नाम ॥पं. १॥
चरम नयण करी मारग जोवतोरे भूल्यो सयल संसार ॥
जेणे नयणें करी मारग जोइयेरे, नयण ते दीव्य विचार ॥पं. २॥
पुरुष परंपर अनुभव जोवतांरे, अंधो अंध पुलाय ॥
वस्तु विचारेंरे जो आगमें करीरे, चरण धरण नही ठाय ॥पं. ३॥
तर्क विचारें रे वाद परंपरारे, पार न पहोंचे कोय ॥
अभिमतें वस्तु वस्तुगतें कहेरे, ते विरला जग जोय ॥पं. ४॥
वस्तु विचारेंरे दीव्य नयण तणोरे, बिरह पड्यो निरधार ॥
तरतम जोगेरें तरतम बासनारे, वासित बोध आधार ॥पं. ५॥
काळ लब्धि लही पंथ निहालसुंरे, ए आस्या अविलंब ॥
ए जन जीवेरे जिनजि जाणजोरे, आनंदघन मत अंब ॥पं. ६॥

---

## ३ श्री संभव जिन स्तवन.

### रातडी रमिने कीहांथी आवियारे. ए देशी.

संभव देव ते धुर सेवो सवेरे, लहि प्रभु सेवन भेद ॥
सेवन कारण पेहेली भूमिकारे, अभय अद्वेष अखेद ॥सं. १॥

भय चंचलता हो जे परणामनीरे, द्वेष अरोचक भाव ॥
खेद प्रवर्तिहो करतां थाकीयेंरे, दोष अबोध लखाव ॥सं. २॥

चरमावर्त्तहो चरम करण तथारे, भव परिणति परिपाक ॥
दोष टले वली दृष्टी खुले भलीरे, प्रापति प्रवचन वाक ॥सं. ३॥

परिचय पातिक घातिक साधुसूंरे, अकुशल अपचय चेत ॥
ग्रंथ अध्यातम श्रवण मनन करीरे, परिशीलन नय हेत ॥सं. ४॥

कारण जोगें हो कारज नीपजेरे, एमां कोइ न वाद ॥
पण कारण विण कारज साधियेरे, ए निज मत उनमाद ॥सं. ५॥

मुगध सुगम करी सेवन आदरेरे, सेवन अगम अनूप ॥
देजो कदाचित सेवक याचनारे, आनंदघन रसरूप ॥सं. ६॥

---

## ४ श्री अभिनंदन जिन स्तवन.

।सिंधुओ आज निहेजोरे दीसे नाहलो ए देशी.

अभिनंदन जिन दरशण तरशियें, दरशण दुर्लभ देव ॥
मत मत भेदेरे जो जइ पूछीयें, सहु थापे अहमेव ॥अभि. १॥

सामान्ये करी दरिशण दोहिलुं, निरणय सकल विशेष ॥
मदमें घेर्योरे आंधो केम करे, रवि शशि रूप विलेख ॥अभि. २॥

हेतु विवादे हो चित्त धरी जोइये, अति दुरगम नय वाद ॥
आगम वादें हो गुरुगम को नही, ए सबलो विषवाद ॥अभि. ३॥

घाति डूंगर आडा अति घणा, तुज द रेशण जगनाथ ॥
धीठाइ करि मारग संचरुं, सेंगु कोइ न साथ ॥अभि. ४॥

दरशण दरशण रटतो जो फरुं, तो रण रोझ समान ॥
जेहने पीपासा हो अमृतपाननी, किम भाजे विष पान ॥अभि. ५॥

तरस न आवे हो मरण जीवन तणो, सीजे जो द रेशण काज ॥
दरिशण दुर्लभ सुलभ कृपा थकी, आनंदघन महाराज ॥ अभि. ६॥

---

## ५ सुमति जिन स्त न.

### राग. बसंत तथा केदारो.

सुमति चरण कझ आतम अरपणा, दरपण जिम अविकार ॥ ग्यानी॥
मति तरपण बहु सम्मत जाणियें, परिसर पण सुविचार ॥सु.॥सुमति.॥ १॥

त्रिविध शकल तनुं धर गत आतमा, बहिरातम धुरि भेद ॥सु.॥
बीजो अंतर आतम तिसरो, परमातम अविछेद ॥सु.॥सु.॥२॥

आतम बुद्धे कायादिके ग्रह्यो, बहिरातम अघरूप ॥सु.॥
कायादिकनो हो साखीधर रह्यो, अंतर आतम रूप ॥सु.॥सु.॥३॥

ज्ञानानंदे हो पुरण पावनो, वरजित सकल उपाधि ॥सु.॥
अतिंद्रिय गुण गण मणि आगरु, इम परमातम साध ॥सु.॥सु.॥४॥

बहिरातम तज अंतर आतमा, रूप थइ थिर भाव ॥सु.॥
परमातमनुं हो आतम भाववुं, आतम अरपण दाव ॥सु.॥सु.॥५॥

आतम अरपण वस्तु विचारतां, भरम टळे मति दोष ॥सु.॥
परम पदारथ संपति संपजे, आनंदघन रस पोष ॥सु.॥सु.॥६॥

---

## ६ श्री पद्मप्रभ जिन स्तवन.

चांदलीया संदेशो कहेजे मारा कंतनेरे ए देशी.

पद्मप्रभ जिन तुझ मुझ आंतरुरे, किम भांजे भगवंत ॥
करम विपाके कारण जोइनेरे, कोइ कहे मति मंत ॥प० १॥
पयइठिइअणु भाग प्रदेशथीरे, मूल उत्तर बहु भेद ॥
घाती हो बंधुदय उदिरणारे, सत्ता करम विच्छेद ॥प० २॥
कनकोपलवत् पयडि पुरस तणीरे, जोडि अनादि स्वभाव ॥
अन्य संजोगी जिहां लगे आतमारे, संसारी कहेवाय ॥प० ३॥
कारण जोगे हो बंधे बंधनेरे, कारण मुगति मुकाय ॥
आश्रव संवर नाम अनुक्रमेरे, हेय उपादेय सुणाय ॥प० ४॥
यूंजन करणे अंतर तुझ पडयोरे, गुण करणे करी भंग ॥
ग्रंथ उक्तें करी पंडित जन कह्योरे, अंतर भंग सुअंग ॥प० ५॥
तुझ मुझ अंतर अंतर भाजसेरे, वाजसे मंगल तुर ॥
जीव सरोवर अतिशय वाधशेरे, आनंदघन रस पुर ॥प० ६॥

---

## ७ सुपार्श्व जिन स्त·न.

राग सारंग मल्हार ललनानी देशी.

श्री सुपास जिन वंदिये, सुख संपत्तिने हेतु ललना. ॥
शांत सुद्धारस जलनिधि, भवसागरमां सेतु ॥ललना॥ श्री सुपार्श्व. १॥
सात महाभय टालते, सप्तम जिनवर देव ॥ललना॥
सावधान मनसा करी, धारो जिन पद सेव ॥ललना॥श्री सुपार्श्व. २॥
शिवशंकर जगदीश्वरु, चिदानंद भगवान ॥ललना॥
जिन अरिहा तीर्थंकरु, ज्योतिष रुप असमान ॥ललना॥श्री सुपार्श्व. ३॥
अलख निरंजन वच्छलू, सकल जंतु विसराम ॥ललना॥
अभय दान दाता सदा, पूरण आतमराम ॥ललना॥श्री सु० ४॥
वीतराग मद कल्पना, रती अरति भय सोग ॥ललना॥
निंद्रा तंद्रा दुरदसा, रहित अबाधित योग ॥ललना॥श्री सु० ५॥
परम पुरुष परमातमा, परमेश्वर परधान ॥ललना॥
परम पदारथ परमेष्टि, परमदेव परमान ॥ललना॥श्री सु० ६॥
विधि विरंचि विश्वंभरु, ऋषी केशी जगनाथ ॥ललना॥
अघहर अज मोचन धणी, मुक्ति परम पद साथ ॥ललना॥श्री सु० ७॥
एम अनेक अभिद्धा धरे, अनुभव गम्य विचार ॥ललना॥
जे जाणे तेहने करे, आनंदघन अवतार ॥ललना॥श्री सु० ८॥

---

## ८ चंद्रप्रभ जिन स्तवन.

कुंमरी रोवे आक्रंद करे, मुने कोइ मूकावे.

देखण देरे सखी मुने देखण दे, चंद्रप्रभ मुख चंद ॥ सखी ॥
उपशम रसनो कंद ॥सखी॥ गत कलि मल दुख दंद ॥सखी. १॥
सुहम निगोद न देखिओ ॥सखी॥ बादर अतिहि विशेस ॥सखी॥
पुढवी आउ न लेखिओ ॥सखी॥ तेउ वाउ न लेस ॥सखी. २॥
वनसपति अति घण दिहा ॥सखी॥ दीठो नही दिदार ॥सखी॥
बिति चउरिंदी जल लिहा ॥सखी॥ गति सन्नी पग धार ॥सखी. ३॥
सुर तिरिय निरिय निवासमां ॥सखी॥ मनुज अनारज साथ ॥सखी॥
अपज्जता प्रति भासमां ॥सखी॥ चतुर न चढीओ हाथ सखी. ४॥
एम अनेक थल जाणियें ॥सखी॥ दरिशण विणु जिण देव ॥सखी॥
आगमथी मत जाणियें ॥सखी॥ कीजे निरमल सेव ॥सखी. ५॥
निरमल साधु भगति लही ॥सखी॥ योग अवंचक होय ॥सखी॥
किरिया अवंचक तिम सही ॥सखी॥ फल अवंचक जोय ॥सखी ६॥
प्रेरक अवसर जिनवरु ॥सखी॥ मोहनीय क्षय जाय ॥सखी॥
कामित पूरण सुरतरु ॥सखी॥ आनंदघन प्रभु पाय ॥सखी. ७॥

---

## ९ श्री सुबुद्धि जिन स्तवन.

एम धन्नो धणने परचावे.

सुबुधि जिनेश्वर पाय नमिने, शुभ करणी एम कीजेरे ॥
अति घणो उलट अंग धरीने, प्रह उठी पूजीजेरे ॥सु० १॥

द्व्य भाव सुचि भाव धरीने, हरखे देहरे जइयेरे ॥
दह तिग पण अहिगम साचवतां, एक मना धुरि थइयेरे ॥सु. २॥
कुसुम अक्षत वर वास सुगंधो, धुप दीप मन साखीरे ॥
अंग पूजा पण भेद सुणी एम, गुरु मुख आगम भाखीरे ॥सु. ३॥
एहनुं फल दोय भेद सुणीजे, अनंतरने परंपररे
आणा पालण चित्त प्रसन्नी, मुगति सुगति सुर मंदिररे सु. ४
फुल अक्षत वर धूप पइवो, गंध नैवेद्य फल भरीरे
अंग अग्र पूजा मळि अडविध, भावे भविक सुभ गति वरीरे सु. ५
सत्तर भेद ·कावेस प्रकारे, अठोत्तर सत भेदेंरे
भाव पुजा बहु विधि निरधारी, दोहग दुरगति छेदेंरे सु. ६
तुरिय भेद पडिवती पुजा, उपशम खीण सयोगीरे
चउहा पुजा इम उतराझयणे, भाषी केवलभोगीरे सु. ७
एम पुजा बहु भेद सुणीने, सुखदायक सुभ करणीरे
भाविक जीव करसे ते लेसे, आनंदघन पद धरणीरे सु. ८

---

## १० श्री शीतलनाथ जिन स्त·न.

·गलिक माला गुणह विसाला.

शीतल जिन पति ललित त्रिभंगी, विविध भंगी मन मोहेरे
करुणा ·ामलता तीक्षणता, उदाशीनता सोहेरे शीतल० १

सर्व जतुं हित करणी करूणा, कर्म विदारण तीक्षणरे
हाना दान रहित परीणामि, उदाशीनता विचक्षणरे शीतल० २
पर दुख छेदन इच्छा करूणा, तीक्षण पर दुख रीझेरे
उदाशीनता उभय विलक्षण, एक ठामे केम सीझेरे शीतल० ३
अभय दान ते मलक्षय करूणा, तीक्षणता गुण भावेरे
प्रेरण विणु कृत उदाशीनता, इम विरोध मति नावेरे शीतल० ४
शक्ती व्यक्ती त्रीभुवन प्रभुता, नीग्रंथता संयोगेरे
योगी भोगी वक्ता मौनी, अनुप योगी उपयोगेरे शीतल० ५
इत्यादीक बहु भंग त्रीभंगी, चमतकार चीत देतीरे
अचरीजकारी चीत्र वीचीत्रा आनंदघनपद लेतीरे शीतल० ६

---

## ११ श्री श्रेयांस जिन स्तवन.

अहो मत वाले साजना.

श्री श्रेयांसजीन अंतरजामी, आतमरामी नामीरे
अध्यातम मत पूरण पामी, सहज मुगती गती गामीरे श्री श्रे० १
सयल संसारी इंद्रीयरामी. मुनी गुण आतमरामीरे
मुख्यपणे जे आतमरामी, ते केवल नीःकामीरे श्री श्रे० २
नीज स्वरुप जे कीरीया साधे, तेह अध्यातम लहीयेरे
जे कीरीया करी चउगती साधे, ते न अध्यातम कहीयेरे श्री श्रे० ३

नाम अध्यातम ठवण अध्यातम, द्रव्य अध्यातम छंडोरे,
भाव अध्यातम नीज गुण साधे, तो तेहसुं रढ मंडोरे श्री श्रे० ४
शब्द अध्यातम अरथ सुणीने, नीर वीकल्प आदरजोरे
शब्द अध्यातम भजना जाणी, हा न ग्रहण मती धरजोरे श्री श्रे० ५
अध्यातम जे वस्तु वीचारी, बीजा जाण लबासीरे
वस्तु गते जे बस्तु प्रकाशे, आनंदघन मत वासीरे श्री श्रे० ६

---

## १२ श्री वासुपूज्य जिन स्तवन.

### तूंगीया गिरि शिखर सोहे ए राग.

वासुपुज्य जीन त्रीभुवन स्वामी, घन नामी परनामीरे
नीराकार साकार सचेतन, करम करम फल कामीरे वासु० १
नीराकार अभेद संग्राहक, भेद ग्राहक साकारोरे
दर्शन ज्ञान दुभेद चेतना, वस्तु ग्रहण व्यापारोरे वासु० २
कर्ता परीणामी परीणामो. कर्म जे जीवें करीयेंरे
एक अनेक रुप नयवादे, नीयतें नर अनुसरीयेंरे वासु० ३
दुख सुख रुप करम फल जाणो, नीश्चय एक आनंदोरे
चेतनता परीणाम न चुके, चेतन कहे जीन चंदोरे वासु० ४
परीणामी चेतन परीणामो, ज्ञान करम फल भावीरे
ज्ञान करम फल चेतन कहीयें, लेजो तेह मनावीरे वासु० ५
आतम ज्ञानी श्रवण कहावे, बीजा तो द्रव्य लींगीरे
वस्तु गते जे वस्तु प्रकासे, आनंदघन मती संगीरे वासु० ६

---

# १३ श्री विमल जिन स्तवन.

इडर आंबा आंबलीरे, इडर दाडीम द्राख.

दुख दोहग दुरे टळ्यांरे, सुख संपद सुभेट
धींग धणी माथे कीयारे, कुण गंजे नर खेट  वीमल जीन
दीठा लोयण आज, मारा सीध्यां वंछीत काज  वी. दीठा० १
चरण कमल कमला वसेरे, नीरमल थीर पद देख
समल अथीर पद परीहरीरे, पंकज पामर पेख  वी. दी० २
मुझ मन तुज पद पंकजेरें, लीणो गुण मकरंद
रंक गणे मंदीर धरारे, इंद्र चंद्र नागिंद्र  वी. दी० ३
साहीब समरथ तुं धणीरे, पाम्यो परम उदार
मन वीसरामी वालहोरे, आतम चोआधार  वी. दी० ४
दरीशण दीठे जीन तणोरे, संशय न रहे वेध
दीनकर करभर पसरंतारे, अंधकार प्रतीषेध  वी. दी० ५
अमीय भरी मूरति रचीरे, ओपमा न घटे काय
शांत सुधारस झीलतीरे, नीरखीत तृपती न होय  वी. दी० ६
एक अरज सेवक तणीरे, अवधारो जीन देव
कृपा करी मुझ दीजीयेरे, आनंदघन पद सेव  वी. दी० ७

---

# १४ श्री अनंत जिन स्तवन.

कडखानी देशीनी ढाल.

धार तरवारनी सोहेली दोहेली, चउदमा जीन तणी चरण सेवा
धार पर नाचता देख बाजीगरा, सेवना धार पर रहे न देवा
धा० १

एक कहे सेवीयें वीवीध कीरीया करी, फल अनेकांत लोचन न देखे
फल अनेकांत कीरीया करी बापडा, रडवडे चार गती मांहे लेखे
धा० २

गच्छना भेद बहु नयण नीहालतां, तत्वनी वात करतां न लाजे
उदर भरणादी निज काय करता थका, मोह नडिया कलिकाल राजे
धा० ३

वचन निरपेक्ष व्यवहार जूठो कह्यो, वचन सापेक्ष व्यवहार साचो
वचन निरपेक्ष व्यवहार संसार फल, सांभळी आदरी कांइ राचो
धा० ४

देव गुरु धर्मनी शुद्धि कहो केम रहे, केम रहे शुद्ध श्रद्धा न आणो
शुद्ध श्रद्धा न विण सर्व किरिया करि, छार पर लीपणो तेह जाणो
धा० ५

पाप नही कोइ उत्सुत्र भाषण जिशो, धर्म नही कोइ जगसुत्र सरीखो
सुत्र अनुसार जे भाविक किरिया करे, तेहनो शुद्ध चारित्र परिखो
धा०६

एह उपदेशनुं सार संक्षेपथी, जे नरा चित्तमें नित्य ध्यावे
ते नरा दिव्य बहु काल सुख अनुभवी, नियत आनंदघन राज पावे
धा० ७

---

## १५ श्री धर्मनाथ जिन स्तवन.

### सारंग रसीयानी देशी.

धरम जीनेसर गाउं रंगसुं, भंगम पडसो हो प्रीत जिनेसर
बीजो मन मंदिर आणु नही, ए अम कुलवट रीत जिनेसर धर्म० १
धरम धरम करतो जग सहु फीरे, धर्म न जाणे हो मर्म जि०
धरम जीनेसर चरण ग्रह्या पछी, कोइ न बांधे हो कर्म जी० धर्म. २
प्रवचन अंजन जो सद्गुरु करे, देखे परम नीधान जी०
हृदय नयण नीहाले जग धणी, महीमा मेरु समान जी० धर्म. ३
दोडत दोडत दोडत दोडिओ, जेती मननीरे दोड जी०
प्रेम प्रतीत विचारो ढुकडी, गुरुगम लेजोरे जोड जी० धर्म. ४
एकपखी केम प्रीतिवरें पडे, उभय मील्या हुए संधी जी०
हुं रागी हुं मोटें फंदिओ, तुं निरागी निरबंध जी० धर्म. ५
परम निधान प्रगट मुख आगले, जगत उलंघी हो जाय जि०
ज्योति विना जुओ जगदीशनी, अंधोअंध पुलाय जि० धर्म. ६

निरमल गुण मणि रोहण भूधरा, मुनी जन मानस हंस जि०
धन्य ते नगरी धन वेला घडी, माता पीता कुलवंश जि० धर्म. ७
मन मधुकर वर [illegible], कहे, पदकज निकट निवास जि०
घन नामी आनंदघन सांभलो, ए सेवक अरदास जि० धर्म. ८

---

## १६ श्री शांति जिन स्तवन.

### चतुर चोमासो पडिकमी.

शांति जिनएक मुझ वीनती, सुखो त्रिभुवन रायारे ॥
शांनि सरुप केम जाणिये, कहो मन किम परखायरे ॥ शांति. १ ॥
धन्य तुं आतम जेहने, एहवो प्रश्न अवकाशरे ॥
धीरज मन धरी सांभलो, कहुं शांति प्रति भासरे ॥शांति. २॥
भाव अविशुध्ध सुविशुद्ध जे, कह्या जिनवर देवरे ॥
ते तेम अतथ्य सद्दहे, प्रथम ए शांति पद सेवरे ॥शांति. ३॥
आगम धर गुरु समकेति, क्रिया संवर साररे ॥
संप्रदायी अवंचक सदा, सुची अनुभवाधाररे ॥शांति. ४॥
शुध्ध अवलंबन आदरे, तजी अवर जंजालरे ॥
तामसी वृत्ति सवि परिहरी, भजे सात्विक सालरे ॥शांति. ५॥
फल विसंवाद जेमां नही, शब्द ते अर्थ संबंधिरे ॥
सकल नयवाद व्यापि रह्यो, ते शिव साधन संधिरे ॥शांति. ६॥

विधि प्रतिशेध करी आतमा, पदारथ अविरोधरे ॥
ग्रहण विधि महाजने परिग्रह्यो, इसो आगमें बोधरे ॥शांति. ७॥
दुष्ट जन संगति परिहरी, भजे सुगुरु संतानरे ॥
जोग सामर्थ्य चित्त भावजे, धरे मुगति निदानरे ॥शांति. ८॥
मान अपमान चित्त समगणे, सम गणे कनक पाषाणरे ॥
वंदक निंदक समगणे, इशो होय तुं जाणरे ॥शांति. ९॥
सर्व जग जंतुने सम गणे, गणे तृण मणि भावरे ॥
मुक्ति संसार बेउ सम गणे, मुणे भवजल निधि नावरे ॥शांति. १०॥
आपणो आतम भाव जे, एक चेतना धाररे ॥
अवर सवि साथ संयोगथी, एह निज परिकर साररे ॥शांति. ११॥
प्रभु मुखथी एम सांभली, कहे आतमरामरे ॥
ताहरे दरिशणे निस्तरयो, मुझ सिद्धा सवी कामरे ॥शांति. १२॥
अहो अहो हुं मुझने कहुं, नमो मुझ नमो मुझरे ॥
अमित फल दान दातारनी, जेहने भेट थयी तुझरे ॥शांति० १३॥
शांति सरुप संक्षेपथी, कह्यो निजपररूपरे ॥
आगम मांहे विस्तार घणो, कह्यो शांति जिन भूपरे ॥शांति. १४॥
शांति सरुप एम भावसे, धरी शुध्ध प्रणिध्धानरे ॥
आनंदघन पद पामसें, ते लेहेसे बहु मानरे ॥शांति. १५॥

---

# १७ श्री कुंथु जिन स्तवन.

## अंबर देहो मुरारी हमारो ए.

कुंथुं जिन मनडुं किमही न बाजे हो ॥ कुं. ॥
जिम जिम जतन करीने राखुं, तिम तिम अलगुं भाजे हो ॥कुं. १॥
रजनी बासर वसती उजड, गयण पायालें जाय ॥
साप खाएने मुखडुं थोथु, एह ओखाणो न्याय हो ॥कुं. २॥
मुगति तणा अभिलाखी तपीया, ज्ञानने ध्यान अभ्यासें ॥
वयरीडुं कांइ एहवुं चिंते, नाखे अलवे पासें हो ॥कुं. ३॥
आगम आगम धरने हाथें, नावे किण विधि आंक्युं ॥
किहां कणे जो हठ करी हटकुं, तो व्यालतणी परें वांकुं हो ॥कुं. ४॥
जो ठग कहुं तो ठग तो न देखुं, साहुकार पण नाही ॥
सर्व मांहेने सहुथी अलगुं, ए एचरीज मन मांही हो ॥कुं. ५॥
जे जे कहुं ते कान न धरे, आप मतें रहे कालो ॥
सुरनर पंडित जन समजावे, समजे न माहासालो हो ॥कुं. ६॥
में जाण्युं ए लिंग नपुंसक, सकल मरदने ठेले ॥
बीजी वाते समरथ छे नर, एहने कोइ न झाले हो ॥कुं. ७॥
मन साध्युं तेणे सघलुं साध्युं, एह वात नही खोटी ॥
एम कहे साध्युं ते नवी मानुं, ए कही वात छे मोटी हो ॥कुं. ८॥
मनडुं दुराराध्य तें वस आण्युं, ते आगमथी मति आणुं ॥
आनंदघन प्रभु माहरुं आणो, तो साचुं करी जाणुं हो ॥कुं. ९॥

---

# १८ श्री अर जैन स्तवन.

ऋषभनो वंश रयणावरु.

धरम परम अरनाथनो, किम जाणुं भगवंतरे ॥
स्वपर समय समजावियें, महिमावंत महंतरे ॥ध. १॥
शुद्धातम अनुभव सदा, स्वसमय एह विलासरे ॥
परवडी छांहेडी जेह पडे, ते पर समय निवासरे ॥ध. २॥
तारा नक्षत्र ग्रह चंदनी, ज्योति दिने समझाररे ॥
दर्शन ज्ञान चरण थकी, शकति निजातम धाररे ॥ध. ३॥
भारी पीलो चीकणो, कनक अनेक तरंगरे ॥
पर्याय दृष्टि न दीजीयें, एकज कनक अभंगरे ॥ध. ४॥
दरशण ज्ञान चरण थकी, अलख सरुप अनेकरे ॥
निर विकलप रस पीजियें, शुध्ध निरंजन एकरे ॥ध. ५॥
परमारथ पंथ जे कहे, ते रंजे एक तंतरे ॥
व्यवहारें लख जे रहे, तेहना भेद अनंतरे ॥ध. ६॥
व्यवहारें लखे दोहिला, कांइ न आवे हाथरे ॥
शुध्ध नय थापना सेवतां, नवि रहे दुविधा साथरे ॥ध. ७॥
एक पखी लखी प्रीतनी, तुम साथें जगनाथरे ॥
कृपा करीने राखजो, चरण तळे ग्रही हाथरे ॥ध. ८॥
चक्री धरम तीरथ तणो, तीरथ फल ततसाररे ॥
तीरथ सेवे ते लहे, आनंदघन निरधाररे ॥ध. ९॥

---

## १९ श्री मल्ली जिन स्तवन.

### सेवक किम अवगणियें हो.

सेवक किम अवगणियें हो ॥मल्लिजिन॥ एह अब सोभा सारी ॥
अवर जेहने आदर अति दीए, तेहने मुल निवारी हो ॥मल्लि. १॥
ज्ञान स्वरुप अनादि तुमारुं, ते लीधुं तमे ताणी ॥
जुओ अज्ञान दशा रीसावी, जातां काण न आणी हो ॥मल्लि. २॥
निद्रा सुपन जागर उजागरता, तुरिय अवस्था आवी ॥
निद्रा सुपन दशा रीसाणी, जाणी न नाथ मनावी हो ॥मल्लि. ३॥
समकेत साथे सगाइ कीधी, सपरिवार सुंगाढी ॥
मिथ्या मती अपराधण जाणी, घरथी बाहिर काढी हो ॥मल्लि. ४॥
हास्य अरति रति शोक दुगंछा, भय पामर कर साली ॥
नोकषाय श्रेणी गज चढतां, श्वान तणी गति जाली हो ॥मल्लि. ५॥
राग द्वेष अविरतिनी परिणति, ए चरण मोहना योद्धा ॥
वीतराग परिणति परिणमतां, उठी नाठा बोधा हो ॥मल्लि. ६॥
वेदोदय कामा परिणामा, काम्यकर सहु त्यागी ॥
निःकामी करुणा रस सागर, अनंत चतुष्क पद पागी हो ॥मल्लि. ७॥
दान विघन वारी सहु जनने, अभय दान पद दाता ॥
लाभ विघ्न जग विघन निवारक, परम लाभ रस माता हो ॥मल्लि. ८॥
वीर्य विघन पंडित वीर्ये हणी, पुरण पदवी योगी ॥
भोगोपभोग दोय विघन निवारी, पुरण भोगशुं भोगी हो ॥मल्लि. ९॥

ए अढार दुषण वरजित तनुं, मुनि जन वृंदे गाया ॥
अविरति रुपक दोष निरुपण, निरदुषण मन भाया हो ॥मल्लि. १०॥
इण विध परखी मन विसरामी, जिनवर गुण जे गावे ॥
दिनबंधुनी महिर नजरथी, आनंदघन पद पावे हो ॥मल्लि. ११॥

---

## २० श्री मुनिसुव्रत जिन स्तवन.

आघा आम पधारो पुज्य.

मुनीसुव्रत जिनराय, एक मुझ विनति निसुणो ॥
आतम तत्त्व क्युं जाण्युं जगतगुरु, एह विचार मुझ कहियो ॥
आतम तत्त्व जाण्या विण निरमल, चित्त समाधि नवि लहियो ॥मुनी. १॥
कोइ अबंध आतम तत माने, किरिया करतो दीसे ॥
क्रियातणुं फळ कहो कुण भोगवे, इम पुछ्युं चित रीसें ॥मुनी. २॥
जड चेतन ए आतम एकज, थावर जंगम सरिखो ॥
दुख सुख संकर दुषण आवे, चित्त विचारी जो परिखो ॥मुनी. ३॥
एक कहे नित्यज आतम तत, आतम दरशण लीनो ॥
कृत विनाश अकृतागम दुषण, नवी देखे मत हीणो ॥मुनी. ४॥
सुगति मति रागी कहे वादी, क्षणिक ए आतम जाणो ॥
बंध मोक्ष सुख दुख न घटे, एह विचार मन आणो ॥मुनी. ५॥
भुत चतुष्क वरजित आतम तत, सत्ता अलगी न घटे ॥
अंध शकट जो नजर न देखे, तो शुं कीजे शकटे ॥मुनी. ६॥

एम अनेक वादी मत विभ्रम, संकट पडियो न लहे ॥
चित्त समाध ते माटे पुछुं, तुम विण तत कोइ न कहे ॥मुनी. ७॥
वलतुं जग गुरु इणिपरें भाषे, पक्षपात सब छंडि ॥
राग द्वेष मोह परव वर्जित, आतमसुं रढ मंडी ॥मुनी. ८॥
आतम ध्यान करे जो कोउ, सो फिर इणमें नावे ॥
वाग जाल बीजुं सहु जाणे, एह तत्व चित्त चावे ॥मुनी. ९॥
जेणे विवेक धरी ए परव ग्रहियें, ते तत ज्ञानी कहियें ॥
श्री मुनीसुव्रत कृपा करो तो, आनंदघन पद लहियें ॥मुनी. १०॥

---

## २१ श्री नमि जिन स्तवन

धन धन संप्रति साचो राजा.

षट दरसण जिन अंग भणी जे, न्यास षडंग जो साधेरे
नमि जिनवरना चरण उपासक, षट दरशन आराधेरे षट. १
जिन सुर पाद पपाय वखाणुं, सांख्य जोग दोय भेदेरे
आतम सत्ता विवरण करता, लहो दुग अंग अखेदेंरे षट. २
भेद अभेद सुगत मीमांसक, जिनवर दोय कर भारीरे
लोका लोक अवलंबन भजियें, गुरु गमथी अवधारीरे षट. ३
लोकायतिक कुष जिनवरनी, अंश विचारी जो कीजेरें
तत्व विचार सुधारस धारा, गुरुगम विण केम पीजेरे षट. ४

जैन जिनेश्वर वर उत्तम अंग, अंतरंग बहिरंगेरे
अक्षर न्यास धरा आराधक, आराधे धरी संगेरे षट. ५
जिनवरमां सघळां दरशण छे, दर्शने जिनवर भजनारे
सागरमां सघळी तटमी सही, तटनीमां सागर भजनारे षट. ६
जिन स्वरुप थइ जिन आराधे, ते सही जिनवर होवेरे
भृंगी इलीकाने चटकावे, ते भृंगी जग जोवेरे षट. ७
चुरण भाष्य सुत्र निर्युक्ति, वृत्ति परंपर अनुभवरे
समय पुरुषना अंग कह्या ए, जे छेदे ते दुरभवरे षट. ८
मुद्रा बीज धारणा अक्षर, न्यास अरथ विनि योगेंरे
जे ध्यावे ते नवि वंची जे, क्रिया अवंचक भोगेंरे षट. ९
श्रुत अनुसार विचारी बोलुं, सुगुरु तथा विधी न मिलेरे
किरिया करी नवि साधि सकीयें, ए विषवाद चित्त सघलेरे षट. १०
ते माटे उभा करजोडी, जिनवर आगल कहीयेंरे
समय चरण सेवा शुद्ध देजो, जेम आनंदघन लहीयेंरे षट. ११

---

## २२ श्री नेमनाथ जिन स्तवन.

धणरा ढोला.

अष्ट भवंतर वालहीरे, तुं मुज आतमराम मनरावाला.
मुगति स्त्रीशुं आपणेरे, सगपण कोइ न काम म. १

घर आवो हो वालिम घर आवो, मारी आस्याना विसराम म.
रथ फेरो हो साजन रथ फेरो, साजन मारा मनोरथ साथ म. २
नारी पखो श्यो नेहलोरे, साच कहे जगनाथ म.
इश्वर अरधंगे धरीरे, तुं मुझ झाले न हाथ म. ३
पशु जननी करुणा करीरे, आणी हृदय विचार म.
माणसनी करुणा नहीरे, ए कुण घर आचार म. ४
प्रेम कलपतरु छेदीयोरे, धरियो जोग धतूर म.
चतुराइरो कुण कहोरे, गुरु मिलियो जग सुर म. ५
मारुं तो एमां क्युंही नहीरे, आप विचारे राज म.
राज सभामें बेसतारे, किसडी बधसी लाज म. ६
प्रेम करे जग जन सहुरे, निरवाहे ते ओर म.
प्रीत करीने छोडीदेरे, ते शुं न चाले जोर म. ७
जो मनमां एहवुं हतुंरे, निसपति करतन जाण म.
निसपति करीने छांडतांरे, माणस हुये नुकसाण म. ८
देतां दान संवत्सरीरे, सहु लहे वंछित पोष म.
सेवक वंछित नवी लहेरे, ते सेवकनो दोष म. ९
सखी कहे ए सामळोरे, हुं कहुं लक्षण सेत म.
इण लक्षण साची सखीरे, आप विचारे हेत म. १०
रागी शुं रागी सहुरे, वैरागी श्यो राग म.
राग विना किम दाखवोरे, मुगति सुंदरी माग म. ११

एक गुह्य घटतुं नथीरे, सघलोइ जाणे लोक म.
अनेकांतिक भोगवोरे, ब्रह्मचारी गत राग म. १२
जिण जोणी तुमने जोउंरे, तिण जोणी जोवो राज म.
एकवार मुझने जुओरे, तो सीझे मुज काज म. १३
मोह दशा धरी भावनारे, चित्त लहे तत्त्व विचार म.
वीतराग मन आदरीरे, प्राणनाथ निरधार म. १४
सेवक पण ते आदरेरे, तो रहे सेवक माम म.
आशय साथे चालीयेंरे, एहीज रुडुं काम म. १५
त्रिविध योग धरी आदर्योरे, नेमनाथ भरतार म.
धारण पोषण तारणोरे, नव रस मुगताहार म. १६
कारण रुपी प्रभु भज्योरे, गण्यो न काज अकाज म.
कृपा करी मुझ दीजीयेंरे, आनंदघन पदराज म. १७

---

## २३ पार्श्व जिन स्तवन.

सारंग रसीआनी देशी.

ध्रुव पद रामी हो स्वामी माहारा, निकामी गुणराय ।।सुग्यानी।।
निज गुण कामी हो पामी तुं धणी, ध्रुव आरामी हो नाथ ।।
।।सुग्यानी ध्रु. १।।
सर्व व्यापी कहे सर्व जाणंगपणे, पर परिणमन सरुप ।।सु.।।
पर रुपें करी तत्त्वपणुं नहीं, स्वसत्ता चिद्रुप ।।सु. ध्रु. २।।

ज्ञेय अनेकें हो ज्ञान अनेकता, जल भाजन रवि जेम ॥ सु. ॥
द्रव्य एकत्वपणे गुण एकता, निज पद रमता हो खेम ॥सु. ध्रु. ३॥
परक्षेत्रे गत ज्ञेयने जाणवे, परक्षेत्रे थयुं ज्ञान ॥ सु. ॥
अस्तिपणुं निज क्षेत्रे तुमे कह्यो, निर्मलता गुण मान ॥सु. ध्रु. ४॥
ज्ञेय विनाशे हो ज्ञान विनिश्वरु, काल प्रमाणेरे थाय ॥ सु. ॥
स्वकाले करी स्व सत्ता सदा, ते पर रीते न जाय ॥सु. ध्रु. ५॥
परभावें करी परता पामता, स्व सत्ता थिर ठाण ॥ सु. ॥
आत्म चतुष्कमयी परमां नही, तो किम सहुनोरे जाण ॥सु. ध्रु. ६॥
अगुरु लघु निज गुणने देखतां, द्रव्य सकल देखंत ॥ सु. ॥
साधारण गुणनी साधर्म्यता, दर्प्पण जलने दृष्टांत ॥सु. ध्रु. ७॥
श्री पार्श्वजिन पारस रस समो, पण इहां पारस नाहिं ॥ सु. ॥
पुरण रसीओ हो निज गुण परसनो, आनंदघन मुझ मांहि ॥
॥सु. ध्रु . ८॥

---

## २४ श्री महावीर जिन स्तवन.

### राग धन्याश्री.

वीरजीने चरणे लागुं, वीरपणुं ते मागुंरे ॥
मिथ्या मोह तिमिर भय भांगुं, जित नगारुं वाग्युंरे ॥वी. १॥

छउ मिथ्य विरय लेश्या संगे, अभिसंधिज मति अंगेरे ॥
सुक्ष्म स्थुल क्रियाने रंगे, योगी थयो उमंगेरे ॥वी. २॥
असंख्य प्रदेश वीर्य असंखें, योग असंखित कंखेंरे ॥
पुद्गल गण तेणे ले सुविशिषे, यथाशक्ति मति लेखेंरे ॥वी. ३॥
उत्कृष्टें वीरयने वेसें, योग क्रिया नवी पेसेरे ॥
योग तणी ध्रुवताने लेसें, आतम शक्ति न खेसेरे ॥वी. ४॥
काम विर्य वशें जेम भोगी, तेम आतम थयो भोगीरे ॥
सुरपणे आतम उपयोगी, थाय तेहने अयोगीरे ॥वी. ५॥
वीरपणुं ते आतम ठाणे, जाण्युं तुमची वाणेरे ॥
ध्यान विनाणे शक्ति प्रमाणे, निज ध्रुव पद पहिचाणेरे ॥वी. ६॥
आलंबन साधन जे त्यागे, पर परिणतिने भागेरे ॥
अक्षय दर्शन ज्ञान वैरागे, आनंदघन प्रभु जागेरे ॥वी. ७॥

---

## श्री पार्श्व जिन स्तवन.

### शांति जिन एक मुझ वीनती.

पास जिन तारा रुपनुं, मुझ प्रतिभास केम होयरे ॥
तुझ मुझ सत्ता एकता, अचल विमल अकल जोयरे ॥पा. १॥
मुझ प्रवचन पक्षथी, निश्चय भेद न कोइरे ॥
विवहारे लखी देखीयें, भेद मति भेद बहु लोयरे ॥पा. २॥

बंधन मोक्ष नही निश्चयें, विवहारे भज दोयरे ॥
अखंडित अबाधित सोय कदा, नित अबाधित सोयरे ॥पा. ३॥

अन्वय हेतु व्यतिरेकथी, अंतरो तुझ मुझ रूपरे ॥
अंतर मेटवा कारणे, आतम स्वरूप अनूपरे ॥पा. ४॥

आतमता परमातमता, शुद्ध नय भेद न एकरे ॥
अवर आरोपित धर्म छे, तेहना भेद अनेकरे ॥पा. ५॥

धरमी धरमथी एकता, तेह मुझ रूप अभेदरे ॥
एक सत्ता लख एकता, कहे ते मुढ मति खेदरे ॥पा. ६॥

आतम धरम अनुसरी, रमे जे आतमरामरे ॥
आनंदघन पदवी लहे, परम आतम तस नामरे ॥पा. ७॥

---

## श्री महावीर जिन स्तवन.

पंथडो निहालुंरे, बीजा जिन तणोरे.

चरम जिणेसर विगत स्वरूपनुंरे, भावुं केम सरुप ॥
साकारी विण ध्यान न संभवेरे, ए अविकार अरूप ॥चरम. १॥

आप सरूपें आतममां रमेरे, तेहना धुर बे भेद ॥
असंख उक्कोसें, साकारी पदेरे, निराकारी निरभेद ॥चरम. २॥

सुखम नाम करम निराकारजेरे, तेह भेदे नहीं अंत ॥
निराकार जे निरगति कर्मथीरे, तेह अभेद अनंत ॥चरम. ३॥

रुप नही कइयें बंधन घटयुंरे, बंधन मोक्ष न कोय ॥
बंध मोक्ष विण सादि अनंतनुंरे, भंग संग केम होय ॥चरम. ४॥

द्रव्य विना तेम सत्ता नवी लहेरे, सत्ता विण स्यो रुप ॥
रुप विना केम सिद्ध अनंततारे, भावुं अकल सरुप ॥चरम. ५॥

आतमता परिणति जे परिणम्यारे, ते मुझ भेदा भेद ॥
तदाकार विण मारा रुपनुंरे, ध्यावुं विध प्रतिषेध ॥चरम. ६॥

अंतिम भव ग्रहणे तुझ भावनुंरे, भावशुं शुद्ध सरुप ॥
तइयें आनंदघन पद पामशुंरे, आतम रुप अनुप ॥चरम. ७॥

---

# श्री देवचंद्रजी कृत चोविशी.

## १ श्री ऋषभनाथ जिन स्तवन.

ऋषभ जिणंदशुं प्रीतडी, कीम कीजे हो कहो चतुर विचार
प्रभुजी जइ अळगा वश्या, तिहां किण नवि हो को वचन उचार
ऋषभ० १

कागळ पण पहोंचे नही, नवी पहोंचे हो तिहां को परधान ॥
जे पहोंचे ते तुम समो, नवि भाखे हो कोइनो विवधान ऋ. २

प्रीत करे ते रागीया, जिनवरजी हो तुमे तो वीतराग
प्रीतडी जेह अरागथी, मेळवी ते हो लोकोत्तर माग ऋ. ३

प्रीति अनादिनी विष भरी, ते रीते हो करवा मुज भाव
करवी निरविष प्रितडी, किण भांते हो कहो बने बनाव ऋ. ४

प्रीति अनंती परथकी, जे तोडे हो ते जोडे एह
परम पुरुषथी रागता, एकत्वता हो दाखी गुण गेह ऋ. ५

प्रभुजीने अवलंबतां, निज प्रभुता हो प्रगटे गुणराश
देवचंद्रनी शेवना, आपे मुझ हो अविचल सुखवास ऋ. ६

## २ अजित जिन स्तवन.

### देखो गति दैवनीरे.

ज्ञानादिक गुण संपदारे, तुझ अनंत अपार
ते सांभळतां उपनीरे, रुचि तेणे पार उतार
अजित जिन तारजोरे, तारजो दिन दयाळ अजितजिन तारजोरे. १

जे जे कारण जेहनोरे, सामग्री संयोग
मिलतां कारज निपजेरे, करतातणे प्रयोग अजित. २

कार्य सिद्धि करता वसुरे, लहि कारण संयोग
निज पद कारक प्रभु मळ्यारे, होए निमित्तह भोग अजित. ३

अज कुलगत केशरी लहेरे, निज पद सिंह निहाळ
तिम प्रभु भक्ते भवि लहेरे, आतम शक्ति संभाळ अजित. ४

कारण पद कर्त्तापणेरे, करी आरोप अभेद
निजपद अर्थी प्रभु थकीरे, करे अनेक उमेद अजित. ५

एहवा परमातम प्रभुरे, परमानंद स्वरुप
स्याद्वाद सत्ता रसीरे, अमल अखंड अनुप अजित. ६

आरोपित सुख भ्रम टळ्योरे, भास्यो अव्याबाध
समर्यो अभिलाषीपणोरे, करता साधन साध अजित. ७

ग्राहकता स्वामीत्वतारे, व्यापक भोक्ता भाव
कारणता कारज दिशारे, सकळ ग्रह्युं निज भाव अजित. ८

श्रद्धा भासन रमणतारे, दानादिक परिणाम
सकळ थया सत्ता रसीरे, जिनवर दरिशण पाम अजित. ९
तेणे निर्यामक माहणोरे, वैद्य गोप आधार
देवचंद्र सुख सागरुरे, भाव धर्म दातार अजित १०

---

## ३ श्री संभव जिन स्तवन.

### धणरा ढोला.

श्री संभव जिन राजजीरे, ताहरो अकल स्वरुप ॥जिनवर पूजो॥
स्वप्रकाशक दिनमणीरे, समता रसनो भुप ॥जि. १॥
पूजो पूजोरे भविक पुजो पुजो, हांरे प्रभु पूज्या परमानंद॥जि.॥
अविसंवाद निमित्त छेरे, जगत जंतु सुखकाज ॥ जि. ॥
हेतु सत्य बहु मानथीरे, जिन सेव्या सीवराज ॥जि. २॥
उपादान आतम सहीरे, पुष्टालंबन देव ॥ जि. ॥
उपादान कारणपणेरे, प्रगट करे प्रभु सेव ॥जि. ३॥
कार्य गुण कारणपणेरे, कारण कार्य अनुप ॥ जि. ॥
सकळ सिद्धता ताहरीरे, माहारे साधन रुप ॥जि. ४॥
एकवार प्रभु वंदनारे, आगम रीते थाय ॥ जि. ॥
कारण सत्ते कार्यनी रे, सिद्धि प्रतित कराय ॥जि. ५॥

प्रभुपणे प्रभु ओळखीरे, अमल विमल गुण गेह ॥ जि. ॥
साध्य दृष्टि साधकपणेरे, वंदे धन्य नर तेह ॥जि. ६॥
जन्म कृतारथ तेहनोरे, दिवस सफळ पण तास ॥ जि. ॥
जगत शरण जिन चरणनेरे, वंदे धरीय उल्लास ॥जि. ७॥
निज सत्ता निज भावथीरे, गुण अनंतनो ठाण ॥ जि. ॥
देवचंद्र जिनराजजीरे, शुद्ध सिद्ध सुख खाण ॥जि. ८॥

---

# ४ श्री अभिनंदन जिन स्तवन.

## ब्रह्मचर्य पद पुजीए.

क्युं जाणुं क्युं बनी आवशे, अभिनंदन रस रीत हो मित्त ॥
पुद्गल अनुभव त्यागथी, करवी जश परतीत हो मित्त ॥क्युं १॥
परमातम परमेश्वरु, वस्तुगते ते अलिप्त हो मित्त ॥
द्रव्ये द्रव्य मिले नही, भावे ते अन्य अव्याप्त हो मित्त ॥क्युं. २॥
शुध्ध स्वरुप सनातनो, निर्मळ जे [illegible] हो मित्त ॥
आतम विभुति परिणम्यो, न करे ते प्रसंग हो मित्त ॥क्युं. ३॥
पण जाणुं आगम बळे, मिलवो तुम प्रभु साथ हो मित्त ॥
प्रभु तो स्वसंपत्तिमयी, शुध्ध स्वरुपनो नाथ हो मित्त ॥क्युं. ४॥
पर [illegible]कता छे, जे तुज पुदगल योग हो मित्त ॥
[illegible]चल जगनि एठनो, न घटे तुजने भोग हो मित्त ॥क्युं. ५॥

